# તીલક કેસનો સવીસ્તર હેવાલ.

જાણીતા નેશનલીસ્ટ પત્રના અધિપતિ અને મરાઠી લેખક તેમજ નેશનલીસ્ટ રાજ્યદ્વારી આગેવાન મી૦ બાળ ગંગાધર તીલક બી. એ. એલ. એલ. બી. ને તેઓના આશરે ૨૩ હજાર ઉપર કોપીનો બહોળો ફેલાવો પામેલા "કેસરી" પત્રમાં કેટલાંક રાજ્યદ્વારી લખાણ કરવા માટે હીંદી ફોજદારી કાયદાની કલમ ૧૨૪ મી એ. અને ૧૫૩ મી એ. કલમની રૂએ મુંબઈના વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટને મુંબઈ સરકાર તરફથી સરકારી ઓરીયેંટલ ટ્રાન્સલેટર સય્યદમીયાં સય્યદ સમસુદીન કાદરીની ફરમાશથી કાઢેલા વોરંટની રૂએ તા૦ ૨૪ મી જુન ૧૯૦૮ ને રોજ સાંજના સાડા ૭ વાગતે મારકેટ આગળ આવેલી સીતારામ બીલ્ડીંગ્સમાં આવેલા "સરદાર આશ્રમ"માંથી કેદ પકડવામાં આવ્યા હતા.

વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટને મી૦ તીલકને પકડવાનું વારંટ આપ્યું હતું તે વારંટ બજાવવા માટે છુપી પોલીસના વડા સુપ્રીનટેનડંટ મી૦ સ્લોન અને છુપી પોલીસના સબ ઇનસ્પેકટરો મી૦ પેટીગરા, મી૦ નારાયણ અને મી૦ મહમદ હુસેન સીતારામ બીલડીંગ્સમાંના સરદાર આશ્રમમાં સાંજના ૬૫ વાગતે ગયા હતા, જે વેળાએ મી૦ તીલક એક ખુરસી ઉપર બેઠા હતા અને તેઓ નજદીક 'કાળ" પત્રના અધિપતિ મી૦ શીવરામ મહાદેવ પ્રાંજપે એમ. એ. અને બીજા ૭ બ્રાહમણ ગૃહસ્થો બેઠેલા હતા. મી૦ સ્લોને મી૦ તીલકને વારંટ આપ્યું, તે વાંચીને તેઓ હસ્યા અને કહ્યું આજે વારંટ આવશે એવી ખબર મળી હતી, પણ જરા વેહેલું બજાવ્યું હોત તો જામીન માટે તજવીજ કરવાનો વખત મળત. પોલીસ અધિકારીઓએ કહ્યું અમારા હાથમાં વારંટ આવ્યું એટલે અમે આવ્યા. એ પ્રમાણે વિનોદ કરીને મી૦ તીલકે કપડાં પહેરી લીધાં ને ચાલ્યા. નીચે ઉતર્યા ત્યાં સુપ્રિ૦ મી૦ સ્લોન ઉભા હતા. તે બધા એક ભાડુતી ગાડીમાં બેસી નજદીક આવેલી એસપ્લેનેડ પોલીસ ચોકીમાં ગયા હતા અને આખી રાત તેઓને એ પોલીસ કોરટના ભોંયરામાં રાખવામાં આવ્યા હતા. આ વખતે પોલીસ કોરટની ચોકી નજદીક ડેપ્યુટી પોલીસ કમીશનર મી૦ ફીલીપ્સ હાજર થયા હતા. ઇનસ્પેકટર મી૦ ગાઇડરે એ વખતે ઘટતો બંદોબસ્ત પોલીસ કોરટમાં જાળવ્યો હતો અને આખી રાત કોરટના મકાનમાં મજબુત પોલીસ બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો.

તા૦ ૨૫ મીના પહેલા પોહરે ૧૧ વાગતે મી૦ તીલકને વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટન સનમુખ ઉભા કરવામાં આવ્યા હતા. સરકાર તરફથી પબ્લીક પ્રોસીક્યુટર મી૦ બોવન હાજર થયા હતા, જ્યારે આરોપીનો બચાવ મેસર્સ એસ. એમ દીક્ષીત અને મી૦ બોડસ વકીલોની ફરમાસથી મી૦ જહાંગીર દીનશાહ દાવર સાથે મી૦ બેપ્ટીસ્ટા બૅરીસ્ટરે કીધો હતો.

આ મુકરદમો સાંભળવાને ધારાના હી
અને લોકોથી કોરટ ચીકાર થઇ ગઈ
રહેલાઓમાં મરાઠાઓનો મોટો ભાગ

મી૦ તીલક પુર સફેદ સા
હાજર થયા હતા અને તેઓ

## તીલક કેસનો સવીસ્તર હેવાલ.

છેડા સાથની કીંમતી પાઘડી અને પગમાં દક્ષણી જોડા હતા.

પોલીસે મજબુત દેખરેખ રાખી હતી અને કોરટના આગલા શિવાય સઘળા દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. ધીમેધીમે લોકોની સંખ્યા વધી પડી હતી, જેથી કોરટનું મકાન ચીકાર થવા ઊપરાંત ઘણાક લોકોને ઊભા રહેવાની ફરજ પડી હતી.

મી૦ બાળ ગંગાધર તીલક સામે તેઓના ગઈ તા૦ ૧૨મી એપ્રીલ ૧૯૦૮ના "કેસરી"ના અંકમાં "આપણા દેશનું દુર્દૈવ" એવા મથાળા હેઠળ કહેવાતું રાજદ્રોહી અને ફીતુરી લખાણ કરવાનો અને તેમ કરી હીંદમાં કાયદાસર સ્થપાયલી સરકાર સામે ધિકકાર ફેલાવવાનો અને પ્રજા તેમજ સરકાર વચ્ચે કડવી અને દુસ્મનાઈ ભરેલી લાગણી ફેલાવવાનો અથવા તેમ કરવાની કોશીશ કરવાનો આરોપ મેલાયો હતો. પોલીસ તરફથી આ મુકરદમા ઊપર સુપ્રીનટેનડંટ મી૦ સ્લોને દેખરેખ રાખી હતી.

શરૂઆતમાં મી૦ બોવનની તપાસમાં મી૦ સ્લોને જણાવ્યું કે, મુંબઈની છુપી પોલીસમાં હું સુપ્રીનટેનડંટનો ઓધો ધરાવું છું. ફરીયાદમાં જે માણસને જાહેર કરવામાં આવ્યા છે તેઓ આરોપી મી૦ બાળ ગંગાધર તીલક છે. હું તેઓને ઓળખું છું. આજ કેટલીક મુદત થયાં હું "કેસરી" પત્ર ખરીદું છું અને ગઈ તા૦ ૧૨ મીનો "કેસરી" પત્રનો અંક મેં ખરીદ્યો હતો.

મી૦ બોવને અત્રે નામદાર કોરટને મુકરદમો મુલતવી રાખવા માટે અરજ કરી હતી.

મેજીસ્ટ્રેટ—(મી૦ બોવનને) શું તમે હમણાં મો ચલાવવાને તૈયાર નથી?

દાવરે મુકરદમો મુલતવી રાખવાની મી૦ ની અરજ વિરૂદ્ધ વાંધો લેતાં જણાવ્યું ' જરૂર નથી કે આરોપી મી૦ ઊંચી કેળવણી પામેલા આબરૂદાર અને પશ્ચીમ તરફની સઘળી કોમોમાં અને મુખ્ય કરી મરાઠા વર્ગમાં ભારે લાગવગ ધરાવનારા ગૃહસ્થ છે. તેઓને સાંજે છેક છ વાગ્યા પછી પોલીસ તરફથી પકડવામાં આવ્યા છે અને ત્યારથી તેઓને પોલીસ ચોકીમાં પુરવામાં આવેલા છે. તેઓના ધારાના હીમાયતીઓને સરકાર તરફથી રજુ થયેલા ફરીયાદનામાની નકલ પણ હજી મળી નથી અને મી૦ તીલક સામે શું આરોપ મેલાયા છે તેથી હું કે તેઓના ધારાના બીજા કોઈ પણ હીમાયતી હજી માહીતગાર થયા નથી. જો આરોપી ઊપર હીંદી ફોજદારી કાયદાની ૧૨૪ મી એ. કલમ પ્રમાણેનો રાજદ્રોહી લખાણ કરવાનો આરોપ મેલાયો હોય તો આરોપી તરફથી તેઓ મુકરદમો ચલાવવાને તદ્દન તૈયાર છે અને તેઓ 'કેસરી' પત્રમાં પ્રગટ થયલું મજકુર કહેવાતું વાંધાભર્યું લખાણ આરોપીએજ પ્રગટ કીધું છે એમ વળી કબુલ કરે છે. આ પછી આરોપી જ્યારે મજકુર આર્ટીકલ પોતે પ્રગટ કરવાની બીના કબુલ કરે છે તો આર્ટીકલ પ્રગટ થવાની બીનાની જુબાની લાવવા ઊપરજ મુકરદમો મુલતવી રાખવાની કશી જરૂર રહેતી નથી. ફરીયાદી યાને સરકાર પક્ષ મુકરદમો ચલાવવાને તૈયાર હોવો જોઈએ અને સરકારી પક્ષે આરોપી સામેની શરૂઆતની જુબાની રજુ કરવી જોઈએ. જો તમો નામદારજ આ કેસની તપાસ કરવા માગતા હો તો અથવા એ કેસ સેશન્સ કમીટ કરવા માગતા હો તોપણ એવી રીતની જુબાની લઈ મુકરદમાની શરૂઆતની તપાસ આજેજ ચલાવવી જોઈએ. જો તમો નામદાર આ બંનેમાંથી એક પણ ઠરાવ ઊપર આવ્યા નહીં હો તો આરોપીને જામીન ઊપર છોડવો જોઈએ.

અત્રે મેજીસ્ટ્રેટે મી૦ દાવરની અરજ ઊપરથી આરોપીને તેના ધારાના હીમાયતીઓ સાથે મસલત ચલાવવાની રજા આપી હતી.

એ પછી મી૦ બોવને મી૦ દાવરને વધુ જવાબ દેતાં જણાવ્યું કે નામદાર કોરટ જો આરોપી-

# તિલકનું જીવનચારિત્ર.

સ્તાનની રાજકીય સત્તાના સંબંધમાં દેશીઓ અને પરદેશીઓના વચ્ચે ચાલતી સ્વધર્મિનાં
. જે વખતે આખો દેશ ખળભળી ઉઠ્યો હતો અને તેથી આ દેશના અંગ્રેજી
ઇતિહાસમાં જે સાલ ઘણી યાદગાર થઇ પડી છે, તે ઇ૦ સ૦ ૧૮૫૬ ના જુલાઇની
૨૩ તારીખે રત્નાગિરિની મરાઠી શાળાના મુખ્ય શિક્ષક શ્રીમાન્ ગંગાધર રામચંદ્ર તિલકને ઘેર શ્રીમતિ પાર્વતીબાઇએ એક મહાન પુરૂષને જન્મ આપ્યો. તેનું નામ જો કે કેશવ રાખવામાં આવ્યું હતું, તો પણ લાડમાં તેને **બાળ** એ નામથી ઘરનાં માણસો બોલાવતાં હતાં કે જેને અત્યારે દુનિયાં બાળ ગંગાધર તિલક એ નામથી ઓળખે છે.

સને ૧૮૬૬ માં તેમના પિતાની પુણાના આસિ. ડે. એજ્યુ. ઇન્સપેકટરની જગાએ બદલી થઇ. આથી બળવંતરાવ ( નાના તિલક ) ને વિદ્યાભ્યાસ કરવાની ઘણી અનુકુળતા મળી. દેશી ભાષાનું શિક્ષણ પુરૂં થતા પહેલાં છોકરાઓને અંગ્રેજી અભ્યાસમાં બેસાડી ઘાલવાથી તેમના બેઉ વિષયો બગડે છે, એવો તેમના પિતાનો અભિપ્રાય હોવાથી તેમણે બાળ તિલકના પ્રાથમીક શિક્ષણ ઉપર પુરેપુરૂં ધ્યાન આપ્યું હતું. નાના તિલકનો મરાઠી શાળાનો અભ્યાસ પુરો થયો ત્યારે બી૦ એ૦ ની પરીક્ષામાં જોઇએ તેટલો તેમનો સંસ્કૃતનો અભ્યાસ થયો હતો. આજ વર્ષમાં તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં ને આજ વર્ષમાં તે અંગ્રેજી શાળામાં દાખલ થયા. બારમે વર્ષે તેમણે સંસ્કૃત કાદંબરી વાંચવા માંડી. ૧૮૭૧ માં શ્રીમતિ તાપીબાઇ નામની કન્યા સાથે તેમનું લગ્ન થયું અને ૧૮૭૨ માં તેમના પિતા સ્વર્ગવાસી થયા. પિતાના મૃત્યુના શોકથી તેમનું અંતઃકરણ વ્યાકુળ હોવા છતાં તે પછી ૪ મહીનેજ તેઓ મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા. એફ૦ એ૦ ના અભ્યાસ વખતે તેમને સ્કોટની કેનિલવર્થ નામની નવલકથા ઘણી પ્રિય હતી, એ કથામાંના બ્લંટ (Blunt) નામના પાત્રના ઘણા ગુણો તેમનામાં હોવાથી તેમના મિત્રો તેમને વિનોદમાં બ્લંટ કહેતા હતા. એ ગુણો તેમનામાં હજુ સુધી જળવાઇ રહ્યા છે.

એ વખતે તેમની શરીર સ્થિતિ ઘણી નબળી હતી; પણ સારા ભાગ્યે કસરત કરવા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. તેના પરિણામે એક વર્ષમાંજ તેમનું શરીર મલ્લ જેવું થયું. તરવાની કળા પણ એમણે સાધી લીધી હતી, તેથી તેમની છાતીનો સારો ભરાવ થયો. આઠ નવ વર્ષ ઉપર સન ૧૮૯૯ માં ગંગા નદીનો ૧૩૦૦ ફુટ પહોળાઇનો પટ તેઓ સીધ્ધો તરી ગયા હતા. ૧૮૭૬ માં તેઓ બી. એ. થયા. ગોપાળ અગરકર આ વખતે એમ. એ. નો અભ્યાસ કરતા હતા, તેમની સાથે તેમને ગાઢ મૈત્રી બંધાઇ. આ બે મિત્રો દેશ સ્થિતિ અને દેશ સેવા કરવાના પોતાના મનોરથો ઉપર ચર્ચા કરતાં આખી રાત જાગતા. તેમણે બંનેએ સરકારી નોકરી નહિ લેવાનો અને દેશ સેવાના કામમાં આયુષ્ય ખર્ચવાનો ઠરાવ કર્યો. ૧૮૭૯ શ્રીયુત્ તિલક એલ. એલ. બી. થયા. આ બંને મિત્રો વિષ્ણુ શાસ્ત્રી ચીપળુણકર સાથે જોડાયા ૧૮૮૦ માં "ન્યુ ઇંગ્લીસ સ્કુલ" કાઢી. એક એલ. એલ. બી. ને મળતો હોદ્દો અને ભવિષ્યનો સ્વદેશસેવા માટે આપવામાં શ્રીયુત્ બળવંતરાવનું અંતઃકરણ કેટલું ઉચ્ચઆશી હોવું વાંચકો ખ્યાલ કરી શકશે. આ અરસામાં તેમણે "મરાઠા" અને "કેસરી" પત્ર શરૂ કર્યાં છાપખાનું તથા ચિત્રશાળા પ્રેસ કાઢ્યું. કેસરી અને મરાઠામાં કોલ્હાપુરના

સંબંધમાં પ્રસિદ્ધ થયેલા લેખોને માટે તે બેઉ મિત્રો ઉપર ડેફમેશનનો.
બંનેને ૧૦૧ દિવસની આસાન કેદની સજા થઈ. આથી તેમની લોકપ્રિયતા
ચિપળુણકર શાસ્ત્રી સ્વર્ગવાસી થયા. તેથી એ ટોળીના અગ્રેસર તિલક [illegible]
એજ્યુકેશન સોસાયટી સ્થાપી. ૧૮૮૫ માં તેમણે ફર્ગ્યુસન કૉલેજ સ્થાપી.
તથા " મરાઠા " ના સ્વતંત્ર અધિપતિ તથા માલીક થયા.

જેમ સ્વદેશ પ્રેમ માટે શ્રીયુત બળવંતરાવ એક અસાધારણ પુરૂષ છે, તેમ
તરીકેની પણ તેમની યોગ્યતા માટે બે મત નથી. એમનાં રચેલાં બે પુસ્તકો "ઓરિ
"આર્કટિક હોમ ઈન ધિ વેદસ્" તેમની એક વિદ્વાન ગ્રંથકર્તા તરીકેની કીર્તિ અમર રાખવાને

જનસમાજમાં રાષ્ટ્રીય ભાવનાઓનો વિકાસ થવાને જેમાં વિદ્વાનો અને સામાન્ય
પણ જોડાઈ શકે એવા ઉત્સવો દરેક કેળવાયેલી પ્રજામાં ઉજવવામાં આવે છે તેવા ઉત્સવો.. પ્રથા
આપણા દેશમાં ચાલુ કરવા તેમણે ગણપતિના મેળા અને શિવાજી ઉત્સવની શરૂઆત કરી. એના
પરિણામે અત્યારે આખા મહારાષ્ટ્રમાં અને બીજે ઘણે ઠેકાણે મોટી ધામધુમથી તે ઉત્સવ ઉજવાય
છે. આ ઉત્સવોથી જનસમુહમાં રાષ્ટ્રીય જાગૃતિનો વધારો થયો.

સન ૧૮૯૫ માં મધ્ય વિભાગ તરફથી મુંબઈ સરકારની ધારા સભામાં તેઓ લોકો તરફના
સભાસદ નીમાયા અને સન ૧૮૯૭ માં તેઓ ફરી એ હોદ્દા માટે ચુંટી કઢાયા. એ સાલમાં પુનામાં
મેસર્સ રેંડ અને આયર્સ્ટનાં ખુન થવાથી ઉશ્કેરાયેલી સરકારે તેમના પર ફિતુરી લખાણ કરવાનો આરોપ
મુક્યો. આ વખતે ફક્ત માફી માગવાથીજ તેઓ છુટી જઈ શકે એમ હતું. પણ પોતાની અંતર વિ-
શુદ્ધિને વળગી રહી તેમણે માફી માગવાની સાફ ના પાડી. જ્યુરીએ તેમને છ વિરૂદ્ધ ત્રણ મતે ગુન્હેગાર
ઠરાવ્યા અને નામ. જજે દોઢ વર્ષની સજા કરી. પણ સરકારે તેમને છ માસ વહેલા છોડી દીધા.
આ સજાથી તેમના તરફ ઘણી લોક લાગણી ખેંચાઈ. સન ૧૯૦૫ માં લૉર્ડ કર્ઝને બંગભંગ કરવાથી
બંગાળીઓ ઉશ્કેરાયા અને તેમણે સ્વદેશી તથા બૉયકૉટની હીલચાલ ચાલુ કરી. પુનામાં સ્વદેશીની હીલ-
ચાલ અગાઉ બે વાર થઈ ચુકી હતી. આ વખતે બંગાળીઓએ ઉપાડેલી એ હીલચાલમાં શ્રીયુત તિલક
જોડાવાથી મહારાષ્ટ્ર આજે બંગાળાની જોડાજોડ સ્વદેશીનું હિમાયતી થઈ પડ્યું છે. આ હીલચાલને
સફળ કરવાને મુંબઈમાં કોઑપરેટીવ સ્ટોર્સ સ્થપાવ્યા અને અનેક સંસ્થાઓ ખોલવવા બેહદ પરિશ્રમ કર્યો.
આ હીલચાલથી મીલ ઉદ્યોગને પણ મોટો ફાયદો થયો. રાષ્ટ્રીય કેળવણી માટે તેમણે શ્રી સમર્થ વિદ્યાલય
સ્થાપન કરવા ઘણો શ્રમ કર્યો છે અને તેને પરિણામે તે સંસ્થા હવે સારા રૂપ પર આવી છે.

શ્રીયુત તિલકે જાહેર જીંદગી ગુજારવા માંડી ત્યારથી તેઓ કોંગ્રેસના ચુસ્ત હિમાયતી છે
અને તેમાં તેઓ એક અગ્રેસર તરીકે ભાગ લેતા આવ્યા છે. કોંગ્રેસના ઉદ્દેશના સંબંધમાં અ
ને તેને સિદ્ધિએ પહોંચાડવાની રીતના સંબંધમાં મતભેદ પડવાથી તેઓએ પોતાનો પક્ષ તૈયાર
કરવાનું થોડાએક વખતથી શરૂ કર્યું હતું તે કામ ફતેહ કરી આખરે પોતે ધારેલો પક્ષ
કર્યો. આ પક્ષ હાલ નૅશનૅલીસ્ટને નામે ઓળખાય છે. આ પક્ષની સ્થાપના પછી નૅશનલ
માં કંઈક નવીન પ્રકારનું જીવન આવ્યું છે એથી કોઈ અજાણ્યું નથી.

રીતે જે રાજકીય [illegible] દેશમાં લેખક, વક્તા, અને કાર્ય કુશળ નાયક તરીકે પ્રજામાં
ખીલતા ઘુમતા હતા તેને બાંધી લઈને સરકારે દેશને મોટી ખોટ પાડી છે, તોપણ
[illegible] કંઈ એવું બન્યું છે કે તે પ્રજાના અંતઃકરણમાં નવા નવા રંગો ઉપજાવતું

નો કેસ સેશન્સ કમીટ કરવા માગતી હોય તો પ્રથમદર્શક મુકરદમો પુરવાર થવા જરૂર છે. આ માટે આરોપીના ધારાના હીમાયતી મજકુર વાંધા ભરેલા આર્ટીકલ પ્રગટ કરવાની બીના કબુલે તે કાયદા પ્રમાણે ચાલી શકે નહી. આરોપી સામે જે આરોપ મુકાયેલ છે તે ઘણો ગંભીર પ્રકારનો છે. આ માટે ઘણીક જરૂરની બાબતો સરકારી પક્ષ તરફથી રજુ થવાની જરૂર છે જે હાલ અમારી પાસે તૈયાર નથી માટે મુકરદમો આવતા શનીવાર સુધી મુલતવી રાખવો એમ નામદાર કોરટને હું અરજ કરૂં છું.

મી૦ દાવરે તે પછી જણાવ્યું કે એક તોહ-મતદાર તરફથી જો તેના ધારાનો હીમાયતી ગુનો-કબુલ રાખી શકે તો આર્ટીકલ પ્રગટ થવાને લગતો તેનો એકરાર શા માટે કબુલ ન રાખવામાં આવે તે હું સમજી શકતો નથી.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે બીના તદ્દન ખુલ્લી છે. શરૂઆતની જુબાની રીતસર રજુ થવી જોઇએ અને આરોપી તરફથી પોતા ઊપર મુકાયલા આરોપનો ચોકસ ભાગજ કબુલ રાખી શકાતો નથી.

મી૦ દાવરે જણાવ્યું કે ધારો કે આરોપી તરફથી હમણા હું કહું કે આરોપી પોતાનો ગુનો કબુલ કરે છે તે ચાલી શકે કે નહી.

મેજીસ્ટ્રેટ—તે તદ્દનજ જુદી બીના છે; પણ આરોપી સામે આરોપ ઘડી કાઢવામાં આવે નહી ત્યાં સુધી તે પોતા ઊપર મુકાયલા અપ-રાધનો એકરાર કરી શકે નહી.

મી૦ દાવરે તે પછી જણાવ્યું કે જો મજ-કુર પ્રગટ થયલી બીના માટે જુબાની લાવવાને મુકરદમો મુલતવી રાખવાની જરૂર હોય તો અ-મો તેવી જુબાની લાવવા માટે ફરીઆદી પક્ષને મદદ કરવા તૈયાર છીએ.

મી૦ બોવન—હાલ એ મુકરદમો ચલાવવા ને સરકારી પક્ષ તૈયાર નથી. બીના પ્રગટ થવાની જુબાની એ એકજ સવાલ નથી અને હું જાણી શકતો નથી કે મી૦ સ્લીન નીજ જુબાની એ બાબતમાં પુરતી છે કે નહી?

મી૦ દાવરે જણાવ્યું કે બીના પ્રગટ થવા માટેની જુબાની આરોપીને સેશન્સ કમીટ કરવા માટે પુરતી છે અને તે પછી ફર્યાદી પક્ષ વધુ જુબાની હાઈકોરટમાં રજુ કરી શકે.

મી૦ બોવને જણાવ્યું કે કેસ સેશન્સમાં નોંધાય તે પહેલાં મુકરદમો પ્રથમદર્શક પુરવાર થવાની જરૂર છે અને મારા બધા સાક્ષીઓ તે માટે આજે કોરટમાં હાજર નથી.

એ પછી નામદાર કોરટે મુકરદમો સોમવારે પાછલા પહોરના ૩॥ વાગતા ઉપર મુલતવી રાખ્યો હતો.

મી૦ દાવરે તે પછી આરોપીને જામીન ઉપર છોડવાની અરજ કરતાં જણાવ્યું કે આરોપી પક્ષની સ્થિતિ ઘણી કઢંગી થઇ પડે છે, કારણ કે જો આ મુકરદમો હાઇકોરટમાં કમીટ કરવામાં ઢીલ થશે તો ફોજદારી સેશન્સ જે આવતી તા૦ ૨૭મીથી શરૂ થાય છે તેમાં આ મુકરદમો નીકળી શકશે નહીં. વળી જો આરોપીને જામીન ઉપર છોડ-વામાં નહીં આવશે તો એ પછી આવતી સેશન્સ સુધી અને ત્રણ માસ સુધી આરોપીને જેલમાં રહેવું પડશે, એટલે કદાચ જો આરોપીને જામીન ઉપર છોડવામાં આવશે તોપણ આરોપીને માથે હાલનું કલંક એટલી લાંબી મુદ્દત સુધી લટકેલું રહેશે.

મી૦ બોવને આ અરજ સામે વાંધા લેતાં જણાવ્યું કે તમો નામદાર ફર્યાદનામા ઉપર ધ્યાન પહોંચાડશો તો તમો તરતજ અનુમાન ઉપર આવી શકશો કે આરોપીએ કીધેલો ગુનો કેવો ગંભીર પ્રકારનો છે અને તે માટે તકસીરવાર છે કે નહીં.

એ પછી મી૦ બોવને મજકુર વાંધા ભરેલા આર્ટીકલમાંથી ચોકકસ ફકરા વાંચી સંભ-ળાવી જણાવ્યું કે આ આર્ટીકલ ફીતુરી ઢબમાં લખાયલો છે અને તે પ્રજાની લાગણી સરકાર વિરૂધ્ધ ઉશ્કેરી મેલવા માટે તેમજ મોટામાં અસંતોષ ફેલાવવા માટે લખાયલો જણાય છે,

આર્ટીકલમાં હીંદી સરકારને લોકો ઉપર ચાલુ જુલમાટ અને નિર્દયપણું ગુજારનારી ગોરી આપ-ખુદ સત્તા તરીકે ચીતરવામાં આવી છે.

મી૦ દાવરે તેના જવાબમાં જણાવ્યું કે જામીન-ગીરી મેળવવાની મુળ મતલબ તોહમત મેલાયલા માણસને તપાસને દિવસે કોર્ટમાં હાજર થયલો જોવાની છે. (અત્રે મી૦ દાવરે પોતાની દલીલના ટેકામાં કેટલાક મુકરદમા ટાંકી બતાવ્યા હતા.) તે બાદ મી૦ દાવરે વધુ જણાવ્યું કે મી૦ તીલક પોતાના બોલ પાળનારા આબરૂદાર અને જાણીતા ગૃહસ્થ છે એવી મારી જે તકરાર છે તે સામે સરકાર તકરાર લેવા માગતી હોય એમ હું ધારતો નથી. આરોપી મી૦ તીલક મુખ્ય કરી સરકારી અમલદારોમાં ભારે લાગવગ ધરાવે છે અને થોડીજ મુદત ઉપર હીંદી સરકારના વહીવટની બાબત સંબંધી સરકારી અમલદારોએ તેઓ સાથે મસલત ચલાવી હતી.

મી૦ તીલક ઘણા જાણીતા ગૃહસ્થ છે અને મુંબઈના કોઈબી આબરૂદાર શેહેરી તેઓ માટે તમો નામદાર માગો તેટલી રકમના જામીન આપવા—તમો નામદાર કહો તો રૂપીયા એક લાખ સુધીના જામીન આપવા તૈયાર છે. આ સંજોગો વચ્ચે તમો નામદારે એટલુંજ જોવાનું છે કે મી૦ તીલક ન્યાયના પંજામાંથી છટકી જવાની ધારણા રાખતા નથી.

મી૦ બોવને જણાવ્યું કે જામીન ઉપર આરો-પીને છોડી શકવાની જે દલીલ મી૦ દાવરે રજુ કીધી છે તે આ કેસમાં લાગુ પડતી નથી. જો આરોપી પર ૪૯૭ મી કલમ લાગુ પડતી હોય તો આરોપીને જામીન ઉપર છોડી શકાય નહી.

મેજીસ્ટ્રેટે આરોપીને જામીન ઉપર છોડવાની અરજ રદ કરતાં જણાવ્યું કે હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે આરોપી સામે મેલાયલા તોહ-મત માટે તે તકસીરવાર ઠરે છે.

એ પછી આરોપીના ધારાના હીમાયતીની અરજ ઉપરથી નામદાર કોરટે આરોપીને સાંજ સુધી પોલીસ કોરટના ભોંયરામાં રાખવાની અને તેઓને મી૦ દીક્ષીત પ્લીડર, મી૦ બોડસ પ્લીડર, મી૦ બેપટીસ્ટા બેરીસ્ટર, મી૦ બાપટ અને મી૦ ગાંધીને મળવા દેવાની રૂજા આપી હતી.

પછી મી૦ તીલકને નીચે પોલીસ ભોંય રામાં પોલીસ દેખરેખ હેઠળ ખસેડવામાં આવ્યા હતા જે પછી હાજર રહેલા લોકો વીખેરાઈ ગયા હતા.

મી૦ તીલકને પોલીસ કોરટના ભોંયરામાં રાખવામાં આવ્યા હતા. તેઓને ગાડીમાં જેલમાં લઈ જતી વખતે તેઓનાં દર્શન કરવાને લોકોની હજારોની સંખ્યા પોલીસ કોરટ બહાર ભેગી મળી હતી. પોલીસ બંદોબસ્ત મજબુત હતો.

આખું પુના શહેર જબરજસ્ત ઉશ્કે-રણીથી હચમચી રહયું હતું, કેમકે ત્યાં પ્રગટ થતા જાણીતા અને અતીશય બોહોળો ફેલાવો પામેલા પ્રખ્યાત મરાઠી પત્ર "કેસરી"માં ફીતુરી લખાણો કરવાના આરોપ માટે આખા મહારાષ્ટ્રમાં જાણીતા થયલા પુરૂષ શ્રીયુત્ બાળ ગં-ગાધર તીલકને મુંબઈની પોલીસે આગલી રાત્રે મુંબઈ ખાતે કેદ પકડયાની ખબર ફરીવળી હતી. આ ખબર જેવી ત્યાં ફરીવળી કે આખું પુના શેહેર તે સાંભળીને જાણે વીજળીનો ઝટકો લાગ્યો હોય તેમ એકાએક ચોંકી ઊઠયું હતું.

મુંબઈની છુપી પોલીસવાળા ઈન્સપેક્ટર મી૦ સુલીવાન સાંજે મુંબઈથી પુને મી૦ તીલકને કેદ પકડવા ગયા હતા, પણ મી૦ તીલક તો તે અગાઉ મુંબઈ ખાતે ઊપડી ગયા હતા.

સવારના પોહરમાં ડીસ્ટ્રીક્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડંટ મી૦ ડેવીસ, મદદનીશ સુપ્રીનટેન્ડંટ મી૦ ડેની-અલ અને ડેપ્યુટી સુપ્રીનટેન્ડંટ મી૦ પાવલ "કેસરી"ની ઓફીસની જડતી લેવા ગયા હતા, અને તેને સીલ મારી હતી. જ્યારે તેઓ ચોકસ દસ્તાવેજોની શોધમાં હતા ત્યારે હજારો લોકોનાં ટોળાં ઓફીસની આસપાસ ફરી વળ્યાં હતાં અને

બીજાં બહાર રસ્તાપર ભેગાં મળ્યાં હતાં. તેઓ "તીલક મહારાજકી જય, શિવાજી મહારાજકી જય, બંદેમાતરમ" ના પોકારો કરતાં હતાં. એ વેળા તે જગ્યાએ યુરોપીયન પોલીસ અમલદારો સહીત હથીયારબંધ ઘોડેસ્વારો પોલીસ હાજર હતી પણુ તે છતાં લોકો પોકારો કરવાથી પાછા હઠયા નહીં. મી૦ તીલકને પુણે લાવવામાં આવશે અને તેના ઊપર ફીતુર ચલાવવાનો આરોપ મેલવામાં આવશે એવી પુણા ખાતે ખબર ફેલાયાથી આ-વ્યાથી રેલ્વે સ્ટેશન ઊપર ઘણી સાવચેતી રાખવામાં આવી હતી, પણ તે ધારણામાં પુનાવાસીઓ નિષ્ફળ નીવડયા હતા કેમકે તીલકને ત્યાં લઈ જવામાં આવ્યા નહોતા.

મી૦ તીલકના રહેવાના મકાનને જપ્તી લગાડવામાં આવી હતી અને તેમના મકાનમાંથી તેમના કુટુંબને સામેના બીજા મકાનમાં ખસેડવામાં આવ્યા હતા. મી૦ તીલક તરફ ભારે દીલસોજી બતાવવામાં આવે છે.

લગભગ સઘળી દુકાનો બંધ કરવામાં આવી હતી. જેમાં કેટલીક મહોમેદનોની દુકાનો પણ હતી. લગભગ તમામ સ્કુલો, તેમજ ફરગ્યુસન કોલેજ બંધ કરી દેવામાં આવી હતી. ભારે ગમગીની પસરી રહી હતી. દુકાનો બંધ થઇને વેપાર રોજગાર બંધ થઈ જવાથી પ્લેગ અને દુકાળના વખત કરતાં પણ શહેરનો દેખાવ વધારે ઉજ્જડ અને દુઃખદાયક થઇ રહયો હતો.

---

મી૦ બાળ ગંગાધર તીલકને તેમના કેસરી પત્રના ગયા મે માસની તા૦ ૧૨ મીના અંકમાં "દેશનું દુર્દૈવ"ના મથાળા હેઠળ જે આર્ટીકલ પ્રગટ થયો હતો, અને જે માટે તેમને પકડવામાં આવ્યા હતા, તે લખાણ નીચે મુજબ છે:—

## દેશનું દુર્દૈવ.

સ્વભાવથીજ ગરીબ અને શાંતતાપ્રિય હીંદુસ્તાન દેશ યુરોપના રશીઆની સ્થીતિએ પહોંચવા લાગ્યો છે, તે દેખીને કોઇને પણ અસ્વસ્થતા અને દુઃખ થયા વગર રહેશે નહી. તેમાં મુઝફ્ફરપુરમાં બે નિરપરાધી ગોરી સ્ત્રીઓ બૉંબ ગોળાની ભોગ થઈ પડી તેથી તો વળી ઘણાને બંડખોર પક્ષના લોકો માટે બહુજ તિરસ્કાર છુટશે એ નિર્વિવાદ વાત છે. આવા પ્રકારની બાબતો યુરોપમાં રશીઆમાં બનેલી છે અને હજી પણ બને છે, જે ઇતિહાસ પ્રસિદ્ધ વાત છે. પણ હીંદુસ્તાનનું રાજકીય પ્રકરણ આટલે બધે પહોંચશે, ને અમારા ગોરા અધિકારીઓના (bureaucracy) હઠ અને દુરાગ્રહ, સ્વદેશોત્કર્ષ માટે આસ્થા રાખનારા તરૂણોને પૂર્ણ નાઉમેદ કરીને બંડખોરના માર્ગે આટલા જલદી પ્રવર્તાવશે એવું અમને લાગતું નહોતું; પણ ઇશ્વિરના ઘરનો નિયમ કંઈ જુદોજ છે. મુઝફ્ફરપુરમાં જે બૉંબ ગોળો ઉરાડવામાં આવ્યો તે કોઇ પણ વ્યકિત પરના દ્વેષથી અગર એકાદ બદમાશ માથાફરેલના કૃત્યથી થવા પામ્યું હોય એવું સદરહુ બાબતમાં પકડાયલા લોકોની જુબાની ઉપરથી દેખાઇ શકતું નથી. મી૦ કીંગ્સફર્ડને બદલે મી૦ કેનેડીના ઘરની બે નિરપરાધી સ્ત્રીઓ ભોગ થઇ પડી તે માટે ખુદ બૉંબ ફેંકનાર ખુદીરામને પોતાને પણ ઘણી દીલગીરી ઉપજી છે, તો પછી બીજાઓ માટે તો શું લખવું? જે તરૂણ ગૃહસ્થે એક ગુપ્ત મંડળી સ્થાપીને આ કામ ઉપાડયું તેના આવા અઘોર કૃત્યથી અંગ્રેજ સરકારનું રાજ્ય આ દેશમાંથી નાબુદ કરી શકાશે નહીં, એ પૂર્ણપણે તેની જાણમાં હતું એવું તેની પોતાની જુબાની ઉપરથી સિદ્ધ થાય છે. આજ એકાદ ગુપ્ત મંડળી નીકળી તેટલાથી જુલમી અધિકારી વર્ગનો નાશ થશે એવું પકડાયલા માણસોમાંથી કોઇએ પણ કહ્યું નથી. કેટલાક એંગ્લો-ઇંડિયન વર્તમાનપત્રકારોએ "સો બંદુકો અથવા દશ પાંચ બૉંબ ગોળા કર્યાથી અંગ્રેજી રાજ્ય શું જતું રહેશે?" એવા મગરૂર પ્રશ્નોથી આ તરૂણોની મશ્કરી કરી છે. પણ સદરહુ પત્રકારોને અમારી નમ્ર વિનંતી છે કે આ કાંઈ મશ્કરીનો પ્રસંગ નથી. જે બંગાળી તરૂણ

આવી ભયંકર બાબતો કરનારા છે તે કાંઇ ચોર અથવા બદમાશ વર્ગના નથી. જો તેવું હોત તો પોલિસ આગળ તેઓ હમણાંના જેવો ખુલ્લે ખુલ્લો જવાબ પણ દેત નહિ. બંગાલના તરૂણોનું ગુપ્ત કાવત્રું રશીઆના બંડખોર લોકો પ્રમાણે અધિકારીઓનાં ગુપ્ત ખુન કરવા માટે કદાચ હોય, તોપણ તે સ્વાર્થ માટે નહીં, પણ અનિયંત્રીત અને બલાઢય ગોરા અધિકારી વર્ગની એકહથ્થી સત્તાના ઉત્પન્ન થયેલા સંતાપથી થએલું છે એ તેઓએ આપેલી જુબાની ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. રશીયામાં (નિહિલીસ્ટ) લોકનાં વારંવાર જે હુલ્લડો અને બંડો થાય છે તે આવા કારણ માટેજ થાય છે તે સર્વની જાણમાં છે; અને આવી દ્રષ્ટિથી જોઇએ એટલે સ્વદેશી અધિકારી વર્ગના જુલમથી રશીઆમાં જે સ્થીતિ થઇ છે તેવીજ પરદેશી અધિકારીઓના જુલમથી હીંદુસ્તાનમાં થવાની હવે શરૂઆત થઈ છે, એમ કહ્યા વગર ચાલતું નથી. અંગ્રેજ સરકારનું સામર્થ્ય રશીઅન સરકાર પ્રમાણે બહુ મોટું અને અમર્યાદિત છે, એ વાતની કોઇને પણ ખબર નથી એમ નથી, પણ મનુષ્ય માત્રની સહનશીલતાની પણ કંઇ હદ હોય છે, એ અનિયંત્રીત સત્તા ચલાવવાવાળા રાજકર્તાએ હમેશાં લક્ષમાં રાખવું જોઇએ. બંગભંગ થયો ત્યારથી બંગાળી લોકોનાં મન અતિ ક્ષુબ્ધ થયેલાં હોવાથી ભાગલા કાયદાસર રીતથી રદ કરાવવા માટેના તેઓના સર્વ પ્રયત્નો નિષ્ફળ થયા અને પંડિત મોર્લી અથવા હવે લૉર્ડ મોર્લીએ પણ તે ભાગલાઓને માટે દુર્લક્ષ કર્યું, જે જગજાહેર છે. આવી સ્થીતિમાં બંગાળના થોડા લોકોનાં માથાં ફરી જવાથી તેઓએ અત્યાચારમાં પ્રવર્તન થવું એવું અધિકારમદથી મસ્ત થએલા ગોરા અધિકારીઓ શિવાય આ જગતમાં બીજા કોઇને પણ લાગનાર નથી. ઘરમાં પુરેલાં બિલાડાંને પણ પુરનારના સામે દોડી જઇને મારવાનો પ્રયત્ન કરવો પડે છે એવો અનુભવ છે, તો પછી બંગાળી ગમે તેવા નિર્બળ માની લેવામાં આવેલા હોય તોપણ તે માણસો છે, અને બીજા મનુષ્ય પ્રમાણેજ તેમના મનોવિકાર પ્રસંગાનુસાર તિવ્ર અને સૌમ્ય બની શકે છે, એવું અધિકારી વર્ગે મનમાં રાખવાની જરૂર શું નહોતી? હીંદુસ્તાન દેશ આજ ઘણા વરસ થયાં પરદેશી રાજાના અમલ નીચે હોવાથી હીંદુ લોકોના શરીરનું તેજ અને આવેશ કમી થઈ ગયો છે ખરો, પણ ગમે તેમ થાય તોપણ આ સંતાપ નષ્ટ થવો સંભવિત નથી. વયોવૃદ્ધ અને વજનદાર આગેવાનોના અનુભવથી અથવા વિચારથી આ સંતાપ કેટલીક હદ સુધી કાબુમાં રાખી શકાય, પણ દેશના બધા લોકોથી પોતાનો આવેશ, સંતાપ અથવા ચીડ એવી રીતે હમેશાં હદમાં રાખી શકાશે નહી. કિંબહુના આવી રીતે આ સંતાપ જે દેશમાં સદૈવ હદમાં રહી શકે છે તે દેશના લોકોના નસીબે બ્રહ્મદેવે કાયમની ગુલામગીરી લખેલી છે એવું કહેવાને કોઈ જાતની હરકત નથી. અમારા રાજકર્તાને આનું તત્વ ખબર નથી એમ નથી, અંગ્રેજી રાજ્ય આ દેશમાં પારકું અને પરધર્મી છે એ ધ્યાનમાં રાખીનેજ અંગ્રેજી રાજ્યપદ્ધતિનું ધોરણ અંગ્રેજ મુત્સદ્દીઓએ ઠરાવેલું છે. એક દેશે બીજા દેશ ઉપર રાજ્ય કરવામાં સ્વાર્થ એજ રાજ્યકર્તાનો પ્રધાન હેતુ હોય છે, પણ તેની હદ હોય છે. મુત્સદ્દીપણું તે એજ અને આનેજ કેટલાક અંગ્રેજ ગ્રંથકારોએ ઉદ્દાત સ્વાર્થ (Enlightened self-interest) એવું નામ આપ્યું છે. હીંદુસ્તાન દેશમાંનું અંગ્રેજી રાજ્ય એજ તત્વ ઉપર ચાલેલું છે, પણ તેમાં જે મોટી ભૂલ થાય છે તે એ છે કે પ્રજાની અથવા પ્રજાના આગેવાનોની સલાહ કે મત અંગ્રેજ અધિકારી વર્ગ અમારા રાજ્ય કારભારમાં બીલકુલ લેતો નથી. પ્રજાનું હિત શેમાં છે એ ઠરાવવાનો સર્વ ઇજારો ગોરા અધિકારીઓએ પોતાનાજ હાથમાં રાખેલો છે અને તેઓને તેવું એવું ગુમાન છે કે અમે અમારા શાણપણથી અથવા અતિસ્વાર્થ-બુદ્ધિથી જે જે કંઈ કરીએ અથવા જે જે

ધારણ રાખીએ તેજ પ્રમાણે હીંદુસ્તાનના લોકોએ તકરાર વગર અંગીકાર કરીને અમને દુવા દેવી જોઇએ, પરંતુ પાશ્ચિમાત્ય શિક્ષણના પ્રસારથી આ સ્થીતિ રહેવી હવે અશકય છે. રાજ્યકર્તાંનો સ્વાર્થ ગમે તેટલો હોય તોપણ હીંદુસ્તાન દેશનું તેથી કરીને નુકશાન છે અને આ નુકશાન અટકાવવામાં ગોરા અધિકારી વર્ગના હાથમાંની સત્તા હળવે હળવે અમારા હાથમાં આવવી જોઇએ, તે શિવાય ચાલે તેમ નથી એવી સમજણ આજકાલ ઘણા હીંદીવાનોની થઇ જવા પામી છે. આવા પ્રકારની સમજણથી પરિણામે રાજયકર્તાં અધિકારી વર્ગને નુકશાન હોવાથી સદરહુ સમજ ઉત્પન્ન કરનારા લેખ, વ્યાખ્યાનો કે અન્ય સાધનો તર્દ્દન ઉખેડી નાખવાને અહીંનો ગોરો અધિકારી વર્ગ ઉત્સુક થયેલો છે. રાજકારભારનું ગાડું કેવળ તેઓના મત ઉપરજ હાંકતું રાખ્યું હોત અને સભા પ્રતિબંધના કાયદા પ્રમાણે આજ સુધીમાં અનેક જુલમી કાયદાઓ થયા હોત તો હીંદુસ્તાન પણ રશીયા બની ગયું હોત; પરતું ઇતિહાસનો અનુભવ, વિલાયતનું પ્રજાપક્ષીય લોકમત અને જાપાન જેવા પૂર્વના રાષ્ટ્રના ઉદયથી એશિયાખંડમાં થયેલી જાગૃતીએ અમારા ગોરા અધિકારી વર્ગના જુલમી ધોરણની આડે આવીને સદરહુ અધિકારી વર્ગના બાદશાહી અમલમાં કેટલીક અડચણ નાખેલી છે, તથાપિ ઊત્તરોત્તર સ્વરાજયનો હક મળવાની લોકોની ઇચ્છા અધિકાધિક પ્રબળ થવાથી લોકની ઇચ્છા પ્રમાણે જો તેમને હળવે હળવે હક મળતા જશે નહીં તો પ્રજામાંના કેટલાક લોકો સંતાપથી દુખીત થઇને સારાસારનો વિચાર ન કરતાં ઘોર કૃત્ય તરફ પ્રવૃત થયા વિના રહેનાર નથી. ખુદ ના૦ ગોખલેએ વરિષ્ટ કાયદા કાઉન્સીલ આગળ આપેલા એક ભાષણમાં આવાજ પ્રકારની એક ઈશારત વાઇસરોયની સમક્ષ અમારી સરકારને કીધેલી હતી અને લાલા લજપતરાયને વગર તપાસે કાળે પાણીએ મોકલી સભાબંધીનાં જાહેરનામાં જયારે બહાર પાડયાં ત્યારેજ અમારા પ્રમાણે બીજા દેશી વર્તમાનપત્રકારોએ સરકારને એમ સ્પષ્ટ જાહેર કર્યું હતું કે સરકાર જો આ પ્રમાણે જુલમી રશીઅન રાજપદ્ધતિનો અંગીકાર કરશે તો હીંદુસ્તાનની પ્રજાને પણ રશીઅન પ્રજાનું કેટલેક અંશે અનુકરણ કરવાની ફરજ પડશે ! "જેવાં બી રોપીએ તેવો પાક ઉતરે છે" તે કહેવત સુપ્રસિધ્ધ છે. અમને ગમશે તેવા જુલમો અમે કરીશું, અમને ગમશે તેને તપાસ કર્યા વગર પણ કાળે પાણીએ મોકલીશું, અમને ગમશે તે પ્રમાણેના ભાગલા કરીશું, અમને ગમશે તે સભા બંધ કરીશું અને અમને ગમશે તેઓ ઉપર રાજદ્રોહના કેસો કરીને તેઓને તુરંગમાં મોકલીશું, તમે માત્ર આ બધી વાતો મુંગા રહીને સહન કરજો, પણ તમારા સંતાપો અને આવેશોને હદની બહાર જવા દેશો નહીં, એવું રાજકર્ત્તાએ પોતાની પ્રજાને કહેવા નીકળવું એટલે સામાન્ય મનુષ્ય સ્વભાવની પોતાને ખબર નથી એવું લોકોને પ્રદર્શિત કરવા જેવું થાય છે. મુઝફ્ફરપુર બાબત લખતાં એંગ્લો-ઈંડિયન પત્રકારોએ આવી મોટી ભુલ કરેલી છે. અંગ્રેજી અધિકારી વર્ગના ત્રાસદાયક વર્તન ઉપર અથવા શીરજોરપણા ઉપર કડક ટીકા કરનારા હીંદી આગેવાનોના લેખોથી અથવા લખાણથીજ હાલની ભયંકર સ્થીતિ થવા પામી છે, આવાં તોહમતો તેઓએ સદરહુ આગેવાનો ઉપર મુકયાં છે, અને વધુ એવી ભલામણ કરી છે કે, આગેવાનોનાં ભાષણો અને લેખો ઉપર અથવા હીલચાલ ઉપર આપણી સરકારે વધુ સખ્ત બનવું જોઇએ. અમારા મત પ્રમાણે આ સુચના કેવળ ઘેલાપણાની છે. અતિશય વરસાદ પડવાથી નદીમાં આવેલા પુરને લીધે નદીના બંધો ધસડાઇ પડવા માટેનો દોષ પુરને માથે ન ચડાવતાં જે પ્રમાણે વરસાદને માથે મુકવો જોઇએ તે પ્રમાણે બેદરકાર અને અનિયંત્રીત અધિકારી વર્ગનાં જુલમી કૃત્યોથી જે અસંતોષ અને સંતાપ ઉત્પન્ન થાય છે તેથી પ્રજામાં કોઇક ઠેકાણે કાયદાની મર્યાદાનું ઉલંઘન થાય તો તેનો દોષ અનિયંત્રીત અધિકારી વર્ગની રાજ્યપધ્ધતિ ઉપર મુકવો જોઇએ. કોઇપણ મનુ

પોતે પોતાની સ્થીતિ જોઇ શકતો નથી તે ખરૂં છે, પૃથ્વી સાથે ફરનારા કરોડો લોકોને પોતે નથી ફરતા અને જગત ફરે છે, એવું લાગે છે, પણ જાણકારોએ આવા ભ્રમમાં ન પડતાં કોઇપણ વાતોનું ખરૂં કારણ શોધી કાઢવા તરફ પોતાનું લક્ષ પહોંચાડવું જોઇએ. નકામા સાપ સાપ કરીને દોરી ઉપર તાડન કરતા બેસવામાં કાંઈપણ ફાયદો નથી. હીંદુસ્તાનમાં ગોરા અધિકારી વર્ગની સત્તા હવે દહાડે દહાડે લોકોને અસહ્ય થતી ચાલી છે. આ સત્તા અધિકારી વર્ગ પાસે ન રહેતાં પ્રજાના પ્રતિનિધીઓના હાથમાં આવે તેવા પ્રયત્ન હીંદુસ્થાનના સર્વ વિચારી પુરૂષો કરી રહ્યા છે. કેટલાકોને એમ લાગે છે કે આવા મદાંધ અધીકારી વર્ગનીજ વિનવણી કરવાથી અથવા તેઓની ઉપરૈ દેખરેખ રાખનારી જે વિલાયત સરકાર છે તેને અરજ કરીને એ સત્તા મેળવી શકાશે. બીજા કેટલાકોને આ વાત અસંભવિત લાગતી હોવાથી નાક પકડયા વિના મોઢું ઉઘડતું નથી એ કહેવત મુજબ હાલના રાજકર્તાના ગાડાને કોઈ પણ ઠેકાણે ધાંચ આણ્યા વગર પોતાનો ઇષ્ટ હેતુ પાર પડનાર નથી, એવું તેઓના મનને લાગ્યું છે. જે જોઇતું હોય તે સ્પષ્ટ રીતે માગી લેવું અને અડચણો નાખવાનો માર્ગ હાથ ધરીને તે પ્રાપ્ત કરી લેવું એવું આ પક્ષનું કહેવું છે; પણ દેશમાંના ત્રીસ કરોડમાંથી એકપણ પુરૂષ આ રાજ્યપધ્ધતિથી ઉત્પન્ન થતા સંતાપના અથવા આવેશના ઊભરાથી ઉપરના બે માર્ગોની પેલી બાજુએ જવું નહીં એવું કહેવું એટલે હીંદુસ્તાનમાંના ત્રીસ કરોડ લોકોનો સંતાપ અને આવેશ સદૈવ અમુક ડીગ્રીની અંદર રહેવો જોઇએ એવું કહેવા જેવું થાય છે અને સર્વ દેશમાં આવી હદ બાંધવાની આવસ્યકતા થશે. ઉનાળામાં સૂર્ય નારાયણ મધ્યાનકાળે આવે ત્યારે મારવાડમાંનો સુકો પ્રદેશ દારજીલીંગ અથવા સીમલા તરફના પ્રદેશ જેટલોજ ઠંડો રહેવો જોઇએ, એવી જો કોઇપણ ઇચ્છા કરે કિંવા પ્રયત્ન કરે, તે જેવી રીતે વ્યર્થ થાય તેવીજ લોકોને અપ્રિય થઇ પડે એવી રાજ્યપધ્ધતિથી પ્રજાના મનમાં ઉત્પન્ન થયેલો સંતાપ અને આવેશ અમુક એક હદની અંદરજ હમેશાં અને સર્વ સ્થળે રહેવો જોઇએ એવી ઇચ્છા કરવી કે પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. મુઝફ્ફરપુરના બૉંબ ગોળાના પ્રકરણ ઉપરથી અને તેમાં સપડાએલા તરૂણ ગૃહસ્થોની જુબાની ઉપરથી જો અમારા રાજકર્તાએ કાંઇપણ બોધ લેવા હોય તો તે આજ છે. અને અમે ફરી ફરીને આજ વાત તેઓના કાને નાખવાની નમ્રપણે પરવાનગી લઇએ છીએ. અમને ખબર છે કે, મુઝફરપુરમાં થવા પામેલા પ્રકારના અનર્થ અમારી સરકારથી ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને સખ્તાઇથી તાબડતોબ બંધ કરી શકાશે. પણ શાંતતા રાખવાને આવા ઉપાયોની હાલમાં જો જરૂર હોય તો પણ તેથી ગુસ્સાનું મુળ કોઇપણ રીતે નિર્મુળ થવાનું નથી. અને શરીરનો રોગ જ્યાંસુધી નિર્મુળ થયો નથી ત્યાં સુધી એક ઠેકાણેનું ગુમડું કાપી નાંખીએ તો પણ બીજે ઠેકાણે તે ફરીથી ઉદ્દભવનાર નથી એવી ગેરંટી કોઇથી પણ આપી શકાવાની નથી. હીંદુસ્તાન સરખા ગરીબ અને કેવળ રાજ્યનીષ્ઠ અને ઘોરકર્મથી પરાંગમુખ રહેલા દેશમાં આવા દિવસો આવે એ પ્રજા અને રાજા એ બેઉનાં મોટાં દુર્દૈવ છે. દેશમાં શાંતતા રાખવાની જેઓ ઉપર જવાબદારી છે તેઓએ આવા પ્રકારના અનર્થ થાય કે તાબડતોબ બંધ કરવા જોઇએ તે માટે કોઇને પણ મતભેદ નથી, પણ આવા ભયંકર અનર્થની પુનરાવૃત્તી ન થવા માટેના ઇલાજ કરવા જોઇએ તે માત્ર દુરદર્શીપણાથી અને વિચારોથી કરવા જોઇએ. હીંદુસ્તાનની રાજ્યપદ્ધતિ પ્રજાને અપ્રિય થઇ પડેલી છે, એટલુંજ નહીં પણ સદરહુ રાજ્યપદ્ધતિમાં સુધારણા થાય તે માટે લોકોએ અનેક વખતે કરેલી વિનંતી અમાન્ય થવાથી કેટલાક સુશિક્ષીત લોક પણ સંતાપના ઉભરામાં દેહભાન વીસરી જઇને ભયંકર કૃત્યો કરવાને પ્રવૃત થવા લાગ્યા છે એમ હવે ખુલ્લું થયું છે. રાષ્ટ્રના સમધાત અથવા વિચારી પુરૂષોને આવા પ્રકારનું આતતાઈપણું ઠીક લાગશે નહીં; કિંબહુના આવા પ્રકારના આતતાઈપણાથી જુલમના પ્રતિકાર ન થતાં કેટલોક વખત સુધી

ઝુલમ થવાનો સંભવ છે; પણ રશીઆના ઇતિહાસ તરફ નજર કરીએ છીએ તો એમ જણાય છે કે આવા પ્રકારનો અત્યાચાર અથવા આતતાઇપણું લોકો ઉપર અધિકાધિક ઝુલમ કરવાથી કાંઇ બંધ થતાં નથી. રાજકીય હક સંપાદન કરવા માટે લાંબો વખત સુધી ખટપટ કરવી જોઇએ છીએ અને તે ખટપટ પણ શાંતપણે, ધીમેપણે, અને રીતીસરની કાયદેસર રીતીથી કરવી જોઇએ છીએ તે ખરૂં છે, પણ આવી ખટપટ ચાલતી હોય તે દરમ્યાન સમાજમાંથી કોઇપણ માણસ ઉચ્છૃંખળ થશે નહી એવી જોખમદારી ન લેવાથી રાજકીય હક માટે ખટપટ કરનારા સર્વ લોક રાજદ્રોહી છે એવું કહેવું સયુક્તિક કેમ થઇ શકશે એ અમને સમજાતું નથી. શોકથી અંતઃકરણ અતિશય સંતપ્ત થાય ત્યારે મનુષ્યની આંખોમાંથી એકાદ આંસુ પણ પડવું ન જોઇએ એવો પ્રતિબંધ નાખવો જે પ્રમાણે દુર્ઘટ છે, તે પ્રમાણે હીંદુસ્તાન ઉપર બળજબરીથી અને શીરજોરપણાથી રાજ્ય કરનારી અનિયત્રીત રાજ્યપધ્ધતિ લોકોને એટલીજ અસહ્ય થાય કે જેથી કરીને કોઇપણ માણસ સંતાપી અત્યાચારમાં પ્રવૃત્ત ન થાય એવી આશા રાખવી વ્યર્થ છે. કેટલીક થોડી વ્યકિત શિવાય દેશમાં તો સુશિક્ષીત અને અશિક્ષીત વર્ગ હજુ સુધી કાયદેસર અથવા સનંદશીર મર્યાદાનું ઉલ્લંઘન કરવાને પ્રવૃત થયો નથી. કિંબહુના એવી ઇચ્છા પણ તેઓના મનમાં ઉદ્દભવી નથી એમ કહીશું તોપણ ચાલશે. આવી સ્થિતિમાં મુઝફ્ફરપુરના ભયંકર પ્રકરણની જવાબદારી આ વર્ગ ઉપર નાખવી એટલે તેઓના દુઃખ ઉપર ડામ દેવા જેવું છે, વીસમી સદીની શાણી સરકારને આ વાત સમજાતી નથી એવું નથી, પણ અનિયંત્રીત સત્તાનો મદ અને સ્વજાતીઓનો ફાયદો કરાવવાની હોંસ એટલી વીલક્ષણ હોય છે કે તેથી શાણા લોક પણ પ્રસંગે આંધળા બની જાય છે. હાલનો હીંદુસ્તાનનો પ્રસંગ એવોજ છે. મોટા મોટા ગોરા અધિકારીઓનાં ખુન કર્યાથી અંગ્રેજી રાજ્યની ઇમારત ધસી પડનાર નથી. એક ગયો તો તેની જગાએ બીજો આવશે, બીજો ગયો તો તેની જગાએ ત્રીજો આવશે, એટલું ન સમજાય એવું મુરખ કોઇ પણ નથી; પણ રાજકીય હક મેળવવા માટે કરેલી શાંતતાની સર્વ હીલચાલો નિષ્ફળ થાય છે એવું નજરે આવવા પછી અને બચાવોના સર્વ માર્ગો નાબુદ થયા પછી હરણ જે પ્રમાણે પોતાના પ્રાણની તદ્દન પરવા ન રાખતાં પારધી ઉપર તુટી પડે છે તેજ પ્રમાણે તરૂણોમાંના કેટલાકોનાં મન આતતાઇપણા તરફ લાગ્યાં છે. આ વાત મુઝફ્ફરપુરના પ્રકરણ ઉપરથી સરકારે લક્ષમાં લેવી જોઇએ. આ અત્યાચારમાં કોઇપણ સમજુ સંમતિ આપનાર નથી, પણ આ નિરૂપાયની ધાંચ—અને ધાંચ કહીએ એટલે તે કયારે પણ સંતાપ અને નીરાશાથીજ ઉત્પન્ન થાય છે—નાખવા અથવા તદ્દન ટાળવા પ્રજાનેજ નહીં પણ રાજાને પણ અશકય છે. ખરી રાજ્યનીતિ કહીએ તો આવા પ્રકાર ઉપર આ વાત ન આવવા દેવી એજ છે. અમે તેજ નીતિ સરકારને મોકળા મનથી અને સ્પષ્ટપણાથી આ પ્રસંગે સુચવીએ છીએ. મુઝફ્ફરપુરમાં બનેલો બનાવ ભયંકર હોવાથી તેનો અમે તિવ્ર નિષેધ કરીએ છીએ, એવું સરકારને નમ્રપણે જણાવવા પ્રજા એ નાતાથી અમારૂં સર્વ કર્તવ્ય અમે કરી ચુકયા એવું અમને લાગતું નથી, આવા ભયંકર પ્રકારો બનવા ન પામે અથવા આટલી હદ સુધી જવાનો પ્રજામાંના કોઇને પણ પ્રસંગ ન આવે એવી સર્વની અંતઃકરણપૂર્વક ઇચ્છા છે, પણ રાજયકર્તા અધિકારી વર્ગની ઇચ્છા પ્રજાની જો ઇચ્છા બાજુપર મુકી તેની કસોટી કરવાની છે તેનો પણ આવે વખતે વિચાર થવો જરૂરનો છે. તે શિવાય રાજ્યકર્ત્તા અને પ્રજા વચ્ચેના વ્યવહારો સરળ રીતે ચાલી શકવાના નથી. મુઝફ્ફરપુરમાં બનેલો બનાવ ખેદજનક છે. યોગ્ય નથી એમ અમે ઉપર ગયાજ છીએ, પણ તે જે કારણોથી થવા

તેનાં કારણો જોવાને તેવાંજ હવે પછી કાયમ રાખવામાં આવશે તો પછી આવા ભયંકર પ્રસંગો તદ્દન બંધ થવા અમારા મત પ્રમાણે શકય નથી, અને તેથીજ આવા અનિષ્ઠ પ્રકાર તદ્દન બંધ કરવા માટે જે તજવીજો કરવી જોઇએ તે અમે સરકારને આજ વખતે સુચવીએ છીએ. રશીયા, જર્મની, ફ્રાન્સ વીગેરે દેશોમાં "નિહિલીસ્ટો"નો જે પક્ષ ઉપસ્થિત થયો છે તેવોજ હવે અહીઆં ઉભો થવાનો વખત અમારાં કુદૈવે આવી લાગ્યો છે. આ વખત ટાળવા માટેની અને વિષવૃક્ષ વધવા ન દેવા માટેની વાત સર્વસ્વી સરકારનાજ હાથમાં છે. જુલમથી અથવા સખ્તાઇથી દેશને થતાં આ ગુમડાંઓ કદી પણ કાયમને માટે સારાં થનાર નથી. રાજ્ય પદ્ધતિમાં સુધારણા કરવી એ આ રોગ ઉપર ખાવાની દવા છે અને સદરહુ દવાનો અધિકારી વર્ગ આવે વખતે ઉપયોગ નહીં કરશે તો તે અમારૂં સર્વનું મોટું દુર્દૈવ સમજવું જોઇએ. અમારૂં આ લખવું સરકારી વર્ગને કદાચીત અપ્રિય લાગશે, પણ તેને માટે અમારો ઈલાજ નથી. કારણ એક જણ કહી ગએલો છે તે પ્રમાણે મીઠું અને હિતકારક એવું ભાષણ દુર્લભ છે. અમોએ જે કાંઈ ઉપર કહેલું છે તે અમારા મત પ્રમાણે ખરૂં અને વાજબી હોવાથી પરિણામે રાજ્યકર્તા અને પ્રજા એ બેઉને હિતકારક છે. આટલાથી જો અમારા લખવાનો કાંઈપણ ઉપયોગ ન થાય તો દેશનાં મોટાં દુર્દૈવજ સમજવાં. બીજું શું? અને એક વખત દુર્દૈવ થયું એટલે પછી શું શું થવા પામશે તે પણ કોણ કહી શકશે? અનર્થો અથવા સંકટો કોઇને પણ પ્રિય હોતાં નથી, પણ તે ટાળવાનું કામ કોઈ કોઈ વખત ઇશ્વર અમારે હાથ સોંપતો નથી. હાલનો પ્રકાર આનોજ થતો આવ્યો છે અને સરકારી અધિકારી વર્ગને આનો કદર રેહેશે નહીં તો તેને અમે પણ શું કરીશું? ઈસારો કરવો એ અમારૂં કામ છે. અને પરમેશ્વરને અને સત્યને સ્મરીને અમે કર્તવ્ય બજાવીએ છીએ. દેશની સ્થીતિ કષ્ટમય ન થાય તે અમને પણ ઇષ્ટ છે, પણ તે સાથે હાલની દુર્લભ રાજ્યપદ્ધતિ બને તેટલી જલદી સુધારવી જોઇએ, એવો એવો આગ્રહ પકડવામાં જે અમારો હક છે તે પણ અમારે બજાવવો જોઇએ. વિના કારણ ભાંભરી જવામાં કાંઇ અર્થ નથી. ગોરા અધિકારી વર્ગ કિંવા એંગ્લો ઇંડીયન પત્રકારો મુઝફ્ફરપુર બાબતમાં મોટી ધુર્તતાથી અમારા પ્રયત્નોની તિવ્રતા ઓછી કરવાના કામમાં ઉપયોગ કરી લેશે એ અમારી જાણમાં છે કેમકે તેમાં તેઓનો સ્વાર્થ પણ રહેલો છે, પણ મુઝફ્ફરપુરના કેસનો નિષેધ કરતાં વસ્તુ સ્થીતિનો એંગ્લો ઇંડીયન લોકો તરફથી જે આ વિપર્યાસ થાય છે, તેનો પણ જોરથી નિષેધ કરવો એ અમારૂં કર્તવ્ય છે. રાજ્યકર્તા અધિકારીઓનું ખુન ન થવા દેવામાં પ્રજાએ સહાય કરવી જોઇએ, એ જે પ્રમાણે પ્રજાનો ધર્મ છે, તેજ પ્રમાણે રાજ્યપદ્ધતિ બેદરકાર ન રાખતાં હાલના વખતને ઓળખી જઇને તેમાં લોકમતનો પણ સમાવેશ કરવો એ રાજ્યકર્તાનુંજ કર્તવ્ય છે. આ કર્તવ્ય વીસરી જઇને, દુર્લક્ષ કરીને રાજ્યકર્તા પુરૂષોએ પ્રજાનો ધર્મ માત્ર તેઓ પાસેથી અસિધારાવત્ પ્રમાણે પળાવવો શકય નથી. એટલુંજ નહીં પણ એમાંના કોઇને પણ ફાયદાકારક નથી, એવું રાજ્ય ધર્મ શાસ્ત્ર કહી રહયું છે. ધર્મનો જ્યાં નાશ થાય છે ત્યાં કોઇને કોઇ વખતે પણ મુઝફ્ફરપુરના જેવા અનાર્થો થાય તેમાં નવાઈ જેવું નથી. માટે આવા અનિષ્ઠ પ્રકારો ન બને તેવી જો રાજ્યકર્તાની ઇચ્છા હોય તો પોતાની હાલની રાજ્યપદ્ધતિનોજ તેઓએ પેહેલાંથી અટકાવ કરવો એવી અમારી તેઓને સુચના છે. અને તેટલાજ હેતુથી આજનો લેખ લખ્યો છે.

## પાછળથી બીજો આરોપ

આ પ્રમાણે મી૦ તીલક જેલમાં હતા તે વખતે તા૦ ૯ જુનના કેસરીમાં પ્રસિદ્ધ થયેલા આર્ટીકલ માટે પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટન

પાસે પોલીસે બીજું વારંટ મેળવ્યું હતું, ને તે જેલમાં બજાવ્યું હતું, તે રાજદ્રોહી લખાણુ નીચે પ્રમાણે છેઃ—

### આ ઉપાયો ટકાઉ નથી.

આ અઠવાડીયાથી હીંદુસ્તાન સરકારે મુગલાઇનું નવું ધોરણ ચલાવવાની ફરીથી શરૂઆત કરી છે. મુગલાઇનું ભૂત પાંચ દશ વરસે સરકારના શરીરમાં ભરાઈ આવે છે. લૉર્ડ મોર્લી હીંદુસ્તાનના સ્ટેટ સેક્રેટરી થયા કે તરતજ સભાબંધીનો કાયદો પાસ થયો અને હમણાં વર્તમાન પત્રોના સંબંધનો કાયદો પાસ કરવામાં આવ્યો છે. લીબરલ પક્ષની કારકીર્દીમાં અને મોર્લી જેવા ઉદાર મતવાદી તત્વવેત્તા રાજકારભારનાં સુત્રો ચલાવી રહ્યા છે ત્યારે મુગલાઇનું પિશાચ ચારે તરફ ફરવા લાગે તે કેવળ માંત્રીકો વ્રતભ્રષ્ટ થાય તોજ બનવા પામે છે. અંધાધુંધીનું ધોરણુ એટલે શું? અંધાધુંધી ચલાવવી એટલે વૃદ્ધી અટકાવવી એટલુંજ નહીં પણ અગાઉ થએલી વૃદ્ધીનો પણ નાશ કરવો એમ થાય છે. હીંદુસ્તાનમાં રાષ્ટ્રના જન્મ દેનારાં, રાષ્ટ્રના વિકાસ કરનારાં અને રાષ્ટ્રના અભ્યુદય માટે રાષ્ટ્ર તેજ ઉત્પન્ન કરનારાં જે કારણો છે તેને આગળ વધતાં અટકાવીને, તેને લુલાં લંગડાં બનાવી દઇને પાછળ ધકેલી દેવાનું જે ધોરણુ હોય છે, તેને અંધાધુંધીનું ધોરણ એમ કેહેવામાં આવે છે. ભાષણુ સ્વાતંત્ર્ય ને મુદ્રણસ્વાતંત્ર્યજ રાષ્ટ્રનો જન્મ આપે છે, અને પોષે છે. તેણેજ હીંદુસ્તાનને રાષ્ટ્ર બનાવવાનો ઉપક્રમ કરેલો જોઇને તેની ઉપર ગદા મારવાનો દુષ્ટ હેતુ ઘણા દિવસ થયાં અધિકારી વર્ગના મનમાં રમી રહ્યો હતો, ને બંગાળાના બૉંબનો લાભ લઇને તેમણે પોતાની હોંસ પુરી પાડી છે. હવે એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે આ અંધાધુંધીના ધોરણથી અધિકારી વર્ગ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તણુંક ચલાવી શકશે? અધિકારીઓની પેહેલી ઇચ્છા એ છે કે, હિંદુસ્તાનમાંથી બૉંબ બંધ થવા જોઇએ અને બૉંબગોળા બનાવવા અથવા ફેંકવાની પણ કોઇની વૃત્તિ થવી ન જોઇએ. અધિકારીઓની આવી ઇચ્છા હોય એ સ્વાભાવિક છે ને સ્તુત્ય પણ છે, પણ જેને ઉત્તર તરફ જવું હોય તે દક્ષિણ તરફ ચાલે તો પોતાની ધારેલી જગ્યાએ જઈ શકતો નથી, એજ પ્રમાણે અધિકારીઓએ પણ ઉલટી દિશાનો રસ્તો લીધો છે. બુદ્ધિભ્રંશ આનેજ કેહેવાય છે. આ મતિભ્રંશ ભવિષ્યના વિનાશનું કારણુ સુચવે છે. અને સરકારે અંધાધુંધીનું ધોરણુ અંગીકાર કરેલું જોઇને પ્રજાજનો અને અધિકારીઓને ભવિષ્યમાં બહુજ દુઃખ દાયક દિવસો જોવા પડશે, એવું જોઇને અમને બહુજ ખરાબ લાગે છે. સરકારની બુદ્ધિ કેવી ચળી ગઈ છે તે જુઓ! બંગાળના બૉંબગોળાઓ સમાજની ઉથલ પાથલ કરનારા છે, એવી ખોટી અફવા ફક્ત અધિકારીઓએજ ઉડાવી છે. સમાજનો વિધ્વંસ કરવા ઇચ્છનારા યુરોપનાં બૉંબ અને બંગાળના બૉંબ એ બેઉમાં આસમાન જમીનનો ફેર છે. બંગાળના બૉંબોના મુળને દેશભક્તિરૂપી પાણીનું સીંચન છે અને યુરોપના બૉંબગોળાઓ એકલપેટા શ્રીમંતોના દોષને લીધે ઉત્પન્ન થાય છે. બંગાળીઓ એનાર્કીસ્ટ નથી, પણ એટલુંજ કે તેઓએ એનાર્કીસ્ટોનાં હથિઆરોનો ઉપયોગ કીધો છે. પારીસ શેહેરમાં પ્રેસિડેન્ટનું ખુન તે પ્રેસિડેન્ટ છે, એટલાજ માટે તેનું ખુન કરનારો એનાર્કીસ્ટ જુદો, અને પોર્ટુગાલનો રાજા પાર્લામેંટ સભા ઉખેડી નાંખે તેથી તેના ઉપર બૉંબ ફેંકનારો પોર્ટુગાલનો એકાદ સ્વદેશભક્ત માથાફરેલ જુદો. અમેરિકામાં એકાદ કોટયાધિશનું ખુન તે કોટયાધિશ છે, એટલાજ કારણુ માટે તેનું ખુન કરનારો એનાર્કીસ્ટ જુદો અને રશીઆના ઝારનો અધિકારી વર્ગ ડયુમા સભાને હક્કો આપતો નથી, તેને લીધે સંતપ્ત થઇને બૉંબગોળો ફેંકનારો રશીઆનો કંટાળેલો દેશભક્ત જુદો. બંગાળના બૉંબનો પહેલી પંક્તિમાં નહિ પણ કહેલી બીજી પંક્તિમાં સમાવેશ થાય છે, એ કોઇએ પણ વિસરવું જોઇએ નહીં. પોર્ટુગાલના બૉંબથી ત્યાં રાજપદ્ધતિ અને નવીન બાળરાજાના પ્રધાનમંડળને અગાઉનું અંધાધુંધીનું ધોરણ છોડી દેવું પડયું. સ

આના અત્યંત બલાઢય ઝારને બૉંબ આગળ નમવું પડયું અને ડયુમા સભા વીખેરી નાખવાના પ્રયત્ન કરતાં કરતાં આખરે ડયુમા સભા સ્થાપન કરવી પડી. પોર્ટુગાલમાંથી બૉંબો બંધ થયા અથવા રશીઆમાં ગોળાઓની માળા વધવા પામી નહીં તેનો યશ અંધાધુધીના ધોરણને કોઇ પણ આપી શકનાર નથી. લોકોમાં નવી ઇચ્છા અને નવિન મહત્વાકાંક્ષા ઉદ્‌ભવેલી હોવાથી તે દહાડે દહાડે વધતી જાય છે, એવો બૉંબનો અર્થ ઉપર કહેલા બેઉ દેશોના મુત્સદ્દીઓએ કર્યો અને તે પ્રમાણે લોકોની ઇચ્છા અને મહત્વાકાંક્ષા કેટલેક દરજ્જે પણ પાર પડે અને તેઓ તદ્દનજ નિરાશ થઇને આતતાઇ થાય નહીં એવી રીતે તેઓએ રાજ કારભારનું સ્વરૂપ બદલ્યું.

સરકારનું હાલનું અંધાધુંધીનું ધોરણ બે પ્રકારનું છે. એક બૉંબો તૈયાર કરવા અશકય બનાવવાનું અને બીજું બૉંબગોળા બનાવવાની અને ફેંકવાનો લોકોની પ્રવૃત્તિ થાય નહીં એવો બંદોબસ્ત કરવાનું. પોપટને પ્રથમ પાંજરામાં ઘાલ્યા પછી બારણું બંધ. કરવામાં આવે છે તે પ્રમાણે સરકારે પ્રથમ પ્રજાને નિઃશસ્ત્ર બનાવી દીધી. પાંજરામાં પુરેલા પોપટને પાંજરામાંજ રહેવાની મીઠાશ લાગે તેથી હોંસીલા લોકો સારાં મધુર ફળોની અને દાણા પાણીની વ્યવસ્થા કરી આપે છે, પણ હિંદુસ્તાન સરકારે પાંજરાનાં બારણાં બંધ કર્યાં એટલુંજ નહીં, પણ પોપટ બહાર ચાલ્યો ન જાય તેટલા માટે પાંખ તોડી નાખવાનો અને પગો ભાગી નાખવાનો ઉપક્રમ ચલાવ્યો છે! યુરોપના જુલમી રાજાઓએ પણ પોતાની પ્રજાને નિઃશસ્ત્ર બનાવી નથી. મુસલમાનો જેવી કડવી જાતોએ પણ હિંદુસ્તાન ઉપર બાદશાહી ગજાવતાં હિન્દુઓને નિઃશસ્ત્ર કર્યાં નહોતા તો પછી અંગ્રેજોએ કેમ આમ કર્યું? પ્રજાજનોના હાથમાં સાધારણ બંદુક અથવા સાધારણ તલવાર હોવાથી લશ્કરના મર્દોની બરોબરી પ્રજાના હાથે કદી પણ થઇ શકતી નથી. પ્રજાને સશસ્ત્ર રાખવાથી જો લશ્કરી સત્તાને હલકાપણું મળતું નથી તો પછી એકાદ રાષ્ટ્રને ખસી કરવાનું મહત્ પાપ પણ અંગ્રેજોએ શા માટે કર્યું? જેનો ઉત્તર એવો છે કે રોજને રોજ પરચુરણ અધિકારીઓએ પણ ચલાવવી જોઇતી સત્તા અબાધિત થાય અને સ્વરાજયના કોઇપણ પ્રકારના હકો પ્રજાને ન આપતાં એકલપેટાપણાનો કારભાર ચાલે તેટલા માટે રાષ્ટ્રના પુરૂષાર્થનો વધ કરવાનું કાર્ય હથીઆરોના કાયદાથી કરવામાં આવ્યું! મુગલ જેટલું ઉદારપણું પણ અંગ્રેજોમાં નથી. મુગલ બાદશાહની સરખામણીમાં હીંદુસ્તાન ઉપરનું અંગ્રેજી સામ્રાજય લશ્કરી સામર્થ્યની દ્રષ્ટિએ બહુજ નિર્બળ અને નિઃસત્વ છે. ઔરંગઝેબ બાદશાહે સંપત્તિની વહેંચણીની દ્રષ્ટિએ જોકે નહીં તોપણ ધર્મ દ્રષ્ટિએ હીંદુઓ ઉપર નાના પ્રકારના જુલમો કર્યાં અને તેઓનું દશ વીશ લાખ સૈન્ય દશ વીશ વર્ષમાં દક્ષિણ સરહદમાં સમાપ્ત થઇ ગયું, તોપણ તેના મરણ પછી દોઢસો વર્ષ સુધી પડતાં પડતાં પણ દિલ્હીની બાદશાહી ટકી રહી હતી. ઔરંગઝેબ ઉપર જેવા પ્રસંગો આવ્યા તેવા પ્રસંગો હીંદુસ્તાનની અંગ્રેજી સેના ઉપર આવે તો ભવિષ્યમાં પાંચ પચીસ વર્ષ પણ અંગ્રેજી રાજય હીંદુસ્તાનમાં ટકી શકનાર નથી. આનું કારણ અંગ્રેજો હીંદુસ્તાનમાં એક સાધારણ વટેમાર્ગુ માફક રહે છે તે છે. હીંદુસ્તાનમાં અંગ્રેજી વસ્તી કાયમની ન હોવાને લીધે અને ઇંગ્લંડનો ખાડો પુરવા તરફ અંગ્રેજ વ્યાપારીઓનું અને અધિકારીઓનું લક્ષ હોવાને લીધે રાજકીય સત્તાનો કોઇ પણ ભાગ પૃથક્ કરીને નેટિવોના હાથમાં આપવા માટે તેઓ સ્વાભાવીક રીતેજ તૈયાર નથી. વટેમાર્ગુ પ્રમાણે અધિકારીઓ મોકલીને પોતાના દેશની આબાદી માટે જો મુગલોએ હીંદુસ્તાનની બાદશાહી ચલાવી હોત તો મુગલોને પણ રાજા રજવાડા સાથે અથવા ગ્રામ સંસ્થા સાથે વર્તતાં અનુદાર થવું પડત અને પ્રજાને નિઃશસ્ત્ર કર્યાં શિવાય છુટકો નહોતો. પાશ્ચિમાત્ય શાસ્ત્રોએ આપેલા સામર્થ્યથી અને પ્રજાનિઃશ-

સ્ત્ર કરવાથી, પ્રજામાં આવી ગયેલી દુર્બળતાને લીધે લોકોની ઇચ્છાનો અથવા મહત્વાકાંક્ષાનો વિચાર પણ ન કરતાં ગુમાનીથી નિશ્ચિંત રીતે રાજકારભાર હાંકવામાં આવે છે. બૉંબને લીધે આવી સ્થીતિ કાયમ રહેવાની નથી. પ્રજા નિઃશસ્ત્ર અને સરકાર આધુનીક અસ્ત્રવિદ્યાથી બલાઢ્ય છે.

સરકારનાં કેટલાંક કૃત્યોથી લોકો નિરાશ થઇને સંતાપી જઇને માથાફરેલ પણ થાય છે, એવું સરકારને અજમાવવાનો અત્યાર સુધી કોઇ પણ રસ્તો નહોતો. સરકારના કૃત્યોનો જુલમ પ્રજાને અસહ્ય થયો છે એવું સરકારને સમજાત પણ કયારે? સરકાર કોઇ પણ વાત કરતી અને જો તે પ્રજાને નાપસંદ પડતી તો પ્રજા અત્યાર સુધી શું કરતી આવી છે? લોકો અરજીઓ કરતા, વિનંતિ કરતા, અધિકારી કહેતા હતા કે આક્ષણિક રીસ છે, થોડા વખત પછી બધું પોતાની મેળે શાંત થઇ જશે. લોકોએ નિરાશ થવું. ઉતાવળા થએલાઓએ સંતાપી જઇને મનમાં બળવું અને માથાફરેલાઓએ પોતાના આતતાયીપણાથી પોતાનાજ શરીરને બાળીને પોતાના ક્રોધથી પોતાનીજ આહુતી—સરકારને કાને કાંઇ પણ વાત પહોંચ્યા વગર ચું કે ચાં કર્યા વગર—આપવી, એવું આજ દિવસ સુધી ચાલતું હતું. બૉંબગોળાથી નિઃશસ્ત્ર માથાફરેલાઓ સશસ્ત્ર બન્યા, અને અંગ્રેજ લશ્કરનો ગર્વ ઓછો કરી નાખ્યો. મુગલોએ બતાવેલા ઉદારપણા કરતાં અધિક ઉદારપણાથી સંપત્તિની અને અધિકારની વહેંચણી પ્રજા વચ્ચે કરવાનો આરંભ કર્યા શિવાય ઉપરી અધિકારીઓની મારફત નિશ્ચિંતપણે રાજ્ય કારભાર ઇંગ્લંડથી આ પછી ચલાવી શકાશે નહિ. બૉંબ એ બંદુક અથવા તોપ જેવી વસ્તુ નથી. હથિયારના કાયદાથી તોપ અથવા બંદુકો લોકો પાસેથી લઇ લેવાશે અને તે સરકારી પરવાના શિવાય તૈયાર કરતાં પણ બંધ પાડી શકાશે; પણ બૉંબ કાયદાથી અથવા અધિકારીઓની દેખરેખથી અથવા ગુપ્ત પોલિસના ગણગણાટથી બંધ પાડી અથવા નષ્ટ કરી શકાશે નહીં. બૉંબગોળામાં ખાસ કરીને જ્ઞાનનીજ જરૂર છે, તે એક જાદુ છે, તે એક મંત્ર છે, મોટા કારખાનામાં તૈયાર થનારી વસ્તુ માંહેની આ એક વસ્તુ નથી. સરકારી લશ્કરને માટે જોઇતા બૉંબગોળા માટે મોટાં કારખાનાં વસાવવાં પડે છે, પણ આતતાયી માથાફરેલને જોઇતા પાંચ દશ બૉંબને માટે વધુ સામગ્રી તેમજ મોટા કારખાનાની જરૂર પડતી નથી. વિરેન્દ્ર બાબુએ બૉંબ ગોળાનું મોટું કારખાનું એક બે બરણીમાં ને દશ પાંચ બાટલીઓમાં સમાવી દીધું હતું; જે સરકારી બૉંબ ગોળાના મોટા કારખાના પ્રમાણે શાસ્ત્રીય દ્રષ્ટિયે ભુલચુક વગરનું થઇ ચુક્યું હતું, એવી સાક્ષી સરકારી રસાયણ શાસ્ત્રવેત્તા આપે છે. વિરેન્દ્રના કેસમાં પ્રસિધ્ધ થએલી હકીકતના ખરા અર્થ તરફ સરકારે લક્ષ પહોંચાડવું ન જોઇએ શું? આ કેસની જે હકીકત પ્રસિદ્ધ થઇ છે તે ઉપર જોતાં બૉંબગોળાનો મંત્ર કાંઇ લાંબોલચક નથી અને તંત્ર પણ બહુ અલ્પ છે, જે માથાફરેલ છે, તેઓને આ મંત્રથી જ્ઞાન ભ્રષ્ટ કરવાને હવે સરકારી કાયદાના અંગમાં સામર્થ્ય રહેલું નથી. યુરોપ, અમેરિકા, જાપાન વિગેરે દેશમાં આ જ્ઞાન ગુપ્ત નથી, ફકત હિંદુસ્તાનમાંજ એ જ્ઞાન ગુપ્ત છે; પણ અંધાધુંધીનું ધારણ જોસ્થી અમલમાં આવશે તો માથાફરેલાઓની સંખ્યા વધવાથી બંગાળાની આ જાદુઇ મંત્ર વિદ્યા આખા હિંદુસ્તાનમાં પ્રસરવાને કેટલો વખત લાગશે! જે માથાફરેલ છે તેઓને આ વિદ્યા સંપાદન કરતા અટકાવીને તેમનાં માથાં ફરીથી ઠેકાણે લાવવાં એ કાંઇ મુસ્કેલ કામ નથી અને આ વિદ્યાને વ્યવહારિક સ્વરૂપ આપતાં પણ ગુપ્ત પોલિસની ચાતુર્યતા અને દક્ષતાને લીધે મેજીસ્ટ્રેટ મારફત સંતાપ ઉતારવાનો પણ સંભવ ઘણો ઓછો છે. અતિશયોકિતથી બોલીએ તો આવાં કારખાનાંઓ એક ઘડીવારમાં અસ્તિત્વમાં આણી શકાય તેવું છે

અને વહીકમાં બંધ કરી શકાય તેવું પણ છે! તો પછી આ માથાંફરેલાઓના પગમાં કાયદાની સાંકળ કેમ નાખી શકાશે? દશ પંદર વરસ ઉપર ઇંગ્લંડમાં જ્યારે બૉંબ ગોળાનો કાયદો થયો ત્યારે બૉંબ ગોળાને આટલું જ્ઞાનમય સ્વરૂપ મળ્યું નહોતું. તે વખતે પાશ્ચિમાત્યશાસ્ત્રોના અંગનો મેલ બૉંબ ગોળો થઈ ગયો ન હોતો. તે વેળા પૈસા પણ વધુ લાગતા હતા. સામગ્રી પણ વધુ લાગતી અને કારખાનું પણ મોટું જોઈતું હતું, જેથી તેના પ્રતિબંધ કાયદાથી થઇ શકે તેવું હતું. પણ જે વખતે શાસ્ત્ર ચાલતાં ચાલતાં, બોલતાં બોલતાં, સુતાં સુતાં, સાધારણ લીલાથી બૉંબગોળા જેવા ચમત્કાર કરી બતાવે છે, તે વેળાએ તે શાસ્ત્રની આ લીલા કેવી રીતે બંધ પાડી શકાય? વ્યાપારવિષયક ઉન્નતિ માટે અને લશ્કરી સામર્થ્ય માટે શાસ્ત્રદેવતાને પાશ્ચિમાત્યોએ પ્રસન્ન કરી લીધેલ છે. દેવતાને પ્રસન્ન કરીને વરદાન માગવાનીજ ઇચ્છા હોય છે, પણ તેજ દેવતાના વરદાનથી કોઇ એ પણ ઉન્મત્ત થવું નહીં એમ કહીને તે જે સહજ લીલા કરે છે તેટલુંજ ફક્ત નહિ જોઇએ એમ કેમ બને? પાશ્ચિમાત્યોનાં શાસ્ત્રનું જ્ઞાન રોજ રોજ આવી રીતે પ્રાપ્ત થતું હોવાથી અને વ્યવહારમાં અને ઉદ્યોગધંધામાં હંમેશ લાગનારી રસાયણિક સાદી વસ્તુઓથીજ હાં હાં કરતાં ભયંકર શક્તિ નઉત્વાં જેવા તંત્રથીજ નિર્માણ કરનારી શોધ રોજ રોજ નવી નવી મળી આવતી હોવાથી શાસ્ત્રીય માંત્રીકોની લીલાનો પ્રવાહ કાયદાના બંધનથી સરકાર કેટલાક દિવસ બંધ રાખી શકશે? અમારા મત પ્રમાણે સરકાર અશક્ય વાતોની પાછળ લાગીને પોતાનું અને પ્રજા જનોનું વ્યર્થ નુકશાન કરવા ચાહે છે. શાસ્ત્રીયજ્ઞાનની યુરોપમાં અને અમેરિકામાં જે સ્થિતિ છે, તે સ્થિતિનો વિચાર કરતાં અશક્ય વાતો શક્ય કરવાની વૃથા ખટપટમાં સરકાર લાગી પડી છે, એવું કહ્યા વગર ચાલતું નથી. આ વખતે રસાયણશાસ્ત્રવેત્તા ઉદ્યોગ ધંધાવાળા ઉપર અને નાનાં મોટાં કારખાનાં ઉપર નાહક જુલમ થયા વગર રહેનાર નથી.

બૉંબગોળાના કાયદાથી સરકારના ઇષ્ટ હેતુઓ સિદ્ધ થનાર નથી, પણ ઉલટું પોલિસના અને નાના અધિકારીઓના હાથમાં સજ્જનોને દુઃખ દેવાનું તે એક હથિઆર થઈ બેસશે. બૉંબગોળા સંબંધીનું શાસ્ત્રીય જ્ઞાન અને સામગ્રી નષ્ટ કરવાની આ ખટપટ વ્યર્થ છે. બૉંબ ગોળા જો બંધ પાડવા હોય તો તેનો એ યોગ્ય ઉપાય નથી. બૉંબ ગોળાની જરૂરજ કોઈ પણ માથાફરેલને પડે નહીં એવું સરકારે કરવું જોઇએ. રાજકીય હીલચાલમાં પડેલા લોકો માથાફરેલ થાય છે કયારે? પોતાની બુધ્ધિનો, પોતાના શરીરનો અને પોતાના સ્વાર્થત્યાગનો પોતાના દેશના કલ્યાણ કરવાના કામમાં ઉપયોગ કરવાનો માથાફરેલપણા શિવાય બીજો કોઈ પણ માર્ગ નથી એવી તિવ્ર નિરાશા થયા પછી હીલચાલ કરનારા તરૂણ માથાફરેલ થાય છે. સ્વરાજ્યના હક સંપાદન કરવા માટે થએલી જાગૃત બુદ્ધિમત્તાની તિવ્ર નિરાશા સરકારે થવા દેવી ન જોઇએ. જે વેળા જાગૃત થએલી બુધ્ધિમત્તાની ઇચ્છા અને મહત્વાકાંક્ષા આખા રાષ્ટ્રમાં પ્રસરે છે અને આખા રાષ્ટ્રને ખળભળાવીને જાગૃત કરી મુકે છે તે વેળાએ જાગૃતિની ક્રિયા બંધ પાડવાથી તે નિરાશા કમી ન થતાં અધિકજ તિવ્ર થાય છે, તે સરકારે વિસરવું જોઈતું નથી. જાગૃતિની ક્રિયા બંધ પાડવા માટે સરકારે વર્તમાન પત્રોનો નવો કાયદો પાસ કર્યો છે અને તેને લીધે નિરાશાનું સ્વરૂપ અધિક ભયંકર થઇને વિચારી અને શાન્ત સ્વભાવના લોકો પણ માથાફરેલ થવાનો સંભવ છે. બૉંબ ગોળા બંધ કરવાનો ખરો અને ટકાઉ ઉપાય સ્વરાજ્યના મહત્વના હકો આપવાનો પ્રારંભ કરવો એજ છે. અંધાધુંધીના ઉપાય પાશ્ચિમાત્ય શાસ્ત્રોની અને હિંદુસ્તાનના લોકોની હાલની સ્થીતિમાં ટકાઉ થવા શકય નથી.

## પોલિસ કોર્ટમાં તીલક કેસની શરૂ થયેલી તપાસ અને તે દરમ્યાન મુંબઇમાં ભારે તોફાન.

### કેસની તપાસ.

મી૦ તીલક સામે તેઓના ગઈ તા૦ ૯ મી જુનના 'કેસરી' પત્રમાં રાજદ્રોહી લખાણ્ કરી હીંદી ફોજદારી કાયદાની ૧૨૪ મી એ. કલમનો ભંગ કરવાનો જે બીજો આરોપ મુંબઈ સરકારે મુકયો હતો તે મુકરદમાને લગતી તપાસ તા૦ ૨૯ જુલાઈ ૧૯૦૮ના રોજ પાછલે પોહરે ૩ાા વાગતે વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસ્ટનની કોર્ટમાં નીકળી હતી.

સરકાર તરફથી પબ્લીક પ્રૉસીકયુટર મી૦ બોવન સાથે બીનીંગ બૅરીસ્ટર હાજર થયા હતા. જ્યારે આરોપી મી૦ તીલક તરફથી મી૦ જહાંગીર દીનશાહ દાવર બૅરીસ્ટર, મી૦ ગાડગીલ બૅરીસ્ટર, મી૦ બોડસ, મી૦ કરંદીકર અને મી૦ દીક્ષીત વકીલો હાજર થયા હતા.

આ મુકરદમા ઉપર પોલિસ તરફથી છુપી પોલિસના સુપ્રીનટેન્ડંટ મી૦ સ્લોન, ઇન્સપેકટર મી૦ સુલીવાન અને ઈન્સપેકટર મી૦ પેટીગરા દેખરેખ રાખતા હતા.

પોલિસે કોર્ટમાં મજબુત બંદોબસ્ત જાળવ્યો હતો.

### તીલક અને તેમના કાઉન્સલોને ભારે માન.

મી૦ તીલક આવી પહોંચતાં 'તીલક મહારાજ અને શીવાજીકી જય'ના પોકારો થઈ રહ્યા હતા. આ પોકારો કાન બ્હેર મારી જાય તેવા સખત હતા. મી૦ તીલકના ધારાના હીમાયતીઓ આવી પહોંચતાં એવાજ પ્રકારથી લોકોએ તેઓને પણ માન આપ્યું હતું. આ પોકાર પાંચ મીનીટ સુધી ચાલ્યા હતા.

કોર્ટ ૩ાા વાગતે બેઠા પછી કેટલેક વખતે મી૦ તીલકને પોલીસ કોર્ટના ભોંયરામાંથી ઉપર લાવવામાં આવ્યા હતા. મી૦ તીલકની બંને બાજુએ પોલીસ અમલદારો હાજર હતા.

મી૦ દાવરે જણાવ્યું કે, 'ઍડવોકેટ,' 'ટાઇમ્સ ઑફ ઇંડિયા,' 'બૉમ્બે ગૅઝીટ' વગેરેમાં કેટલાક રિપોર્ટો આવ્યા છે, જે ટીકાથી ભરપુર છે. અમો એ અધિપતિઓ સામે કામ ચલાવવાની પહેલાં ધારણા રાખતા હતા પણ હવે અમો તમો નામદારને અરજ કરીએ છીએ કે રિપોર્ટરોને કોર્ટમાં બનતાજ બનાવનો રિપોર્ટ લેવા કહેવું.

મૅજીસ્ટ્રેટ—કયા રૂલીંગ પ્રમાણે તમો આ અરજ કરો છો?

મી૦ દાવર—એવા કેટલાક મુકરદમાના દાખલા ઉપરથી હું કહું છું.

મૅજીસ્ટ્રેટે એ બાબતસર કશો હુકમ કર્યો નહોતો.

મી૦ બીનીંગે એ પછી "કેસરી" પત્રના અધિપતિ તરીકે આરોપીએ કીધેલાં બે ડેકલેરેશનો રજુ કીધાં હતાં.

એ પછી મી૦ જોશીએ મી૦ બોવનની તપાસમાં જણાવ્યું કે હું ઓરીયેંટલ ટ્રાન્સલેટરની ઑફીસનો પેહેલો મદદનીશ છું. મજકુર બન્ને કહેવાતા વાંધા ભરેલા આર્ટીકલોનું મેં ભાષાંતર કીધું છે.

મેજીસ્ટ્રેટે આ કેસ સેશન્સ કમીટ કરવાની ઇચ્છા જાહેર કીધી હતી.

મી૦ દાવરે જણાવ્યું કે તમો નામદાર જો આ કેસ સેશન્સમાં નોંધવા માગતા હો તો હું સાક્ષીની ઉલટપાલટ તપાસ લેવા માગતો નથી.

મી૦ બીનીંગે તે સામે વાંધો લીધો નહોતો.

આ કેસ સેશન્સમાં નોંધાવાની તે પછી મૅજીસ્ટ્રેટે પોતાની ઇચ્છા દર્શાવી હતી.

એક મરાઠા ગ્રહસ્થે 'કેસરી' પત્ર ખરીદવાની જુબાની આપી હતી.

છુપા પોલીસના ઇન્સપેકટર મી૦ સુલીવાને મી૦ તીલકની ધરપકડની અને 'કેસરી' તેમજ 'મરાઠા' ઑફીસની જડતીની જુબાની આપી હતી. મૅજીસ્ટ્રેટે બંને આરોપો માટે આરોપીને સેશન્સ કમીટ કીધા હતા.

મી૦ બાળ ગંગાધર તીલક સામે રાજદ્રોહી ભખાણ કરવાનો જે બીજો ગંભીર આરોપ મેલાયો હતો, તે મુકરદમાની તપાસ ૧૧॥ વાગતે નીકળશે એમ ધારી લોકોની મોટી સંખ્યા પોલિસ કોર્ટમાં ઉતરી પડી હતી. પોલિસ કોર્ટમાં ખાસ કામકાજની મતલબથી આવેલા ગૃહસ્થો શિવાય બીજા બધાને પોલિસ સત્તાવાળાઓએ આજે કોર્ટમાં દાખલ થતાં અટકાવ્યા હતા. કેટલાક લોકોએ તેઓને એવી રીતે અટકાવવામાં આવે તે સામે વાંધો લીધો હતો. આ વાંધા છતાં પોલિસ સિપાઇઓએ તેઓને પોલિસ કોર્ટના કંપાઉંડની બહાર જવા હુકમ કીધો હતો. જે હુકમને તેઓ તાબે થયા હતા. આ બનાવથી લોકોનું એક ગંજાવર ટોળું તીલક મહારાજની વાટ જોતું પોલિસ કોર્ટના કંપાઉંડની બહાર ભેગું મળ્યું હતું. આ ઠેકાણે પણ પોલિસે મજબુત બંદોબસ્ત જાળવ્યો હતો. તે બાદ કેટલાકોએ લોકોને ખબર આપી કે, નવો તીલક કેસ પાછલા પોહરે ૩॥ વાગતે વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટની કોર્ટમાં નીકળશે. લોક ત્યાંજ થોભી રહ્યા હતા. તેઓમાંના કેટલાક બોલતા હતા કે બસ અમો તીલક મહારાજનાં દર્શન કરીનેજ જઇશું.

કેટલાંક કામસર જાણીતા નૅશનલીસ્ટ મી૦ ખાપર્ડે પણ આજે કોર્ટમાં હાજર થયા હતા, જેઓ કોર્ટમાંથી બહાર નીકળતાં ભેગા મળેલા લોકોએ તેમને નમન કરી આવકાર આપ્યો હતો.

રસ્તા ઉપર કેસ ચાલતી વખતે પણ ચાલુ ધુમો પડતી હતી. લોકો ઉશ્કેરાઇ ગયું હતું. રૂમાલો હવામાં ઉડી રહ્યા હતા તેમજ છત્રીઓ પણ ઉડી રહી હતી. લોકોનાં ટોળે ટોળે આવતાં જતાં હતાં અને આશરે ત્રણ વાગતે તો હજારો માણસો એકઠાં થઇ ગયાં હતાં. માણસોનાં જુદાં જુદાં ટોળાં બંધાઇ ગયાં હતાં અને ટોળે ટોળે ભાષણો થતાં હતાં, તેમાં એક બંગાળી સાધુના ભાષણથી લોકોપર ભારે અસર થતી હોય એમ જણાતું હતું. તે હિંદુસ્તાનીમાં બોલતો હતો અને જો કે તેનું ભાષણ બરાબર સંભળાતું ન હતું પણ બોય, તીલક મહારાજ, શિવાજી મહારાજ, સ્વરાજ્ય વિગેરે શબ્દો કાને પડતા હતા. ત્યાર બાદ લોકો શાંત હતા. તે વન્દે માતરમના પોકારો કરવા લાગ્યા અને સાડાત્રણ વાગ્યાની તૈયારી થઇ એટલે ભારે ઉશ્કેરણી બતાવવા લાગ્યા અને પોલિસ કોર્ટમાં જે ઠેકાણે મી૦ તીલકને રાખવામાં આવ્યા હતા, તેનાપર ધસારો કરવા લાગ્યા. આથી ઘોડેસવાર પોલિસ બોલાવવી પડી, પણ લોકોની ઉશ્કેરણી એટલી ભારે હતી કે, ૪૦ સવારો આવ્યા તોપણ તેઓ શાંત થયા નહીં અને ઉલટું અંગ્રેજ પોલિસ અમલદારો ઉપર પથરા અને ભાગેલી બાટલીઓ ફેંકવા લાગ્યા. ઇન્સ્પેકટર કોકસન તથા સબ ઇન્સ્પેકટર જીરાર્ડને બહુ વાગ્યું અને સબ ઇન્સ્પેકટર ટેલરને તો નાક પર ભારે જખમ થયો. આથી પોલીસે લોકોપર હલ્લો કર્યો અને નવ શખસોને પકડયા. પણ આથી લોકોમાં ઉશ્કેરણી વધી ગઇ અને તેઓ વન્દેમાતરમ્, તીલક મહારાજની જય, શિવાજી મહારાજની જયના પોકારો વધારે જોસથી કરવા લાગ્યા. ચીફ પ્રેસીડેન્સી મૅજીસ્ટ્રેટ મી૦ એસ્ટનને પોલિસની ચોકી સાથે કોર્ટમાં આવવું પડયું હતું. જેમ જેમ સાંજ પડતી ગઇ તેમ તેમ લોકોની જમાવટ વધતી ગઇ અને કોર્ટનું કામ પુરૂં થતાં મી૦ તીલકને જોકે તુરંગમાં લઇ જવામાં આવ્યા હતા તોપણ લોકોના મનમાં મી૦ તીલક હજી કોર્ટમાંજ છે એમ હોવાથી તેઓ વિખરાતા નહતા. પગથીઆ અને આખું મેદાન ભરાઇ ગયું હતું એટલે લોકો હવે રસ્તા ઉપર એકઠા થતા હતા; એટલે સુધી કે ટ્રામની ગાડીઓને જવાઆવવાનું ઘણું મુશ્કેલ થઇ પડયું હતું. મૅજીસ્ટ્રેટ પોલિસની ચોકી સાથે

કોર્ટ છોડીને ગયા એટલે લોકોએ ઘણું ભયંકર રૂપ ધારણ કર્યું. જે કોઈ અંગ્રેજ રસ્તેથી જતો હતો તેના પર પથ્થરનો વરસાદ વરસાવવામાં આવતો હતો. ટ્રામ અને વિકટોરીઆમાં બેઠેલા યુરોપીઅનોની પણ તેવીજ સ્થિતિ કરવામાં આવી હતી. કારણ કે ટ્રામની તો કાચની બારીઓપણ પથ્થરના મારાથી ભાગી જતી હતી. એક પાદરી જે એક વિકટોરીઆમાં બેસીને જતો હતો, તેને ભારે ઈજા થઇ હતી. અને ગાડી વાળો ઘોડા દોડાવી ન ગયો હોત તો તેનું શું થાત તે નકકી કહી શકાત નહીં. આથી યુરોપીયનોને એ રસ્તે જતા બંધ કરવામાં આવ્યા હતા. એટલે તે લોકોને બોરીબંદરથી મ્હારોબારે કૉફર્ડ માર્કિટ તરફ જવું પડતું હતું. આથી પણ વધારે ગંભીર સ્વરૂપ થતું જતું હોવાથી હથીઆરબંધ પોલિસને બોલાવવાની જરૂર પડી હતી. જેઓએ આવી લોકોને વીખેરી નાખ્યા હતા.

---

## મી૦ તીલકને જામીન ઉપર છોડવાની સેશન્સમાં રદ ગયેલી અરજ.

સેશન્સનું તા૦ ૨૭ જુલાઇએ કામ શરૂ થતાં મી૦ બાળ ગંગાધર તીલક તરફથી મેશર્સ રાઘવાયા, ભીમજી અને નગીનદાસ સોલીસીટરોની ફરમાસથી મી૦ મહમદઅલી ઝીણા બેરીસ્ટરે હાજર થઇ મી૦ તીલકને જામીન ઉપર છોડવા અરજ કરી હતી. ઝીણાએ પોતાની અરજના ટેકામાં લંબાણથી વિવેચન કરીને તેમને જામીન ઊપર છોડવાનાં કારણો નીચે મુજબ રજુ કર્યાં હતાં (૧) આરોપી પાસે સારો બચાવ છે અને જો તેને જામીન ઊપર છોડવામાં આવશે નહીં તો તે પોતાનો બચાવ સારી રીતે કરવાને શકિતવાન થશે નહીં; (૨) આરોપીને પકડવામાં આવ્યા તેની લાંબો વખત આગમચના તે બીડી-પીશાબના રોગથી પીડાય છે; (૩) તકરારી આર્ટીકલો ઘણા લંબાણ છે અને તેના તરજુમા જે રજુ કરવામાં આવ્યા છે તે ખોટા અને ભુલાવો ખવાડે એવા છે અને જો તુરંગમાંથી તેને છો[ડ]વામાં આવે તો તે પોતાના ધારાના હીમાયતી તેનો ખરો તરજુમો શું થાય છે અને તેનો ભાવ[ાર]થ કેવો ઉપજે છે તે સમજાવાને શકિતવા[ન] થશે. (૪) આરોપી મુંબઈ યુનીવર્સીટીના બી[.] એ૦ એલ૦ એલ૦ બી૦ છે. ડેક્કન કૉલેજમાં પ્રોફેસ[ર] હતા. નામદાર ગવર્નરની ધારા બાંધનારી કાઉન્સ[ી]લમાં આગળ એક સભાસદ હતા અને તે મહ[ા]રાષ્ટ્રમાં મોટો મોભો ધરાવે છે; (૫) જે કલમ[ો] મુજબ આરોપી સામે આરોપો મેલવામાં આવ[્યા] છે તેની તપાસ જુરીની મદદથી ચાલ[શે] પણ તે સવાલનો જયાં સુધી ફડચો થાય ત્[યાં] સુધી તેમને જામીન ઊપર છોડવાની જરૂર છે[.] જે સોગંદનામાં સરકાર તરફથી નોંધવામાં આ[વ]યાં હતાં, તે મી૦ ઝીણા વાંચવા જતા હત[ા] એટલે નામદાર જજે તેમને તેમ કરતાં અટક[ા]વી જણાવ્યું કે આ મુકરદમામાં જે સઘળ[ાં] સોગંદનામાં નોંધાયલાં છે તે સઘળાં મેં ધીર[જ]થી વાંચ્યાં છે. સરકાર તરફના સોગંદનામાન[ા] જવાબમાં મી૦ બોડસે જે સોગંદનામું નોંધાવ્[યું] છે તેમાં તેઓ મી૦ બોવન અને મી૦ સ્લોન ના ચોકસ "સ્ટેટમેંટો" સામે વાંધા લે છે મારા વિચાર પ્રમાણે જુરી સનમુખ જે "સ્ટેટમેંટો" નથી તે પ્રગટ થવાં ન જોઇએ.- જાણે તે "સ્ટેટમેંટો" કરવામાં આવ્યાં નહીં હોય તે[મ] ગણી તેમજ તે સામે સરકાર વાંધા લેતી નથ[ી] એમ ગણી તમારી અરજ એકતરફી સાંભળીશ[.]

મી૦ ઝીણા—તે "સ્ટેટમેંટો" વીશે હું બોલવા માગતો હતો અને તે બાબતમાં નામદા[ર] કોર્ટના વિચાર સાથે હું મળતો થાઊં છું.

મી૦ ઝીણાએ આગળ બોલતાં જણાવ્યુ[ં] કે આરોપીને ૪૯૮ મી કલમ મુજબ જામી[ન] ઉપર છોડવો એટલુંજ હું માગું છું. જામીનન[ી] બાબત તમો નામદાર સન્મુખ આવી ગઇ છે[.] કાળ પત્રના અધિપતિને જામીન ઉપર છોડવ

માટે અરજ કરવામાં આવી હતી અને તે વખ તે જામીન ઉપર છોડવા કે નહીં તે વીશેની સઘળી તકરારો રજુ થઈ હતી. આરોપીને જામીન ઉપર શા માટે છોડવામાં નહીં આવે તેનું કારણ સામી તરફથી બતાવવામાં આવ્યું નથી. જામીનના સવાલમાં મુખ્ય સવાલ એટલોજ છે કે આરોપી તપાસ વખતે હાજર થશે કે નહીં અને તેને સજા કરવામાં આવે તો તે સજા ભોગવવા હાજર રહેશે કે નહીં. આ બાબતમાં મી૦ જસ્ટીસ બદ્રુદીન તઈયબજીનો અગત્યનો ચુકાદો અપાયલો છે અને તે બાબતમાં લંબાણ તકરારો સાંભળી તે નામદારે ઠરાવ્યું છે કે જામીન આપવાની બાબતમાં તપાસ દરમ્યાન આરોપી હાજર થશે કે નહીં, કાયદો એવું અનુમાન કરે છે કે એક આરોપી જ્યાં સુધી તેના ઉપર વાંક પુરવાર ન થાય ત્યાં સુધી તેને બીનતકસીરવાર ગણવો જોઈએ. સરકાર તરફથી જે સોગંદનામું કરવામાં આવ્યું છે, તેમાં એવો કશીએ ઇસારો કરવામાં આવ્યો નથી કે આરોપી તપાસ વખતે કોર્ટમાં હાજર થશે નહીં. આથી મી૦ તીલકને જામીન ઉપર છોડવાની હું અરજ કરૂં છું અને તે કોર્ટ માગે તેવા સધ્ધર જામીન આપવા તૈયાર છે.

અત્રે મી૦ બ્રાનસન, ઍડવોકેટ જનરલ ઉપલી અરજની સામે થવા ઉઠયા હતા, પણ નામદાર જજે તેમને જણાવ્યું કે તેઓ તેમને તસદી આપવા માગતા નથી.

નામદાર જજે ચુકાદો આપતાં જણાવ્યું કે મી૦ તીલક સામે ફોજદારી કાયદાની ૧૨૪ એ. અને ૧૫૩ એ. કલમ મુજબ રાજદ્રોહી લખાણ કરવાના બે જુદા જુદા આરોપો મુકવામાં આવ્યા છે અને તે સંબંધમાં મી૦ તીલક તરફથી તેમને જામીન ઉપર છોડવાની હાઇકોર્ટને અરજ કરવામાં આવનાર છે તેની મને ખબર કરવામાં આવી હતી. આ બાબત ઉપર મેં પુરતો વિચાર કર્યો છે અને જો લાગણીનો તે એક સવાલ હોય તો હું કહું છું કે હાઇકોર્ટને કાંઇ પણ અંકુશ વગરની જે સત્તા છે તે આરોપીના લાભમાં શા માટે ઉપયોગમાં નહીં લેવામાં આવે તેનું કારણ બતાવવામાં ન આવે ત્યાં સુધી એક આરોપીને તેની તપાસ થવા અગાઊ તેને કેદમાં રાખવા હું ખુશી નથી. ક્રીમીનલ પ્રોસીજરની ૪૯૮ મી કલમ મુજબ બેશક હાઇકોર્ટને અંકુશ વગરની સત્તા એક આરોપીને જામીન ઉપર છોડવા માટે આપવામાં આવી છે. આ જે સત્તા આપવામાં આવી છે તે ન્યાયી સત્તા છે, અને તે સત્તા વાપરતાં ઘણી સંભાળ અને ચોકસાઈ રાખવાની જરૂર છે. મરહુમ મી૦ જસ્ટીસ બદ્રુદીન તઇયબજીના ચુકાદાથી હું પુરો માહીતગાર છું અને મી૦ તીલક માટે તે વખતે કરવામાં આવેલી જામીનની અરજની તકરાર અને તે વખતના ઍડવોકેટ જનરલ મી૦ લૅંગની તકરારથી હું સારી રીતે વાકેફ છું. તે ચુકાદામાં જણાવવામાં આવ્યું છે કે એક આરોપીને જામીન ઊપર છોડવામાં મુખ્ય સવાલ તે હાજર થશે કે નહીં તે ઊપર આધાર રાખે છે. તે વિચારને હું તદ્દન મળતો થતો નથી. કદાચ તે એક અગત્યની અને એક મુખ્ય બાબત હોય પણ તે ઊપરાંત મારા વિચાર પ્રમાણે આજુબાજુના બીજા ઘણા સંજોગો છે અને ઘણી બાબતો જે ઊપર પણ કોર્ટે ધ્યાન પહોંચાવું જોઇએ છે. આ સવાલ ઉપર મેં ઘણો લંબાણ વિચાર કર્યો છે. મેં આગળ કહ્યું છે તેમ આ બાબત ઊપર મેં લંબાણ વિચાર કર્યો છે અને જે હુકમ હું કરવા માગું છું તેમાં જે સંજોગો મેં જોયા છે તે ઉપર હું આધાર રાખું છું. હું ઘણો આતુર છું કે આરોપીને ન્યાય અપક્ષપાત મળે. આરોપીની તપાસ જુરી સન્મુખ ચાલનાર છે. મારા વિચાર પ્રમાણે તપાસ ચાલવા આગમચ ફરીયાદ પક્ષને અથવા

આરોપીને કાંઈ રીતનું નુકશાન પહોંચે એવું કાંઈ પણ બોલાવું જોઇએ નહીં, અરજ બહાલ શા માટે રાખવામાં ન આવે તેની દલીલો કે કારણ આ ઠેકાણે બતાવવાનું હું દુરસ્ત જોતો નથી. હું ઘણો દીલગીરી સાથે મારા ઉપલા ઠરાવ ઉપર આવ્યો છું અને તપાસ દરમ્યાન આરોપીને જામીન ઉપર છોડવાની અરજ હું નામંજુર રાખું છું.

---

## મી૦ તીલકની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવાનો હુકમ.

મી૦ બાળ ગંગાધર તીલકને ફીતુરી લખાણ કરવાના આરોપ માટે નોંધવામાં આવ્યા હતા. તેમની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવાને સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવનની ફરમાસથી કામચલાઉ ઍડવોકેટ-જનરલ આ૦ મી૦ બ્રાન્સને તા૦ ૩૭ જુલાઇ ને રોજે હાજર થઇ અરજ કરી હતી. મી૦ બ્રાન્સને પોતાની અરજના ટેકામાં જણાવ્યું કે આ મુકરદમો ઘણો અગત્યનો છે અને તેની તપાસ માટે ખાસ જુરી વધુ લાયક થઇ પડશે.

આરોપી તરફથી મેશર્સ રાઘવાયા, ભીમજી અને નગીનદાસ સોલીસીટરોની ફરમાસથી મી૦ જોસફ બૅપટીસ્ટાએ તે સામે વાંધા લેતાં જણાવ્યું કે એ ખાસ ગુના માટે સરકારની ખાસ મંજુરીથી સરકાર આ કામ ચલાવે છે, અને તેથી જાણે સરકાર આરોપીને દબાવી નાખવા માગતી હોય એમ કુદરતી રીતે દેખાય છે. આથી આરોપી ફરીયાદપક્ષ તરફથી સંપૂર્ણ ન્યાય મેળવવા હક ધરાવે છે. હવે જો એક ખાસ જુરી સાધારણ રીતે જેવી બનાવવામાં આવે છે તેવી રીતે બનાવવામાં આવે તો આરોપીને પોતાનો બચાવ કરવામાં ઘણું નુકશાન થાય. જુરી મારફતે તપાસ કરવાનો જે કાયદો કરવામાં આવ્યો છે, તેની મુળ નેમ આરોપીનું રક્ષણ કરવાની છે, અને જે રીતે જુરી બોલાવવામાં આવે છે, તે મુજબની ખાસ જુરી બનાવવા ફરીઆદપક્ષ તરફથી માગણી કરવામાં આવે તો કાયદાએ આરોપીને જે બક્ષીસ આપી છે, તે બક્ષીસ તે લેવા માગતો નથી. જો ફરીયાદ પક્ષ કબુલ કરે કે જુરીનો મોટો ભાગ મરાઠી ભાષા સમજતી હોય તેવાઓનો બને તો તેવી જુરી આરોપી કબુલ રાખે છે. આવી રીતે બનેલી જુરી સામે ફરીઆદપક્ષને વાંધો લેવાનું કાંઇ કારણ હોય નહીં. જો ચૅલંજો પુરી થાય તો એક જુરીનો ગૃહસ્થ મરાઠી ભાષા જાણતો નથી એવા કારણથી તેના સામેનો વાંધો લેવાદેવાની રજા મળવી જોઇએ. આમ થવાથી ફરીઆદપક્ષને એક ખાસ જુરી મળશે અને આરોપીને તેના દેશના લોકો ન્યાય કરનાર તરીકે મળશે અને તેમ થવાથી જુરીથી તપાસના કાયદાની મુળ નેમ જળવાશે, જે નેમ અંગ્રેજોએ લોકોના છુટાપણાને અને આરોપીના રક્ષણને અર્થે યોજેલી છે. જો મારી અરજ ઍડવોકેટ જનરલ કબુલ નહીં રાખે તો તેમની અરજ સામે મને વાંધો લેવાની જરૂર પડશે. મી૦ તીલક પુનાના રહીશ છે, કેસરી પત્ર પુનામાં પ્રગટ થાય છે અને તકરારી લખાણ મરાઠી ભાષામાં લખાયલું છે. જો તેની પુનાની કોરટમાં તપાસ ચલાવવામાં આવી હોત તો તેને પુનાની સેશન્સમાં નોંધવામાં આવતે અને તેમ થવાથી મરાઠી ભાષા જાણનાર એક જજ અને મરાઠી ભાષા જાણનારી જુરીનો તેને લાભ મળતે. વળી તેની પુનામાં તપાસ ચાલતે તો ફોજદારી કાયદાની ૨૭૫ મી કલમ પ્રમાણે તે જુરીમાં યુરોપિયન કે અમેરિકનની સંખ્યા વધુ ન હોય એવી જુરી માટે માગણી કરી શકતે, અને તેમ થવાથી જુરી મારફતે તપાસ ચલાવવાનો જે કાયદો કરવામાં આવ્યો છે, તેવી એક જુરી સન્મુખ તેની તપાસ ચાલી શકતે. ખાસ જુરીનો અર્થ એવો થાય છે કે જુરીની ટીપમાંથી જુરી ઉપર વધુ સંખ્યા યુરોપિયનની બનવી જોઇએ. હાલ ખાસ જુરીની ટીપમાં ૨૪૨ યુરોપિયનો અને ૧૫૬ હીંદીવાનો છે.

આથી એવું સંભવીત છે કે જે ખાસ જુરી બનાવવામાં આવે, તેનો મોટો ભાગ યુરોપિયનો-નો બનેલો હોવો જોઇએ. છેલ્લી તીલક તપાસ દરમ્યાન તેમજ બન્યું હતું અને સઘળા રાજદ્રોહી મુકરદમાની તપાસમાં પણ તેમજ બનતું આવ્યું છે. છેવટ મી૦ બેપટીસ્ટાએ જણાવ્યું કે ખાસ જુરી એવી બનાવવી જોઇએ કે જેનો મોટો ભાગ મરાઠી ભાષા જાણતી હોય.

નામદાર જજે ચુકાદો આપતાં જણાવ્યું કે મોતની સજાને લગતા સઘળા ગુનામાં ફોજદારી કાયદાની ૨૭૬ મી કલમ પ્રમાણે ખાસ જુરી બોલાવવાની જરૂર છે અને તેજ કલમ પ્રમાણે બીજા કોઇ પણ મુકરદમામાં હાઇ કોરટના જજ ફરમાવે તો ખાસ જુરી બોલાવવામાં આવે છે. હવે આ કોરટના નકકી થયલી રૂઢી એવી છે કે લાગતાવળગતા પક્ષોના લાભ જોતાં ઉંચા મંડળના આસામીઓમાંથી જુરી ચુંટી કાઢવી જોઇએ અથવા કોરટ સન્મુખ રજુ થતા મુકરદમાઓ ઉપર તેઓ પુરતું લક્ષ આપી શકનારા હોવા જોઇએ. તો તેવી અરજ હાઈ કોરટને કરવામાં આવે છે અને જજને વાજબી લાગે તો બાહાલ રાખે છે. એમાં તો કાંઇ શક નથી કે મી૦ તીલક સામેના મુકરદમાઓ ખુદ તેની તરફ જોતાં ઘણા અગત્યના છે અને મને લાગે છે કે તેના પોતાના લાભ જોતાં મુંબઇ શેહેરના વસ્તીઓમાંના ઉંચા વર્ગમાંથી ચુંટી કઢાયલી એક જુરીની મદદ વડે તપાસ ચાલવાથી તેને પોતાને લાભ થશે. એક બીજા મુકરદમામાં એવી અરજ મારી સન્મુખ કરવામાં આવી ત્યારે એવું કહેવામાં આવ્યું હતું કે કાનુન પ્રમાણે ખાસ જુરીમાં યુરોપીયનોની સંખ્યા વધુ હોય છે. ગઇ કાલે મારી સન્મુખ ખુનનો મુકરદમો હતો, તેની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવામાં આવી હતી. એ જુરી ૩ પારસી, ૨ હીંદુ અને ૪ યુરોપીયનોની બનેલી હતી. આગલા દિવસોમાં "કૉમન" જુરીની મને મદદ લેવી પડી હતી અને તેમાંના બે દાખલામાં યુરોપિયન જુરરોની સંખ્યા વધુ હતી. સર માઇકલ વેસ્ટરૉપે ખાસ જુરીને લગતા કાનુનો ઘડયા હતા. તેની રૂએ યુરોપિયનોની સંખ્યા સહેજ વધારે હતી, પણ દેશી કોમોનું પ્રમાણ તેમાં ઘણું સારૂં દેખાડવામાં આવ્યું હતું કાયદા પ્રમાણે ખાસ જુરીમાં યુરોપિયનોની ઓછામાં ઓછી અર્ધી સંખ્યા હોવીજ જોઇએ. બોલાવવામાં આવેલી જુરીનું પ્રમાણ રાખવામાં કાનુન પ્રમાણે કામ લેવામાં આવ્યું છે, તેની હું સંભાળ રાખીશ અને બનવાજોગ છે કે દેશીઓનું મોટું પ્રમાણ આપણને મળશે. નામો બોલવામાં આવશે ત્યારે યુરોપિઅનના તેમજ દેશીઓના સવાલપર સંભાળ લેવામાં આવશે. જો દેશીઓનું તત્વ વધુ સંખ્યામાં નહીં આવશે તોપણ સારી સંખ્યામાં સામેલ થઈ શકશે. એનો આધાર જુરી કેવી રીતે ચુંટી કાઢવામાં આવે છે, તે પર રહેશે. દેશી ભાષાના જ્ઞાન વીષે મારી સન્મુખ ભાર મુકી બોલવામાં આવે છે. અલબત તે વિષે મતફેર પડે પણ કોરટે પોતાના સત્તાવાર તરજુમા કરનારાઓના તરજુમાઓ કબુલ રાખવા જોઇશેજ. કોઇ ભુલ હશે અથવા ભુલભરેલો તરજુમો હશે અને તે પર કોરટનું ધ્યાન ખેંચવામાં આવશે તો જજની ફરજ છે કે જુરી સન્મુખ ખરો તરજુમો રજુ થાય છે તે જોવું. જો ભુલ હશે તો તે સુધારવામાં આવશે. તપાસ દરમ્યાન તેવું કશું પણ બતાવવામાં આવશે તે ઉપર હું પુરતું લક્ષ આપીશ. મેં ઉપર કહ્યું તેમ ખાસ જુરી મુકરર કરવા સામે વાંધો લેવામાં ભુલ છે; અગત્યના મુકદમાઓમાં ખાસ જુરીની માગણી ખાસ કારણ વગર સ્વીકારવામાં નહીં આવી હોય એવો એક પણ દાખલો નથી. મેં મી૦ બેપટીસ્ટાની તકરાર પર પુરતું લક્ષ આપ્યું છે. મારા ધારવા પ્રમાણે એક ખાસ જુરીથી આ મુકરદમાઓ તપાસવામાં આવશે તો ઇનસાફનો હેતુ જળવાશે. મારી ખાત્રી છે કે ખાસ જુરીના કોઇ પણ સભાસદ ઇનસાફ આપવા સોગંદ લેશે

અને તે પોતાના મનમાંથી બહારના સઘળા બનાવો જુદી જઇ કામ લેશે. ઉપલા વિચારો જણાવી નામદાર જજે આ મુકરદમાની તપાસ સોમવાર તા૦ ૧૩મી જુલાઇ પર રાખી હતી.

---

## મી૦ તીલકની સેશન્સમાં શરૂ થયેલી તપાસ.

મી૦ તીલકની તપાસ માટે તા૦ ૧૩મી જુલાઇનો દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. તે પ્રમાણે તેમની તપાસ સેશન્સ કોર્ટમાં નામદાર જજ મી૦ દાવરના પ્રમુખપણા નીચે ખાસ જુરી સન્મુખ નીકળી હતી.

આ વેળા સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવનની ફરમાસથી ઍડવોકેટ-જનરલ મી૦ બ્રાનસન, મી૦ ઇનવેરારીટી અને મી.બીનીગ બૅરીસ્ટરો હાજર થયા હતા, જ્યારે મી૦ તીલક તરફથી કોઇ પણ હાજર નહીં થતાં તેઓએ પોતાનો મુકરદમો પોતેજ ચલાવ્યો હતો.

સેશન્સ કોર્ટમાં ધારામંડળના સભાસદોને આવવા દેવામાં આવતા હતા, પણ બહારનાઓને બહુ સંભાળથી દાખલ કરવામાં આવતા હતા. અને કોઇપણ શકમંદ દેખાતા આદમીને તુરતજ કોર્ટની બહાર કાઢવામાં આવતો હતો. તે છતાં પણ સેશન્સ કોર્ટ ચીકાર ભરાઇ ગઇ હતી, પણ નામદાર જજના હુકમથી કોઇને પણ આસપાસ ઉભા રહેવા દેવામાં આવતા નહોતા.

હાઇકોર્ટની આસપાસના જે રસ્તાઓ "કાળ" કેસની તપાસ વેળા પોલિસના કબજામાં હતા, તેજ રસ્તાઓ આ વેળા પણ હતા.

શરૂઆતમાં ઍડવોકેટ જનરલ મી૦ બ્રાનસને જણાવ્યું કે, આરોપી સામે બે એક સરખા આરોપો મેલવામાં આવ્યા છે, માટે તેની તપાસ એક વખતેજ જુરી મારફતે ચલાવવી; પોતાની અરજના ટેકામાં મી૦ બ્રાનસને કાયદાના કેટલાક આધારો ટાંકી દેખાડયા હતા, અને જણાવ્યું હતું કે, એ બાબત હું નામદાર જજના રૂલીંગ પર છોડું છું.

નામદાર જજ— આરોપી સામે બે ફીતુરી આર્ટીકલો લખવાના આરોપો ફોજદારી કાયદાની જુદી જુદી બે કલમો મુજબ મુકવામાં આવ્યા છે, ત્યારે તમે ચાર આરોપો માટે એકજ તપાસ ચલાવવા માગો છો?

ઍડવોકેટ-જનરલ—બે આરોપો માટે; અને તેની અંદર બે જુદી જુદી કલમો સમાઇ શકશે.

આ અરજ સામે મી૦ તીલકે વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે, ૨૨૪ મી કલમ મુજબ બે જુદા જુદા આરોપો માટે જુદી જુદી તપાસ ચલાવવી જોઇએ. જો બંને આરોપોની જુદી જુદી તપાસ ચલાવવામાં આવશે તો તે મને ઘણી સવળતા આપનારૂં થઇ પડશે; કેમકે બે સામટા આરોપોને લગતો મુકરદમો હું છુટથી ચલાવી શકીશ નહીં.

નામદાર જજે ચુકાદો આપતાં જણાવ્યું કે, મેજીસ્ટ્રેટે આરોપીને બે જુદા જુદા આરોપો માટે જુદી જુદી રીતે કમીટ કર્યા છે. મેં આ બાબત ઉપર પેહેલાંથી ધ્યાન આપ્યું છે, કેમકે એવી અરજ કરવામાં આવનાર છે, એમ મેં અગાઉથી જાણ્યું હતું. ફોજદારી કાયદાની ૨૩૩મી કલમ મુજબ સામટી તપાસ ચલાવવા માટે ત્રણ આરોપોજ જોઇએ અને તે કરતાં વધારે હોવા નહીં જોઇએ, પણ હાલના દાખલામાં તો આરોપી સામે ચાર આરોપો છે, માટે એક બાજુએ મેલી દેવો અને તેની તપાસ જો ચલાવવાની જરૂર જણાય તો પછી ચલાવવી.

ઍડવોકેટ જનરલે આ સુચના કબુલ કરી હતી.

એ પછી સરકાર તરફના મુનશીએ આરોપીને તેમની સામે મુકવામાં આવેલા આરોપો વાંચી સંભળાવ્યા હતા.

આરોપીએ જણાવ્યું કે, હું એ સઘળા આરોપો માટે મને નિર્દોષ જાહેર કરૂં છું, પણ મને મારા લખાણોમાંના કયા શબ્દો ગુનેગાર ઠરાવે તેવા છે, તે દર્શાવવું જોઇએ.

નામદાર જજ–તે નક્કી કરવાનું જુરીનું કામ છે.

મી૦ તીલક–પણ મારા બંને આર્ટીકલો આખા ફીતુરી છે, એમ તો કોઈ કહી શકશે નહીં; માટે ફીતુરી શબ્દો કયા છે તે મને બતાવો.

નામદાર જજ– હું એવું ઠરાવું છું કે, તમારી સામે મુકવામાં આવેલા ચાર આરોપોમાંથી ત્રણની તપાસ અહીં ચલાવવામાં આવનાર છે, અને તે ચોકસ શબ્દો માટે નહીં પણ આખા આર્ટીકલો માટે. મૅજીસ્ટ્રેટે તમોને કમીટ કરતી વખતે બંને આર્ટીકલો આખા ફીતુરી જણાવ્યા છે; તેટલા માટે તા૦ ૧૨ મી મેના "કેસરી" પત્રમાં લખેલા આર્ટીકલ માટે ફોજદારી કાયદાની ૧૨૪ મી કલમ (એ) અને તા૦ ૯મી જુનના અંકમાં લખેલા આર્ટીકલ માટે પણ તેજ કલમ મુજબના ત્રણ આરોપો તમારી સામે મુકવામાં આવ્યા છે અને તે માટે તમારી તપાસ અત્રે ચલાવવામાં આવશે.

અત્રે મી૦ તીલકે જણાવ્યું કે મારી સામે મુકવામાં આવેલા એ આરોપો મને વિગતવાર કહી સંભળાવવા.

આ ઉપરથી સરકાર તરફના મુનશીએ આરોપ વાંચી સંભળાવ્યો હતો.

## ખાસ જુરીની નીમણુંક.

નીચલા ગ્રહસ્થોની ખાસ જુરી કેટલાક "ચૅલેંજ" પછી ગોઠવવામાં આવી હતીઃ—મી૦ વીલીઅમ હરબર્ટ એનડરસન (ફોરમૅન), મેશર્સ એફ. જી. વુડ, જોન ગ્રે, પાલનજી દાદાભાઇ ચવના, જે. જે. સી. હડસન, શાપુરજી સોરાબજી, એસ. હાબસન, જે. જી. મારટીન.

એ પછી સરકાર તરફથી મુકરદમો રજુ કરતાં મી૦ ઇનવેરારીટીએ જણાવ્યું કે જુરીના ગૃહસ્થો, આરોપી સામે ફીતુર ચલાવવાના અને બેદીલી ઉસ્કેરવાના આરોપો મેલવામાં આવ્યા છે. ગૃહસ્થો કાયદા મુજબ બ્રીટીશ સરકાર હીંદી છાપાને લોકોની ફરીઆદો જાહેરમાં લાવવા માટે તેમજ સરકારના રાજ્યવહીવટનાં કામો ઉપર ચર્ચા કરવાની પુરતી છુટ આપે છે, પણ તે ચર્ચા એવી નહીં હોવી જોઇએ, કે રૈયતમાં ઉશ્કેરણી કરવાને કામે લાગે. તેટલા માટે આર્ટીકલોમાં ફીતુરની ઉશ્કેરણી કરવામાં આવી છે કે નહીં તે તમારે ખાસ જોવાનું છે.

અત્રે મી૦ ઇનવેરારીટીએ ફીતુરના કેસને લગતા કેટલાક જાણવાજોગ ચુકાદાઓ ટાંકી દેખાડયા હતા.

એ પછી આગળ ચાલતાં તેમણે જણાવ્યું કે, પેહેલા આર્ટીકલમાં મુઝફરપુરના બનાવનું વર્ણન કરવામાં આવ્યું છે, કે જેમાં બે અંગ્રેજ બાનુઓ મારી ગઇ છે; તેને લગતો એ આર્ટીકલ છે, અને તેમાં એમ જણાવવામાં આવ્યું છે કે લોકોપર જાપતાઓ નાખવામાં આવે છે, જુલમાટ ગુજારવામાં આવે છે; અને મામલો લોકો માટે નહીં સાંખી શકાય એવો થઇ પડયો છે, અને રશીઆમાં જે અમલ ચાલે છે તે અહીં ચલાવવામાં આવે છે. વળી એ આર્ટીકલમાં સરકારી અમલદારો સામે આરોપો મેલવામાં આવ્યા છે, કે તેઓ તરફથી લોકોપર જુલમ ગુજારવામાં આવે છે, આવીજ રીતનો મામલો રશીઆમાં ચાલે છે. હવે ગૃહસ્થો, આરોપી એમ કહેવા માગે છે કે જે મામલો રશીઆમાં ચાલે છે, તેવોજ અહીં મામલો હોવાથી રશીઆના જેવી સ્થીતિ હીંદુસ્તાનની થઇ છે.

એ પછી આર્ટીકલમાંનો આગળનો ભાગ જુરીના ગૃહસ્થો સન્મુખ વાંચતાં મી૦ ઇનવેરારીટીએ જણાવ્યું કે આરોપીએ તેમાં એમ લખ્યું છે કે હીંદી રાજવહીવટ સારી સલાહથી ચલાવવામાં આવતો નથી. અમલદારો હીંદી સરકારને સારી સલાહ આપતા નથી, અને તેટલા માટે સરકાર આપખુદીથી વર્તે છે. ત્યાર પછી લખનાર એમ જણાવે છે કે સ્વરાજ્ય મેળવવાની ઇચ્છા લોકોમાં વધારેને વધારે મજબુત થતી જાય છે. હવે ગૃહસ્થો, સ્વરાજ્ય એટલે શું તે તો તમે જાણતા હશો. સ્વરાજ્ય મેળવવાની ઇચ્છા વધે છે, એટલે લોકો હાલની સરકારને અને રાજ-

અમલને ઉથલાવી નાખવાની ધારણા રાખે છે. વળી વધુ એમ જણાવવામાં આવ્યું છે કે હાલનો આપખુદ અમલ વધારે ને વધારે અંકુશ વગરનો થતો જાય છે અને લોકો તેમને માથેની આવી સ્થીતિ વધારે વાર ખમી શકવાની શક્તિ ધરાવતા નથી. હીંદુસ્તાનની ૩૦ કરોડની વસ્તી સરકારના જુલમાટથી તદ્દન કંટાળી ગઇ છે, એવી સુચના આર્ટીકલમાં કરવામાં આવી છે. રાજઅમલની રૂઢી હવે લોકોમાં અપ્રિય થઇ પડી છે અને તેમાં મોટો ફેરફાર કરવો જોઇએ એમ આર્ટીકલમાં લખવામાં આવ્યું છે, અને હીંદુસ્તાનના લોકોની સલામતી માટેની જામીનગીરી માગવામાં આવે છે. વળી લખનારે એવી સુચના કરે છે કે હીંદી સરકાર એટલી બધી મસ્ત બની ગઈ છે કે તેને હિંદુસ્તાનના લાભ માટેની જરા પણ ઇચ્છા નથી. હવે ગૃહસ્થો, એ આખો આર્ટીકલ સરકાર અને તેના રાજ અમલ સામે હુમલો કરનારો છે અને તેમાં ઉશ્કેરણી કરવાનીજ કોશીશ કરવામાં આવી છે. સરકારના કોઈ પણ કામ ઊપર કાયદાની હદમાં રહીને ચર્ચા કરવાનો જે હક છાપાને છે તે હક આરોપી કુદાવી ગયા છે અને તેવી રીતના હકની હદ બહાર જઇને તેમણે લખાણ કર્યું છે. એ આર્ટીકલનો અર્થ એ થાય છે કે બ્રિટિશ અમલ હેઠળ જે આશિર્વાદો રૈયતે ભોગવવા જોઇએ તે તેને મળતા નથી. બીજો આર્ટીકલ જે તા૦ ૯મી જુનના અંકમાં લખવામાં આવ્યો છે તેમાં લખાવામાં આવ્યું છે, કે બૉંબ ફેંકવાનું કામ અટકાવી શકાય નહીં અને બૉંબ બનાવાનું કામ કાંઈ મુશ્કેલ નથી. વળી એવી સુચના કરવામાં આવી છે કે, લોકો ઉપર ગમેતેમ રાજ ચલાવવાની મતલબથી બ્રિટિશ સરકારે હથિયારબંધીનો કાયદો પસાર કર્યો છે. વળી એ આર્ટીકલમાં મુગલ અને બ્રિટિશ રાજ અમલની સરખામણી કરવામાં આવી છે અને મુગલોના રાજમાં પણ એવો અમલ ચલાવવામાં આવ્યો નહોતો, એમ જણાવવામાં આવ્યું છે. આર્ટીકલોમાં એવોજ વિચાર લેવામાં આવ્યો છે કે બ્રિટિશ રાજ અમલ લોકોને એક શ્રાપ સમાન છે અને તેથી સ્વરાજ્ય મેળવવાની જરૂર છે; અને એવી સુચના કરવામાં આવી છે, કે બૉંબ ફેંકવાનું કામ દાબી દઇ શકાશે નહીં અને તે બૉંબજ ધારેલી અસર ઉપજાવી શકશે. વળી એ આર્ટીકલોમાં જે લખાણ લખવામાં આવ્યાં છે તેની મતલબ અને હેતુ દેશીઓને યુરોપિયનોની સામે ઉશ્કેરી મુકવા શિવાય બીજો શું હોઇ શકે ? આરોપોને લગતા તકરારી આર્ટીકલો ઉપરાંત આરોપીએ જે બીજા આર્ટીકલો લખ્યા છે તે પણ હું દેખાડીશ અને આરોપીની મતલબ શું છે તે હું પુરવાર કરીશ.

આરોપી—તે સામે હું વાંધો લઉં છું.

નામદાર જજ—આરોપી સામે જે આરોપો મુકાયા છે તેને લગતાજ આર્ટીકલોની જરૂર છે, અને તે ઉપરાંત વધારેની શું અગત્ય છે તે હું સમજી શકતો નથી.

મી૦ ઇનવેરારીટી—આરોપીનો હેતુ શું હતો તે હું પુરવાર કરવા માગું છું.

નામદાર જજ—હું તકરારી આર્ટીકલો શિવાય બીજા કોઈ પણ રજુ કરવા દેવાની જરૂર જોતો નથી.

અત્રે મી૦ ઇનવેરારીટીએ પોતાનું શરૂઆતનો મુકરદમો ખુલ્લો કરનારૂં ભાષણ પુરૂં કર્યું હતું.

## મી૦ જોશીની તપાસ.

એ પછી મી૦ બીનીંગની તપાસમાં મી૦ ભાસ્કર વીષ્ણુ જોશીએ જણાવ્યું કે, હું ઓરીએન્ટલ ટ્રાન્સલેટરની ઓફીસમાં પહેલો મદદનીશ છું.

સ—તમે આર્ટીકલો વાંચ્યા છે ?

જ—હા.

સ—તેનો તરજુમો તમે કર્યો હતો ?

જ—હા.

સ—તે ખરો છે ?

જ—હા.

સ—તમે ૧૨ મી મે ૧૯૦૮ના દિવસનું "કેસરી"

જોયું છે ?

જ—હા.

સ—તેમાંનો આર્ટીકલ જોયો હતો ?

જ—હા.

સ—તેનો તમે તરજુમો કર્યો હતો ?

જ—હા.

સ—તેનો સરકાર તરફનો તરજુમો જોયો હતો ?

જ—હા.

સ—તે ખરો હતો ?

જ—હા.

સ—તા૦ ૧૨મી મેના અંકમાં ચોથા પાનાપર તમે આર્ટીકલ જોયો છે ?

જ—હા.

અને [illegible] ચોક્કસ આર્ટીકલો સાક્ષી પાસે રજુ [illegible] વાંધો ઉઠાવ્યો હતો તે બંને [illegible] કલમ ટાંકી દેખાડી હતી. અને નામદાર [illegible] તે વાંધો સ્વીકાર્યો નહોતો.

અને કોર્ટ નાસ્તા માટે ૨—૩૦ કલાકે ઉઠી હતી: [illegible] કોર્ટ બેસતાં [illegible] જોરાએ વધુ જુબાની માં [illegible] કે, "કેસરી" પત્રની તા૦ ૨૭ જુનના અંકના [illegible] પાનામાં "બોંબ બનાવવાના ભેદનો ખુલાસો" એ નામનું લખાણ [illegible] છે. તા૦ ૯મી જુનના "કેસરી"ના [illegible] ઉપર "અંગ્રેજ અમલ દેશાને [illegible]" એવું લખાણ [illegible] છે.

[illegible] તે [illegible] નીચે મુ[illegible] હતી:—

[illegible] રજુ કરવામાં આવેલા તરજુમા [illegible] કોર્ટની [illegible]

[illegible] છે ? જ૦—મેં [illegible] છે.

[illegible] તમારે હાથે તરજુમા [illegible]

સ૦—[illegible] કરેલા અને [illegible] રજુ કરવામાં આવેલા તરજુમામાં [illegible] છે ? જ૦—નજીવો [illegible]

સ૦—જયાં ફરક હોય ત્યાં તમે કયા તરજુમાને પસંદગી આપો ? જ૦—ઘણાખરા તરજુમાઓના સંબંધમાં હાઇ કોર્ટના તરજુમાઓને.

સ૦—તમે કરેલા તરજુમા અત્રે લાવ્યા છો ? જ૦—નહીં.

સ૦—તા૦ ૧૨ મી મેના "દેશનું દુર્દૈવ" મથાળાવાળા લખાણમાં સત્તાવાર તરજુમા ઉપર ૨૭ જુનની તારીખ મુકવામાં આવી છે. તમે તરજુમો કર્યો તે કઈ તારીખે કર્યો હતો. ? જ૦—મને તે યાદ નથી.

સ૦—પોલિસ કોર્ટમાં તરજુમો રજુ કરવામાં આવ્યો તે પહેલાં તો તમોએ તે કરેલો હોવો જોઇએ ? જ૦—મને તે કહેવાની સત્તા નથી.

સ૦—કંઈ નહીં, તો તે તા૦ ૨૬ મી જુનની પહેલાં તો તૈયાર કરવામાં આવેલો હોવો જોઈએ.

જ૦—હા.

સ૦—તમારા હાથમાં હમણાં તરજુમો મુકવામાં આવે છે તે તમે પોતે કરેલો છે ?

જ૦—હા. તમારા તરફથી બતાવવામાં આવતા તેમાનાં ફકરામાં બે નિરપરાધી અંગ્રેજ બાનુઓ મારી ગઈ છે એવો તરજુમો મેં કર્યો છે. જયારે સત્તાવાર તરજુમો ગોરી છોકરીને મારી નાખવામાં આવી છે, એવો કરવામાં આવ્યો છે.

સ૦—આ તરજુમાનો અર્થ કયા બોલથી બરાબર રીતે દર્શાવી શકાય ? યુરોપીઅન કે ગોરાથી ?

જ૦—બંનેનો એકસરખો અર્થ થાય છે.

સ૦—તમે તરજુમામાં અર્થ યુરોપિયન કરી કર્યો હતો.

જ૦—હા, પણ બાજુમાં તેનો બોલેબોલ લેતાં અર્થ ગોરા કરી થાય છે કરી મેં શેરો માર્યો છે.

તમારા હોદ્દાની રૂયે તમો દેશી પત્રો વાંચો છો ?

જ૦—હા.

સ૦—ચાલુ વખતના રાજદ્વારી વિચારો દર્શાવવા માટે મરાઠી ભાષામાં યોગ્ય શબ્દો નહીં

મળી શકતા હોવાથી નવાજ બોલો બનાવવા પડે છે તે વાત ખરી છે?

જ૦—હા.

સ૦—કેટલીક વખતે પોતાનો અર્થ બરાબર સમજાવવા વર્તમાનપત્રોમાં લખનારાઓ સાથે સાથે અંગ્રેજી બોલ પણ આપે છે?

જ૦—હા.

સ૦—"કેસરી" માં આવેલા તકરારી લખાણમાં "ગોરો અધિકારી વર્ગ" એ બોલો સમજાવવામાં અંગ્રેજી શબ્દ "બ્યુરૉક્રસી" પણ સાથે મુકવામાં આવ્યો છે? જ૦—હા.

સ૦—"બ્યુરૉક્રસી" નો અર્થ ત્યાં શું થાય છે? જ૦—અધિકારી વર્ગ.

સ૦—ગોરા લોક નહીં? જ૦—નહીં.

"બ્યુરૉક્રસી" નો અર્થ સરકારી અધિકારી વર્ગ એમ પણ થાય છે? જ૦—હા.

સ૦—ગોરા અધિકારી વર્ગ, સરકારી અધિકારી વર્ગ, અંગ્રેજી અધિકારી વર્ગ અને રાજ્યકર્ત્તા અધિકારી વર્ગ બધાંનો એકજ અર્થ થાય છે?

જ૦—હા, એકજ થાય છે.

સ૦—"બ્યુરૉક્રસી" નો અર્થ તમોએ તમારા અસલ તરજુમામાં અધિકારી વર્ગ એવો કીધો હતો? જ૦—હા.

સ૦—ત્યારે "બ્યુરોક્રસી" બોલની આગળ ગોરા સરકારી વગેરે બોલો મુકવામાં આવે તેથી અર્થમાં કાંઇ ફરક પડતો નથી?

જ૦—નહીં.

સ૦—અધિકારી વર્ગ એટલે શું?

જ૦—સરકારી વર્ગ.

સ૦—અધિકારી વર્ગમાં હીંદુઓ તથા અંગ્રેજો બંને આવે છે? જ૦—હા.

સ૦—જો અંગ્રેજોનેજ લાગુ પાડવા માગીએ તો અધિકારીની આગળ અંગ્રેજ એવું કાંઈ વિશેષણ મુકવું પડે? જ૦—હા.

સ૦—અંગ્રેજી બોલ ડૅસપૉટીઝમના તમે શું અર્થ કરો છો? જ૦—જુલમી રાજ્ય.

સ૦—ટીરૅનીકલના તમે શું અર્થ કરો?

જ૦—જુલમી.

સ૦—ઑપ્રૅસીવનો અર્થ શું કરો?

જ૦—જુલમી.

સ૦—"કૉઅરસીવ" નો શું અર્થ કરો?

જ૦—તે કયા લખાણમાં આવે છે?

સ૦—તેની સાથે તમને કંઇ કામ નથી. ફક્ત તેનો અર્થ જણાવો?

જ૦—જુલમી.

જ૦—રીપ્રૅસીવનો અર્થ તમે શું કરો?

જ૦—જુલમી.

અત્રે સાક્ષીએ નામદાર જજને જણાવ્યું કે શબ્દકોષની મદદ વગર હું બરાબર અર્થ આપી શકતો નથી. બધા અંગ્રેજી બોલોના અર્થ મેં જુલમી જણાવ્યા છે, પણ એ બોલોના અર્થમાં નજીવો જેવો ફરક રહે છે.

સ૦—ટીરૅનીકલ, ડૅસપૉટીક તથા રીપ્રેસીવનો બધાનો અર્થ તમે જુલમી કરો?

જ૦—હા, લખાણની મતલબ મુજબ.

સ૦—રાજઅમલના બંધારણનું વર્ણન આપતાં ડૅસપૉટીકનો અર્થ શું થાય છે?

જ૦—એક ડૅસપટ અથવા ડૅસપૉટીક અમલદારો તરફથી ચલાવવામાં આવતો અમલ.

સ૦—ડૅસપૉટીક અને ટીરૅનીકલ અમલદાર વચ્ચે કંઈ ફરક છે?

જ૦—હું તે જાણતો નથી.

સ૦—તમારા મત મુજબ ડૅસપૉટીક અને ટીરૅનીકલ અમલનો એક સરખો અર્થ થાય છે?

જ૦—હા.

સ૦—તમે કદી એવું વાંચ્યું છે કે ડૅસપૉટીક અમલ ટીરૅનીકલ હોવોજ જોઇએ એવું કાંઈ નથી?

જ૦—નહીં.

સ૦—despotic rule need not be necessarily tyrannical? નો અર્થ તમે શું કરો?

જ૦—જુલમી રાજ્ય પદ્ધતિ જૂલમીજ હોવી જોઇએ એવું કંઇ નથી.

સ૦—Tyranny is the perversion of monarchy નો તમે શું અર્થ કરો?

જ૦—જૂલમી રાજપદ્ધતિ રાજ્યસત્તાક

પદ્ધતિને ઊલટાવી નાખનારી છે.

સ૦—ઑટોક્રેટીક, ઍબસોલ્યુટ તથા આરબી ત્રેરીનો અર્થ તમે મરાઠીમાં શું કરો ?

જ૦—ઍબસોલ્યુટનો અર્થ અનિયંત્રીત થાય છે. આરબીત્રેરીનો અર્થ હું અંગ્રેજીમાંજ વધારે સારી રીતે આપી શકું.

નામદાર જજ—મરાઠીમાં આપો ? જ૦—સ્વૈર થાય છે.

મી૦ તીલક—ઑટોક્રેટીકનો અર્થ ? જ૦—અનિયંત્રીત.

સ૦—અનકંટ્રોલ્ડનો ? જ૦—અનિયંત્રીત.

સ૦—ઇરીસપૉનસીબલનો ? જ—બીન જવાબદાર.

સ૦—ઇમ્પીરીઍલીઝમનો અર્થ ? જ૦—પાદશાહીપણું.

સ૦ Government of India is a despotism hampered by the public opinion in England નો અર્થ તમે શું કરો ?

જજ—(મી૦ તિલકને) હું તમને તમારી તરફથી ચલાવવામાં આવતી ઉલટપાલટ તપાસમાં હરકત કરવા માગતો નથી પણ તમો તરફથી ચલાવવામાં આવતી તપાસની સમજ પડે તે માટે તમે આખા વાકયનો અર્થ સાક્ષીને શા માટે પુછો છો તે હું જાણવા ઇચ્છું છું.

મી૦ તિલક—હું એવું બતાવવા માગું છું કે, "કેસરી" માં આવેલાં લખાણોનો જે સત્તાવાર તરજુમો રજુ કરવામાં આવ્યો છે તે ભુલ ભરેલો છે.

સાક્ષીએ, મી૦ તિલકે પુછેલા સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે, તમે પુછેલા વાકયનો અર્થ એવો થાય છે કે, **हिंदुस्तान सरकार हे विलायेतील लोकमताने सौम्य झालेला जुलमी राज्य आहे.**

સ૦—ફૅનેટીકનો અર્થ શું ? જ૦—તેનો મરાઠીમાં એક પણ બોલ નથી, પણ હિંદી કે ઉર્દુ આપી શકું, અને તે મુજબ તેનો અર્થ ગાઝી થાય છે. તે બોલમાં કંઇ ધર્મનો અંશ નથી એમ ગણું તો તેનો અર્થ બરાબર સમજાવી શકું તેમ નથી.

સ૦—મરાઠી બોલ "**आततायी**" નો શું અર્થ ? જ૦—એક ઝનુંની શખસ. આપ્ટેના શબ્દકોષમાં ઝેર દેનાર વિગેરે છ જુદા જુદા અર્થ આપવામાં આવેલા છે, "**आततायि**" નો અર્થ **मायेफिरु** વધુ જુસ્સાદાર ગણાય.

સ૦—ફેલન, ફૅનૅટીક કરતાં વધુ સખત બોલ છે ? જ૦—તે હું કહી શકતો નથી.

સ૦—સ્ટેટ, ગવર્મેંટ, ઍડમીનીસ્ટ્રેશન, રૂલ તથા સ્વેના મરાઠીમાં જુદા જુદા અર્થ શું ?

જ૦—સ્ટેટનો અર્થ **राज्य अथवा सत्ता**, ગવર્મેંટનો અર્થ **शासनपध्धति**, અને ઍડમીનીસ્ટ્રેશનનો અર્થ **राज्यपध्धति**, એવો થાય છે. ઍડમીસ્ટ્રેશનનો અર્થ **सरकार** એવો નહીં થાય. અને સ્વેનો અર્થ **अमल**.

સ૦—મૅન્લીનેસ, વિગર, તથા સેન્સ ઑફ ઑનર બોલોના અર્થ શું ? જ૦—**मरदानापणा**, અથવા **पौरुष, सामर्थ्य** અને **अभिमान बुद्धि**, સેન્સ ઑફ ઑનરનો અર્થ વધારે સારી રીતે "**तेज**" થાય નહીં, "**तेज**" બોલનો અર્થ અભિમાન બુધ્ધિ એવો થઇ શકતો નથી. "**तेज**" બોલને. અર્થ અપમાન ખમી નહીં જાય એવો શખસ નહીં થાય, હું તેનો અર્થ માત્ર જુસ્સાવાળો માણસ એવોજ કરૂં.

અત્રે મી૦ તિલકે એક સંસ્કૃત વાકય બોલી સંભળાવ્યું જે વિષે સાક્ષીએ જણાવ્યું કે તેનો જવાબ આપવાને હું અશક્ત છું. મી૦ તિલકે તે વાકય ફરીથી બોલતાં મી૦ જોશીએ કહ્યું કે આમાં તો મરાઠી બોલોને સંસ્કૃતમાં ફેરવી નાખેલા જણાય છે, અને હું તેનો અર્થ આપી શકતો નથી.

મી૦ તિલક—(જજને) તેજ બોલ મારા તકરારી લખાણમાં આવે છે તેથી હું એ પુછું છું.

સાક્ષી તેનો ઉત્તર આપી ન શકયાથી મી૦ તિલકે પુછયું કે **संताप** નો શું અર્થ થાય છે ?

જ૦—અંગ્રેજીમાં ઇન્ડીગ્નેશન અથવા ગુસ્સો.

સ૦—**द्वेष** નો અર્થ શું ? જ૦—પૅશનેટ ઍંગર, થાય છે.

સ૦—Evil genius Haunting a man નો તમે શું અર્થ કરો ? જ૦—માણસાચ્યા પાઠીમાગે લાગલેલા ગાનલેલા. જીનીયસનો એકલાનો અર્થ ભુત પણ થાય.

સ૦—એરર ઑફ જજમેંટનો શું અર્થ ?

જ૦—( વિચાર કરીને ) હું એકદમ જણાવી શકતો નથી, જરા વિચાર કરી હું જવાબ આપી શકું.

સ૦—વર્તમાનપત્રામાં લખવાનું હોય તો એવી રીતે વિચાર કરવા કેમ થોભી શકો ?

જ૦—મને વર્તમાનપત્રો સાથે સંબંધ નથી.

મી૦ તિલક—એ શબ્દનો કાલે જવાબ આપશો ?

જ૦ હા.

સ૦—" બુદ્ધિ ચળલી " એવો તેનો અર્થ કરશો ? જ૦—નહીં.

બાદ સેશન બીજા દીવસ ઉપર મુલતવી રહી હતી.

મી૦ તીલકને જેલમાં લઇ જતાં લાવતાં લોકોમાં ઉશ્કેરણી થવાનો સંભવ જાણીને કેસ પુરો થતા સુધી તેમને જેલમાં ન લઈ જતાં હાઈકોર્ટમાં જુરીવાળા ઓરડામાં રાખવાનો નામદાર જજે હુકમ આપ્યો હતો અને તે પ્રમાણે પોલિસના મજબુત પહેરા નીચે તેમને સદર ઓરડામાં રાખવામાં આવ્યા હતા.

### લશ્કરી બંદોબસ્ત.

મી૦ તીલકને જામીન માટે વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ પાસે રજુ કર્યા તે દિવસે જે તોફાન થયું હતું તે ઉપરથી આજે તેમનો કેસ ચાલતાં કંઇ ભારે તોફાન થશે એવી ધાસ્તી રાખવામાં આવી હતી. એવું ખાત્રીપૂર્વક કહેવાતું હતું કે મીલમજુરો હડતાળ પાડીને તેઓ તથા કેટલાક મસઠા એ તોફાનમાં સામેલ થશે. એવો બનાવ બનવા ન પામે તે માટે પોલિસ કમીશ્નર મી૦ જેમે આજે તા૦ ૧૩ ને સોમવારથી તા૦ ૧૭ ને શુક્રવારના રાતના બાર વાગતા સુધી પરવાનગી મેળવ્યા શિવાય કોઈ પણ સરઘસ કાઢવાં નહિ કે મેળાવડા ભરવા નહિ એવો હુકમ પ્રસિધ્ધ કર્યો હતો. અને પુના તથા દેવલાલીથી બે અંગ્રેજ લશ્કરી ટુકડીઓ તથા એક દેશી ઘોડેસ્વાર ટુકડી આજના પ્રસંગને માટે ખાસ બોલાવી હતી. અને તે ઉપરાંત મુંબઈનું લશ્કર, મુંબઇની પોલિસ અને હથિયારબંધ પોલિસને પણ તૈયાર રાખવામાં આવી હતી.

સવારે લશ્કરી ટુકડીઓ શેહેરના જુદા જુદા ભાગોમાં ફરી હતી અને પરેલ તથા દાદર તરફ મીલમજૂરોની મોટી સંખ્યા હોવાથી તે તરફ લશ્કરી ટુકડીઓ તથા પાયદળ પોલીસ પડાવ નાખી રહી હતી. અને દરેક પોલીસ ચોકી ઉપર વધારાની પોલીસ રાખી હતી.

હાઈકોર્ટ નજીકના કેટલાક રસ્તાઓ બંધ પાડવામાં આવ્યા હતા અને ત્યાં પોલીસનો મજબુત પહેરો મુકી દીધો હતો.

મી૦ તીલકનાં દર્શન કરવાને આતુરતા ધરાવનારા લોકોનાં ટોળાં કોઇ કોઇ ઠેકાણે ભેગાં મળતાં હતાં તેમને પોલિસ વીખેરી નાખતી હતી તો પણ કેટલેક ઠેકાણે "તીલક મહારાજકી જય" પોકારાતી હતી અને ફેરીઆઓ મી૦ તીલકની છબીઓ વેચતા હતા જે હજારોની સંખ્યામાં ખપી ગઈ હતી.

શેહેરમાં ફેલાયેલી અશાંતીને લીધે આજે લોકોએ પોતાનાં છોકરાંને નિશાળે મોકલ્યાં નહોતાં.

### હડતાળ.

મુળજી જેઠા કાપડમારકીટ અને લખમીદાસ ખીમજી મારકીટ આજે બંધ રાખવામાં આવી હતી. શેઠીયાઓ મારકીટ બંધ રાખવા ના કહેતા હતા, પણ નોકરોએ આજે દુકાને આવવા ના પાડી હતી. આથી મારકીટના દરવાજા ખુલ્લા રાખ્યા છતાં દુકાનો બંધ રહી હતી.

આ શિવાય દાણા બજાર, ચોખાબજાર, ખાંડ બજાર, મુંડીબજાર વગેરે બજારો પણ બંધ રહ્યાં હતાં. મીલો સવારથી ચાલુ થઈ હતી, પણ ઘણા કામદારો ગેરહાજર હતા અને બપોર પછી તો આવેલા મજુરોએ પણ હડતાળ પાડવાથી કેટલીક મીલો બંધ રહી હતી. ખાસ કરીને ગ્રીબ્સ કૅાટન મીલમાં તોફાન થવાની વધારે ધાસ્તી હતી, પણ તેવું કાંઈ બન્યું નહોતું.

---

## तीलक केसनो बीजो दिवस.

(ता० १४-७-०८)

शहेरमां पुरतो बंदोबस्त जाळववा लश्करी अने पोलिस टुकडीओ फरती रही हती. हाइकोर्ट नजीक खास माणसो शिवाय बीजाओने जवा देवामां आवता नहोता, तो पण केस सांभळवा भेगा थयेला लोकोए कोर्टनां बारणां उघडतां अंदर दाखल थवा करेला धसाराथी बारणांना काच भागी गया हता. अने जगा न मळवाथी घणाओने पाछा काढवामां आव्या हता.

कोर्टनुं काम चालु थतां मी० जोशीनी ऊलट पालट तपास मी० तिलके आगळ चलावी हती. एक दस्तावेज रजु करी तेमणे सवाल कर्यो के एमां आवेला "**अधिकाराचा विभाग**"नो अर्थ तमे अंग्रेजीमां "डीसेंट्रलाइझेशन" करशो के?

मी० ब्रान्सने जणाव्युं के मी० तिलक ऊलट पालट तपास वखते पोता तरफना दस्तावेज रजु करे छे त्यारे तेमने मारी पछी जुरी हजुर भाषण करवानो हक रहेशे नहीं.

नामदार जजे, जज मी० बॅटीए आपेला एक चुकादानो आधार बतावी मी० तिलकने मी० ब्रान्सनना वांधो समजावी कह्युं के जो नवा दस्तावेज रजु करी तपास चलावशो तो मी० ब्रान्सने जुरी हजुर भाषण कीधा पछी तमारो भाषण करवानो हक गुमावशो. माटे दस्तावेज रजु कीधा वगरज सवालो पुछो.

मी० तिलके ते मुजब करवा कबुल कीधुं हतुं अने दस्तावेज वगर सवालो पुछवा मांडया.

स०—**अधिकाराचा विभाग**नो अर्थ तमे शुं करशो? ज०—ते हुं जणावी चुकयो छुं.

नामदार जजे ते फरीवार जणाववाने साक्षीने जणाव्याथी तेमणे कह्युं के तेनो अर्थ "डीसेंट्रलाइझेशन ऑफ पावर" एवो करुं छुं.

मी० तिलक—अंग्रेजी बोल "हेट्रेड"नो" शुं अर्थ? ज०—**धिक्कार** अने **द्वेश** वचे झाझो फरक नथी, एक मराठी बोल छे अने बीजो संस्कृत छे.

स०—ऑबस्टीनसीनो अर्थ शुं? ज०—परवरसीटी अने स्टब्बॉरननेस एक पण थई शके.

स०—**कुंबल**नो अर्थ शुं? ज०—ओवरबेरींग तथा ईनसोलंट. ३ड पण थाय छे. ईनसोलंटनो अर्थ इम्परटीनन्ट पण थइ शके.

स०—ह्युमॅनेटीनो अर्थ शुं? ज०—मॅनकाइन्ड,

स०—**क्षुब्ध**नो अर्थ शुं? ज०—एकसाइटेड. तरजुमामां तेनो अर्थ में एकझास्परेटेड एवो कर्यो छे. में तरजुमामां जे इन्सोलंस बोल वापर्यो छे, तेनो मराठीमां बोल **मद** छे.

स०—**धुंद** नो अर्थ इनएब्रीयेटेड के ब्लाइंड थाय छे? ज०—(शब्द कोष जोइने) पेहलानो अर्थ **छाकट** अने बीजानो अर्थ **आंधळा** एवो थाय छे.

स०—**मद**नो अर्थ शुं थाय छे? ज०—मदनो अर्थ हॉटीनेस, तथा ॲरोगन्स एवो थाय छे.

स०—"**अधिकार मदाने धुंद**" नो अर्थ सत्तानी धुंद एवो पण थाय छे के? ज०—हा, थइ शके. मॉनोपोलीनो अर्थ एकना हाथमां रहेतो अखत्यार एवो थइ शके.

स०—"**असे झाल्या खेरीज रहाणार नाहीं**" नो अर्थ शुं? ज०—This cannot fail to be. This cannot but be so पण थाय.

स०—"**ए बायको शीरजोर झाली आहे**"नो अर्थ शुं? ज०—तेणी टरमेगंट छे एटले के पोताना धणीने पण पोताना काबुमां राखे छे. तेमां शीरजोरनो अर्थ रेकलेस नथी थतो. शब्द कोषमां डॉमीनीयरींग एवो अर्थ आपवामां आव्यो नथी. **अधिकारी शीरजोर झाले आहे** नो अर्थ officials have become reckless एवो थाय. डॉमीनीयरींगनो मराठीमां अर्थ **हुकम चलावनार** एवो थाय, पण अमल चलावनार नहीं थाय. शीरजोरपणानो अर्थ लॉर्डिंग इट ओवर थाय एम हुं धारतो नथी. तेनो अर्थ हुकम चलावनार एवो थाय.

स०—**साप साप म्हणुन मारणे** एमां म्हणुननो अर्थ शुं? ज०—सेइंग एवो अर्थ थाय छे. मीस्टेकींग नहीं. मीस्टेकींग अने सेइंग एकज नथी. तेणे **साकर म्हणुन मीठ खाल्ली** एनो अर्थ साकर समजी मीठुं खाधुं एवो थाय. **चोर**

ह्मणुन मला मारू नको નો અર્થ ચોર સમજી મને ના મારો એમ થાય.

ના. જજ—મને ભુલમાં ચોર માની લઇને એમ નથી અર્થ થતો? સાક્ષી–ખરો અર્થ "ચોર સમજી" એમ થાય છે.

ના. જજ—એમ ધારો કે અંધારામાં એક જણ મને મળે તેને હું કહું કે "ચોર હ્મણુન મલા મારૂં નકો" તો તેમાં ભુલમાં મને ચોર સમજી એમ કહેવાની મતલબ નથી થતી? જ૦–પેહેલો અર્થ ખાલી ચોર સમજી એમ થાય છે તે ઉપરથી ભુલમાં સમજી એમ પણ ગણી શકાય.

સ૦—તમારા તરજુમામાં મરાઠી બોલ सहस्त्ररश्मि નો તરજુમો આપવાનું છોડી દેવાઆવ્યું છે? જ૦—હા, તેનો અર્થ એક હજાર કિરણવાળો એવો થાય છે. તે ભયંકર તરીકે વાપરવામાં આવ્યો છે તેથી છોડી દેવામાં આવ્યો છે, અંગ્રેજીમાં તે મુકવાની જરૂર નથી.

સ૦—राजा प्रजा નો અર્થ શું થાય છે?

જ૦—રૂલર અને રૂલ્ડ.

સ૦—बचावीचे साधनें નો અર્થ? જ૦—મિન્સ ઑફ પ્રોટેકશન કરવામાં આવ્યો છે, તેને બદલે મિન્સ ઑફ એસ્કેપ થતોજ નથી, બચાવનો અર્થ પ્રોટેકશન એવો થાય.

સ૦—પોલીટીકલ સાયન્સનો અર્થ શું?

જ૦—राज्यनीतिवेशास्त्र અથવા राज्य धर्मशास्त्र પણ થાય. The scripture laying down the duties of a king નો અર્થ राज्यनीतिशास्त्र નહીં થાય, તેનો અર્થ એક રાજકર્તાને માથે નાખવામાં આવેલી ફરજ એવો થાય છે.

સ૦— राष्ट्रवध્ર અર્થ નૅશનલ એસૅસીનેશન એવો કીધો છે કે? જ૦—હા. કીલીંગ પણ થઇ શકે. એ તરજુમો મેં કીધો નથી.

સ૦—हुल નો અર્થ શું? જ૦—ગભરાટ.

સ૦—૨ જી જુનવાળા બૉમ્બ ફેંકવાની બાબતના લખાણમાં The world goes on without a hitch વાકય આપ્યું છે તેનો ખરી રીતે તરજુમો આપ્યો છે?

જ૦— નહીં; તરજુમો કરવામાં ભુલ થઇ છે. World બોલ વાપરવામાં ભુલ છે.

સ૦—कडवा નો અર્થ શું થાય છે?

જ૦—જંગલી, સખત દીલનો. તેનો મુખ્ય અને નજીવો અર્થ તે શું તે હું સમજી શકતો નથી. સૅવેજને ઠેકાણે હાર્શ બોલ પણ મુકી શકાય.

સ૦—पौरुष નો અર્થ મૅનહુડ કરવામાં આવ્યો છે? જ૦—હા, તેનો અર્થ મૅન પણ થાય છે, પણ અહીં મૅનહુડ પસંદ કરવામાં આવ્યો છે. લખાણમાં [illegible] वध એવો બોલ આવ્યો છે, જેનો અર્થ માણસાઇપણાને મારી નાખવું એવોજ થાય છે, માણસને મારી નાખવું એવો થતો નથી.

સ૦—When once the people of India become emasculated it would be long before you can take them to recover their manliness એનો અર્થ શું? જ૦—एकदा हिंदुस्थानचे लोकांचा मर्दानीपणा नाहींसा झाला ह्मणजे त्यांचे पौरुष त्यांना परत प्राप्त करुन घेण्यास पुस्कळ वेळ लागेल આ વાકયમાં મૅન્લીનેસનો અર્થ પૌરૂષ કીધો છે; ઇમૅસ્કુલેટેડનો અર્થ મોલ્સવર્થના શબ્દ કોષમાં ખશીકરણે આપ્યો છે.

સ૦—માઇગ્રેટરી બુરૉક્રસીનો શું અર્થ?

જ૦—કાયમ એક ઠેકાણે નહીં રહેતો ઉપરી અધિકારી વર્ગ, નાહકનો અંગ્રેજી અર્થ અનફેર પણ છે. તેનો અર્થ હક વગરનો અથવા ગેરવાજબી પણ થાય. (શબ્દ કોષમાં જોઇને) કૉઝલેસ્લી એવો પણ થાય.

સ૦—हितशत्रु નો અર્થ શું? જ૦—એક જણના સુખનો વેરી એવો થાય છે. બેમુરવત એવો પણ કાંઇક થઇ શકે. એ બોલ એવો કાંઇક ખ્યાલ આપે છે કે એક માણસ બહારથી તો મિત્ર ગણાવાનું ડોળ ઘાલતો હોય પણ તે અંદ-

રખાનેથી દુશ્મન હોય. મિત્રના સ્વરૂપમાં ખોટી રીતે સજ થયેલો શત્રુ એવો અર્થ આપવામાં આવેલો મેં જોયો નથી.

સ૦—**વક્રદૃષ્ટિ** એટલે શું? જ૦—ખરાબ નજર. ગેરમેહરબાનીનો એવો અર્થ તાણીતોડીને કીધેલો ગણાશે. **तैचि आमच्या र वक्रदृष्टि आहे** નો અર્થ તે મારા પ્રત્યે ખોટી નજરથી જુએ છે એમ થાય. છતરાજી થઇ છે એવો અર્થ છુટથી કરીએ તો થાય. **सरकारची लोकावर वक्रदृष्टि आहे** નો અર્થ સરકાર લોકો તરફ ખોટી નજરથી જુવે છે એવો થાય.

ના. જજ—સરકારની લોકો ઉપર ગેરમેહરબાની ઉતરી છે એવો નહીં થાય? જ૦—એવો પણ થઇ શકે.

સ૦—**गळयाला मीठी मारणे**નો અર્થ શું?

જ૦—બીજાની ગર્દન ઉપર હથિયાર ફેંકવા એમ થાય છે.

ના. જજ—ત્યારે તરજુમામાં ભુલ થઇ છે?

જ૦—નહીં, ઘણો નજીવો ફરક છે,

## ધક્કામુકી.

આજે બપોરે કોર્ટ નાસ્તા માટે ઉઠતાં સર્વને કોર્ટમાંથી બહાર કાઢી કોર્ટનાં બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં, તથા છેક સવા ત્રણ વાગે બારણાં ઉઘાડી બેઠકો થઈ શકે તેટલાઓને અંદર દાખલ થવાની પરવાનગી આપવામાં આવી હતી. જ્યારે કોર્ટની બહાર ભેગાં થયેલાં ટોળાંએ અંદર દાખલ થવા માટે એકદમ ધસારો કીધો હતો, જેનું પરિણામ સવારની પેઠે ભચડાકચડી થવામાં આવ્યું હતું.

## મી૦ તિલક સામે મુંબઇ ગેઝીટમાં ટીકા.

નાસ્તા પછી કોર્ટ પાછી બેસતાં નામદાર જજનું ધ્યાન મી. તિલક તરફથી મુંબઇ ગેઝીટના આગલા દિવસના અંક ઉપર ખેંચી જણાવવામાં આવ્યું કે તેમાં એવી ટીકા કરવામાં આવી છે કે "મી૦ તિલક, સાક્ષી જાણે ઈનામ મેળવવાની હરિફાઈની પરીક્ષા આપવા હાજર થયો હોય તેમ તેઓની તપાસ ચલાવે છે." એ ઉપરથી નામદાર જજે મી૦ તિલકને જણાવ્યું કે તમારી મરજીમાં આવે તેવી રીતે સાક્ષીઓની ઉલટપાલટ તપાસ ચલાવવાને તમે મુખત્યાર છો. હું તમારા માર્ગમાં કોઈ પણ રીતની હરકત થયેલી જોવા ઇચ્છતો નથી. તમો તરફથી કરવામાં આવતી તપાસથી કોર્ટની ધીરજ ખુટવાની જે વાત જણાવવામાં આવી છે તે તદ્દન કલ્પિત છે. તમારૂં પુરતી ધીરજથી સાંભળવાને અમો તત્પર છીએ. મુંબઇ ગેઝીટમાં આવેલી ટીકા જોઈ હું દીલગીર છું તથા ઉમેદ રાખું છું કે એવી ટીકા ફરીવાર કરવામાં આવશે નહીં.

મી૦ તિલકે કોર્ટની કાયદાની લાયબ્રેરીમાંની કેટલીક ચોપડીઓનો ઉપયોગ કરવા દેવાની તથા પોતાના ધારાના હિમાયતીઓ કોર્ટના વખત પછી પોતાને સલાહ આપવા માટે મળી શકે તે માટેનો બંદોબસ્ત કરવાની અરજ કીધી હતી. તેના જવાબમાં નામદાર જજે જણાવ્યું કે, કોર્ટની કાયદાની લાયબ્રેરીની ચોપડીઓ તમને આપવાના સંબંધમાં હું દીલગીર છું. હું કંઇ કરી શકતો નથી, કારણ કે તે લાયબ્રેરી ઉપર મારૂં કંઇ ચલણ નથી; તમો જો કોઇ ચોક્કસ ચોપડીઓ કહો અને તે જો હું મેળવી શકું એવું હોય તો હું તમને દરેક રીતે મદદ કરવાને ખુશી થઇશ. તમે ઇચ્છો તે ધારાના હિમાયતીઓની તમને સલાહ મેળવવાના તમારા માર્ગમાં કોઇ પણ રીતનો અટકાવ નાખવામાં આવશે નહીં તથા તે માટે તમને દરેક રીતની સગવડ લાગતાવળગતાઓ કરી આપશે.

## મી૦ જોશીની વધુ ઉલટપાલટ તપાસ.

સ૦—**एकमुखी**નો અર્થ શું? જ૦—એક બાજુનું. તરજુમામાં તેનો અંગ્રેજી બોલ ઑટોક્રૅટિક મુકવામાં આવ્યો છે. શબ્દ કોષમાં એવો બોલ નથી. તે ઉપજાવી કાઢેલો લાગે છે. બે બોલ મેળવીને એક કરવામાં આવ્યો છે.

સ૦—**सर्वदुरीर**નો અર્થ શું? જ૦—રાજ્યં.

ધારણુ. એ પણ નવો ઉપજાવેલો બોલ છે.

સ૦—**અડવણ ચાંચા માર્ગ**નો અર્થ ? જ૦—હા લમાં એ બોલનો અર્થ ગુપચુપ સત્તાવાળાઓની સત્તાનો અનાદર કરવો એવો થાય છે.

સ૦—**બહિષ્કાર**નો અર્થ બૉયકૉટ થાય છે ? જ૦—હા, એ શબ્દ કોઇ પણ શબ્દ કોષમાં મળે એમ હું ધારતો નથી. એ બોલો હમણાંજ વપ રાવા લાગ્યા છે. મરાઠી ભાષા ખીલતી જાય છે. નવા બોલોના સંબંધમાં શબ્દ કોષો ઉપર આધાર રાખી શકાય નહીં.

સ૦—એરર ઑફ જજમેંટનો અર્થ શું ? જ૦—**વિવેક ભ્રમ** બોલ મેં હમણાંજ ઉપજાવ્યો છે.

સ૦—**બુદ્ધિ** બોલ સંસ્કૃત વિવેકની બરાબર છે? જ૦—હા, વિવેક ભ્રષ્ટનો અર્થ જેની વિચાર શક્તિ નાશ પામી હોય તે શખસ. જેની વિચાર શક્તિ નબળી પડી ગઈ હોયતે પણ થાય છે. વિવેક-ભ્રષ્ટને બદલે બુદ્ધિભ્રષ્ટ ચાલી નહીં શકે.

ના૦ જજ—બુદ્ધિભ્રષ્ટનો અર્થ શું ? જ૦—જે શખસનું મગજ આડે માર્ગે દોરવાયું હોય તે શખસ.

સ૦—મરાઠીવર્તમાન પત્રોમાં સામાન્ય રીતે કેવા વિચાર દર્શાવવામાં આવે છે તેથી તમો વાકેફ છો ? જ૦—હા.

સ૦—મરાઠી પત્રોમાં બે પક્ષ અથવા વધુ તડ પડી ગયેલાં તમારા વાચન ઉપરથી તમને જણાય છે? જ૦—એ એક સરકારી ખાનગી ખબર હોવાથી હું તે જણાવી શકતો નથી.

ના. જજ—એમાં સરકારને શું લાગે વળગે તથા ખાનગી ખબર જેવું શું હોય ? તમારે એટ-લુંજ જણાવવાનું છે કે, મરાઠી ભાષા વાંચનાર કોઈ પણ સાધારણ માણસ મરાઠી પત્રોમાં આવતી બાબતો વાંચી કેવું અનુમાન ખેંચી શકે?

સાક્ષી—મરાઠી પત્રોમાં તડ પડી ગયાં છે.

મી૦ તીલક—કેટલા પક્ષો પડી ગયા છે? જ૦—ત્રણથી ચાર. એક પક્ષનું આગેવાન કેસરી છે; બીજું પત્ર ઈંદુપ્રકાશ છે, ત્રીજા પક્ષનું આગેવાન સુધારક, અને સુબોધ પત્રીકા ચોથા પક્ષનું છે.

મી૦ તિલકે ઉલટપાલટ તપાસ પુરી કરેલી જણાવ્યાથી મી૦ બ્રાન્સને સાક્ષીની ફરીવાર તપાસ ચલાવી હતી. તેમાં તેમણે જણાવ્યું કે તરજુમા ખાતામાં દશ વરસ થયાં હું છું, તે દરમ્યાન તેમાં કરવામાં આવતા તરજુમાઓથી હું સંતોષ પામ્યો છું. સ્ટબૉર્નનેસનો મરાઠી શબ્દ **દુરાગ્રહ** છે. એસૅસીનેશનને મળતો આવતો મરાઠી શબ્દ **વધ** છે. તર-જુમામાં એસૅસીનેશન વાપર્યો છે તે કીલને બદલે વધુ બેસતો છે. કેસરી પત્ર આકળા વિચાર ધરાવ-નારાઓ અથવા નૅશનલીસ્ટ પક્ષનું છે. તેનો અધિ પતિ આરોપી છે.

ના. જજ—(મી૦ બ્રાન્સનને) તમારો આ સ-વાલ ઉલટપાલટ તપાસમાંથી કેવી રીતે ઊભો થયલો ગણી શકાય ? કેમકે આરોપીએ માત્ર જુદા જુદા પક્ષોનાં પત્રો વિષે સવાલો પુછયા હતા અને તેના અધિપતિઓ વિષે કશું પુછ્યું ન હતું.

મી૦ બ્રાન્સને એ ઉપરથી એ સવાલો પુછવા નું માંડી વાળ્યું હતું.

મી૦ તિલકે જણાવ્યું કે "કેસરી" પત્રના માલીક, અધિપતિ તથા પ્રગટ કર્ત્તા હોવાનો હું સ્વિકાર કરું છું. તથા તેમાં આવેલાં બધા લખાણો જે અત્રે રજુ કરવામાં આવ્યાં છે તે માટેની સઘળી જોખમદારી હું મારે માથે કબુલ રાખું છું.

એ પછી કેસરી પત્ર મુંબઇમાં ફેલાતું હોવાને લગતી જુબાનીઓ લેવામાં આવ્યા પછી—

## પોલિસ ઇન્સ્પેક્ટર મી૦ સુલીવાનની જુબાની

લેવામાં આવી હતી. મી૦ બ્રાન્સનની તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે પુનામાં બજાવવા માટેનું મેં મુંબઇથી વૉરંટ મેળવ્યું હતું. મી૦ તિલકના મકાન તથા છાપાખાનાની જડતી લેવાનાં તે વારંટ હતાં પુનામાં મી૦ દેવીડે વારંટ બજાવ્યું હતું. હું પણ પુને ગયો હતો. જડતીનું વારંટ બજાવ્યું ત્યારે હું હાજર હતો. મી૦ કેળકર તે વેળા હાજર હતા.

### પુરાવા તરીકે પોસ્ટ કાર્ડ.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે જડતી

વેળા અમને એક પોસ્ટ કાર્ડ મળ્યું હતું, તે આ મને બતાવવામાં આવે છે તેજ છે. એક લખવાના ટેબલના ખાનામાંથી તે હાથ લાગ્યું હતું. કાર્ડ ઑફીસના મકાનમાંથી મળ્યું હતું. તે મેં મેશર્સ પાવર, દેવીડ તથા કેળકરને બતાવ્યું હતું અને મેં તે રાખ્યું હતું. માજીસ્ટ્રેટને દેખાડયું ત્યાં સુધી તે મારી પાસે હતું. કાર્ડ ઉપર મી૦ કેળકરે પોતાની સહી કરી હતી.

નામદાર જજ—(મી૦ તિલકને) આ કાર્ડ વિષે તમે શું કહો છો? છતાં હું તમને ખુલ્લું કહું છું કે એનો જવાબ આપવો કે નહીં તે તમારી મુનસફી ઉપર છે.

મી૦ તિલકે જણાવ્યું કે એ કાર્ડ કેવી રીતે મળ્યું હતું તે સવાલ બાજુએ મુકતાં એ કાર્ડને મુકરદમા સાથે લાગતું વળગતું નહીં હોવાથી તે પુરાવા તરીકે રજુ કરવામાં આવે તે સામે હું વાંધો લઉં છું.

ના. જજ—હું તમારો વાંધો સ્વીકારી શકતો નથી અને કાર્ડને પુરવા તરીકે દાખલ કરૂં છું.

અત્રે મી૦ બ્રાન્સને કાર્ડ ઉપર સળગી ઉડે એવી ચીજોને લગતી સમજ આપનારી બે ચોપડીઓ તથા તેના ગ્રંથકારોનાં નામો નોંધી લેવામાં આવ્યાં હતાં તે વાંચી સંભળાવ્યાં હતાં.

મી૦ તિલકની ઉલટપાલટ તપાસમાં મી૦ સુલીવાને જણાવ્યું કે, મને જડતીમાં મળેલા બીજા કાગળો પણ હું મુંબઇમાં લાવ્યો હતો.

મી૦ તિલક—તે કાગળો રજુ કરશો?

મી૦ બ્રાન્સને તે રજુ કરવાનું માથે લીધું હતું.

મી૦ તિલક—(સાક્ષી)ને મારી ખાસ લાયબ્રેરીમાં ગયા હતા? જ૦—લાયબ્રેરી કયાં તે હું જાણુ તો નથી. લખવા વાંચવાનો એક જુદો ઓરડો હતો. બીજા કાગળો પણ પોસ્ટ કાર્ડવાળા ઓરડામાંથી મળી આવ્યા હતા. કાર્ડ મથાળેથી મળ્યું કે વચ્ચેથી તે હું કહી શકતો નથી. મેં પત્રો ખાનામાંથી એકેક પછી કાઢવા માંડયા હતાં તેમાં આ કાર્ડ મળી આવ્યું હતું. ખાનામાં કેટલાં પત્રો હતાં તે હું કહી શકતો નથી. પણ ખાનું બધું ભરાયલું હતું. જે કાગળો મળ્યા તેની ટીપ મેં ઉપજાવી કાઢી છે. પંચનામું પણ કરવામાં આવ્યું હતું. એ પંચનામાની નકલ સાક્ષીએ મી૦ તિલકને આપી હતી. કાર્ડવાળા ખાનામાંથી કેટલા કાગળો મળ્યા તે મને યાદ નથી. મને એટલું યાદ છે કે મરાઠી પત્રોમાંથી કાપેલી થોડીક કાપલીઓ મળી હતી. પંચનામામાં જુદી જુદી ચીજો તારવી કાઢી બનાવવામાં આવેલી ટીપમાં જુમલો ૬૩નો નાખવામાં આવ્યો છે તે શિવાય વધુ હું કશું કહી શકતો નથી.

કોર્ટનો વખત થયલો હોવાથી વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખી કોર્ટ ઉઠી હતી.

નામદાર જજે જુરીના ગ્રહસ્થોને વિદાય કરતાં જણાવ્યું કે તમારા હાથમાં ફરિયાદ પક્ષ તરફથી કેસરી પત્રમાં આવેલાં કેટલાંક તકરારી લખાણોના અંગ્રેજી તરજુમા મુકવામાં આવ્યા છે તે વાંચીને તૈયાર થઇ આવવાની હું તમને ભલામણ કરીશ કે જેથી કોર્ટમાં એ લખાણો બાબત જે કંઇ બોલાય તે સમજી તેનું તમે બરાબર તોલ કરી શકો.

## શહેરમાં સમાધાની—મી૦ તિલક માટે ગોઠવણ.

મી૦ તિલકને તેમની તપાસ દરમ્યાન હાઈકોર્ટના જુરીવાળા ઓરડામાં રાખવાની ગોઠવણ કરવામાં આવી હતી, પણ તેમને ખાવા પીવાની વગેરે સઘળી ગોઠવણ સીતારામ બીલ્ડીંગમાં આવેલા સરદાર ગૃહમાં કરવામાં આવી હતી. આજે શેહેરમાં સઘળે સમાધાની હતી. ગીરણી કામદારો પણ કામ ધંધે લાગી ગયા હતા, અને આગલા દિવસના જેવો કશો દેખાવ તેમના તરફથી થયો ન હતો. સઘળી મીલો ચાલુ હતી અને તેમાં કામદારોની સંખ્યા પણ પુરેપુરી હતી.

## ત્રીજો દિવસ.

( તા૦ ૧૫-૭-૦૮ )

### જડતીવાળા કાગળો-મી૦ તિલકનું ભાષણ.

આજે આ તપાસ આગળ ચાલતાં રીતસર સઘળા ધારાના હિમાયતીઓ વિગેરે હાજર હતા; મી૦ તિલકની મદદમાં મેશર્સ બેપ્ટીસ્ટા, ખાપર્ડે અને કેળકર હાજર હતા. આજે પણ લોકોની ગીરદી પુશ્કળ થઇ હતી પણ કશું અસાધારણ થવા પામ્યું નહોતું.

જડતી દરમ્યાન મળેલા કાગળો સંબંધે આગલે દિવસે ઇસારો કરવામાં આવેલાં સીલ કરેલાં ચાર બંડલો રજુ કર્યાં હતાં. નામદાર જજની પરવાનગીથી તે એક બાજુએ ખોલાવી મી૦ તિલકે તપાસ્યાં હતાં જેમાં હિસાબના ચોપડા, કેટલાંક ચોપાનિયાં અને કેસરી પત્રની નકલો વગેરે હતું. તે તપાસી લઇ મી૦ તિલકે જણાવ્યું કે મારી ટેબલના ખાનામાંથી લઇ જવામાં આવેલા કાગળો અત્રે જોવામાં આવતા નથી.

ના. જજ—( મી૦ સુલીવાનને ) બધા કાગળો લાવવા કહ્યા છતાં શા માટે તે લાવવામાં આવ્યા નથી?

બ્રાન્સન—વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ પાસે તે હતા અને તેમણે એટલાજ મોકલી આપ્યા છે.

ના. જજ—આ બાબત ઉપર બરાબર ધ્યાન નહીં આપવાથી કોર્ટ તથા જુરીને નકામો વખત ગુમાવવો પડે છે.

મી૦ બ્રાન્સન—તે લાવવા માટે એક માણસ મેં મોકલી આપ્યું છે તે હમણાં લઈ આવશે એવી હું ઉમેદ રાખું છું.

મી૦ સુલીવાને તે પછી મી૦ તિલકની વધુ ઊલટપાલટ તપાસમાં જણાવ્યું કે, સીંહગઢમાં મી. તિલકના મકાનની જડતી લેવા અમે ગયા હતા, તે માટે વારંટ એકજ હતું. વારંટમાં સીંહગઢ કોણે ઉમેર્યું તે હું જાણુતો નથી. મૅજીસ્ટ્રેટને ત્યાંથી આવેલા કાગળો તપાસતાં તેમાં એ વારંટ મળ્યું ન હતું. હું કોઈ માણસને ત્યાં લઇ ગયો ન હતો. બે કબાટો તાળાં ભાગીને ઉઘાડયાં હતાં, પણ તે પાછાં બરાબર કર્યાં નહોતાં.

અત્રે મી૦ તિલકે જણાવ્યું હતુ કે હું મી૦ સુલીવાનની તપાસ પુરી કરૂં છું. અને પાછળથી કાગળો તપાસી તેની વધુ તપાસ ચલાવીશ.

નામદાર જજે તે સામે વાંધો લીધો ન હતો.

મી૦ તિલકે જણાવ્યું કે હું મારો ખુલાસો કરવા માગું છું પણ તે પહેલાં બાકીના કાગળો હું જોવા માગું છું, કે તે જોઇને મારા ખુલાસામાં તે વિષે ઇસારો કરી શકું.

ના. જજ—ફરિયાદ પક્ષ પોસ્ટ કાર્ડ શિવાય બીજા કોઇ પણ પત્રનો આધાર લેવા માગતો નથી.

મી૦ તિલક—તે છતાં હું બાકીના કાગળો જોવા માગું છું, અને જરૂર પડતાં તેમાંના કેટલાક મારા બચાવ તરીકે રજુ કરવા માગું છું, તેથી મારા બચાવમાં છેવટનું ભાષણ કરવાનો મારો હક જતો રહેશે પણ તે હક છોડી દઇને પણ કાગળો રજુ કરવાના ઠરાવ ઉપર હું આવ્યો છું.

પંચનામાની ટીપ સાથે સરખાવી જોઇ મી૦ તિલકે જણાવ્યું કે મારી ટેબલના ખાનામાં મારા પત્રો, તારના સંદેશાઓ વગેરે અત્રે લાવવામાં આવ્યા નથી.

નામદાર જજે જણાવ્યું કે મને એવી ખબર આપવામાં આવી છે કે, બાકીના કાગળો પ્રેસિડેન્સી મૅજીસ્ટ્રેટની કોર્ટમાં મળતાં નથી. ટીપમાં જણાવેલા નંબર ૧૯ થી ૫૨ સુધીના કોઈ પણ કાગળો અત્રે રજુ કરવામાં આવ્યા નથી. તેમાંથી માત્ર ૪૬ નંબરનું પોસ્ટ કાર્ડ રજુ કરવામાં આવ્યું છે. એમ જણાવવામાં આવે છે કે, કાગળો આ કોર્ટના કલાર્ક ઑફીસ્ ક્રાઉનની આફીસમાં લાવવામાં આવ્યા હતા તથા વડા પ્રૅસીડેન્સી મૅજીસ્ટ્રેટની કોર્ટના કલાર્કને એ પત્રોની થેલી આગળથી ખસવું નહીં એમ જણાવવામાં આવ્યું હતું તે છતાં તે છોડી ગયો હતો.

મી૦ બ્રાન્સને જણાવ્યું કે આ બાબતની નોંધ લેવી કે જે મકાનમાંથી આણી આવેલાં કાગળોમાંથી પોસ્ટ કાર્ડ શિવાયનો એક પણ કાગળ ફરિયાદપક્ષ તરફથી રજુ કરવામાં આ-

વ્યો નથી તે છતાં આરોપી તરફથી ગુમાયલા કાગળોના સંબંધમાં મોટી થાપણ કરવામાં આવે છે તથા તેની ગેરહાજરીમાં આરોપી પોતાનો ખુલાસો કરવાની ના પાડે છે.

નામદાર જજના પુછવાથી મી૦ તિલકે જણાવ્યું કે એ પત્રોમાંના કેટલાક ઉપરથી અત્રે રજુ કરવામાં આવેલા પોસ્ટ કાર્ડના સંબંધમાં અજવાળું પડી શકે એવું લાગતું હોવાથી એ કાગળો મળ્યા આગમજ મારો ખુલાસો નહીં કરવાનો મેં ઇરાદો જણાવ્યો હતો.

આ ગરબડ ચાલતી હતી તેટલામાં બાકીના કાગળો કોર્ટમાં લાવવામાં આવ્યા હતા. નામદાર જજની પરવાનગીથી તે તપાસ્યા બાદ મી૦ તિલકે મી૦ સુલીવાનની ઉલટપાલટ તપાસ ચલાવી હતી. તેમણે જણાવ્યું કે આમાંના કેટલાક કાગળો ટેબલ ઉપર અને કેટલાક ખાનામાં હતા. ઘણાખરા હાથના લખેલા કાગળો ટેબલ ઉપર અને વર્તમાનપત્રોના કાપલા વગેરે ખાનામાં મળ્યા હતા. અમુક નંબરવાળા ખાનામાંથી અને અમુક ટેબલ ઉપરથી મળ્યા હતા તે હું કહી શકું તેમ નથી. મકાનની જડતીના વારંટ ઉપર પહેલી સહી મેજીસ્ટ્રેટની તા૦ ૨૪મી જુને લેવાઇ છે. સાંજે તે મુકવામાં આવી હતી. મકાનની જડતીની સહી મળ્યા પછી બીજે દિવસે સવારે લીધી હતી. પુનાના મકાનની જડતી નવ અને દશની વચ્ચે પુરી કરી હતી. બાર વાગે સિંહગઢ જવા ઊપડ્યા હતા. ત્યાંથી કાંઇ મળ્યું નહતું.

મી૦ તિલકની માગણી ઉપરથી સઘળા કાગળો નામદાર જજે એકઝીબીટ તરીકે દાખલ કર્યા હતા.

મી૦ તિલકે મી૦ સુલીવાનની તપાસ અત્રે પુરી કરી હતી અને મી૦ બ્રાન્સને ફરીયાદ પક્ષનો મુકરદમો ખલાસ થયલો જણાવ્યો હતો.

અત્રે મી૦ તિલકને પોતાનો ખુલાસો કરવાનું જણાવવામાં આવતાં તેમણે જણાવ્યું કે મારો ખુલાસો તૈયાર છે પણ તેમાં થોડાંક વાક્ય હું અહીં તહીં ઉમેરવા માગું છું જે માટે એક કલાકનો મને વખત જોઇએ છે. આથી હમણાં એ વાગેલા હોવાથી કોર્ટ હમણાં ઉઠી ત્રણ વાગે પાછી મળશે તો હું મારો ખુલાસો રજુ કરી શકીશ.

ના. જજ—(જ્યુરરોને) નાસ્તાનો વખત એવી રીતે ફેરવવાનું બની શકશે કે કેમ તે એક સવાલ છે.

મી૦ તિલક—ત્યારે સાડાત્રણ વાગે કોર્ટ પાછી મેળવવાનું ઠરાવો.

જ્યુરીનો ફોરમેન—અમે નાસ્તો લઇ ત્રણ વાગતામાં આવવાની કોશીશ કરીશું.

આ ઉપરથી નામદાર જજે કોર્ટ ત્રણ વાગ્યા ઉપર મુલતવી રાખી હતી.

## મી૦ તિલકનો લેખી ખુલાસો.

નાસ્તા પછી કોર્ટ બેસતાં મી૦ તિલકે નીચે મુજબ પોતાનો ખુલાસો વાંચી સંભળાવ્યો હતોઃ—

પુના ખાતે દર મંગળવારે પ્રગટ થતા "કેસરી" પત્રનો હું અધિપતિ, પ્રગટ કરનાર, છાપનાર તથા માલીક છું તથા માલીક તરીકે તેમાં આવેલાં જે લખાણના સંબંધમાં મારા ઉપર આરોપો મુકવામાં આવ્યા છે તેની જોખમદારી હું પુરેપુરી સ્વીકારૂં છું.

રાજ્યદ્વારી બાબતો ઉપર તકરાર કરતી વેળા વપરાતા અંગ્રેજી બોલોને અનુકુળ થઇ પડતા મરાઠી બોલો છે તેની મેં નીચલી ટીપ તૈયાર કરી છેઃ—

**राज्यकर्त्ता अधिकारी.**
**गोरा अधिकारी वर्ग.**
**सरकारी अधिकारी वर्ग.**
**अंग्रेजी अधिकारी वर्ग.** } Bureaucracy

**जुल्मी**–Despotic.
**माथेफिरु**–Fanatic.
**तेज**–Mettle or Spirit.
**आवेश**–Enthusiasm.
**त्वेष**–Intensity of feeling.
**चीड**–Wounded self-respect or sense of honour.
**एकमुखी**–Absolute.
**अनियंत्रित**–Uncontrolled.

[illegible] मार्ग–Passive resistance.
[illegible]मूल–Evil genius.
[illegible]भ्रष्ट–Fallen from observance.
[illegible]भ्रंश–Error of Judgment.
[illegible]–Felonious.
[illegible]–Stern.
पौरुष–Manliness.
पृथक वाटणी–Decentralisation.

એવીજ જાતના બીજા કેટલાક બોલો તથા ફકરા આવ્યા છે. પણ લંબાણુ થાય તેથી કરી તે અત્રે મેં દર્શાવ્યા નથી.

હાલમાં હિંદમાં જે રાજદ્વારી સુધારાઓ કરવાની જરૂર છે તે સંબંધમાં મારા વિચારો મેં ગયા માર્ચ માસમાં પ્રાંતિક સરકારની સત્તામાં વધારો કરવાના સવાલ ઉપર વિચાર ચલાવવા માટે નીમવામાં આવેલા કમીશન સન્મુખ નીચે મુજબ દર્શાવ્યા હતાઃ—

"ફક્ત સત્તા એક અમલદારના હાથમાંથી લઇ બીજાના હાથમાં આપ્યાથી આગલા વખતમાં રાજકર્ત્તા તથા રૈયત વચ્ચે જે મમતા ભરેલો સંબંધ હતો તેવી લાગણી પાછી ઉભી થવાની કંઈ આશા ઉભી થતી નથી. અંગ્રેજી કેળવણીને સબબે લોકોમાં નવી ઉમેદો તથા આશાઓ ઉભી થઈ છે તથા જયાં સુધી આ પ્રજાકીય ઉમેદો પાર પાડવામાં નહીં આવશે ત્યાં સુધી અમલદારોની સત્તાની ગમે તે પ્રકારની વેહેંચણી કરવામાં આવે તેથી અમલદારો તથા લોકો વચ્ચેનો અંતર દુર થસે એવી વકી રાખવી ફોકટની છે. જે બીગાડો થતો હોવાની ફરિયાદ કરવામાં આવી છે તેનો કંઇ ઈલાજ નથી તેમજ તેમાં એ કાંઇ સુધારો કરી શકે એવું નથી, તેમજ સત્તાની વેંહેંચણી કરવાની ભલામણુ લોકો અથવા તેઓના આગેવાનો તરફથી કરવામાં આવી નથી. સત્તાની વહેંચણી કર્યાથી ખુદ કેટલાક મોટા અમલદારોમાં કાંઇ નવી ઉલટ વખતે આવે પણુ રાજકર્તા તથા પ્રજા વચ્ચે જે અંતર વધતો જાય છે તે દુર કરવાને તે કામે લાગશે નહીં, શિવાય કે હિંદને એક રાજકર્ત્તા દેશની સપાટીએ લાવવાની નેમ રાખી ડહાપણુ ભરેલી ઉદારતા તથા બહોળી દીલસોજીથી કામ લઈ લોકોને પોતાના દેશના વહીવટમાં વધુ અને વધુ અસરકારક હીસ્સો આપવામાં આવે.

જે લખાણો ફીતુરી ગણી મને અત્રે ઉભો કરવામાં આવ્યો છે તેમાં મેં ઊપલા વિચારો દર્શાવવાની કોશીશ કરી છે.

### પોસ્ટ કાર્ડના સંબંધમાં ખુલાસો.

રજુ કરવામાં આવેલા પોસ્ટ કાર્ડના સંબંધમાં મારો ખુલાસો એ છે કે ફાટી ઉઠતી ચીજોને લગતો કાયદો હિંદી સરકારે પસાર કર્યો ત્યારે મેં તે ઉપર તથા ખાસ કરી ફાટી ઉઠનારી ચીજો કોને ગણવી તે નક્કી કરનારી કલમ ઉપર ટીકા કરવાની મારી ધારણુા હતી. તે માટે પુરાવા ભેગા કરવાની જરૂર હતી અને તેથી ઉપલા પોસ્ટ કાર્ડ ઉપર મેં જો પુના કે મુંબઇની લાઇબ્રેરીઓમાંથી નહીં મળે તો ઇંગ્લંડથી મંગાવવાની મતલબથી મારી લાઇબ્રેરીમાં મળેલા ચોપડીના એક કેટલોગમાંથી બે ચોપડીનાં નામ લખી લીધાં હતાં.

તા૦ ૯મી જુનનું લખાણ એવું બતાવવા માટે કરવામાં આવ્યું છે કે બૉંબ ફેંકાતા અટકાવવા માટે સરકાર તરફથી જાપતાના ઉપાયો લેવામાં આવે તે એકલા કદી અસરકારક થઈ પડે નહીં. મારાં વાંધા લેવામાં આવેલાં લખાણુ હિંદમાં રાજદ્વારી બાબત ઊપર ચાલતી ટીકાને પરિણામે મેં લખ્યાં હતાં, એવું મારા કહેવાના ટેકામાં હિંદનાં જે જુદાં જુદાં પત્રોમાં વિવેચન કરવામાં આવ્યું છે તે પત્રો હું રજુ કરૂં છું. મારાં લખાણોમાં મેં પ્રમાણિકપણે મારા વિચારો દર્શાવ્યા છે. હું પોતાને નિર્દોષ જણાવું છું તથા મને છોડી મુકવાની અરજ કરૂં છું.

મી૦ બ્રાન્સને ઊપલાં પત્રો રજુ કરવા દેવા સામે વાંધો લેતાં જણાવ્યું કે હિંદનાં બીજાં પત્રો એ શું કહ્યું છે તે બતાવવા માટે હિંદના જુદા જુદા ભાગોનાં પત્રો આ મુકરદમામાં કેવી રીતે લાવવા દઇ શકાય ? એ તો ખાસું મુકરદમો લંબાવવા જેવું છે.

નામદાર જજ—અત્યાર સુધીમાં આરોપીએ ખાલી મુકરદમો લંબાવવા માટેની કંઇ પણુ કોશીશ

કરી નથી. આરોપી જુરી સન્મુખ ભાષણ કરતી વેળા આ મુકરદમાને લાગતું વળગતું નહીં એવું કંઇ પણ બોલે અથવા એવાં પત્રો ઉપર વિવેચન કરે તે વેળા તમે વાંધો લઇ શકશો.

ખુલાસો વાંચ્યા પછી કોર્ટના પુછવાથી મી૦ તિલકે જણાવ્યું કે હું મારા તરફથી કંઇ પણ જુબાની રજુ કરવા માગતો નથી.

**જુરી હજુર છેવટનું ભાષણ કરવાનો હક.**

બાદ જુરી હજુર છેવટનું ભાષણ કરવાનો હક ફરિયાદ પક્ષને કે આરોપી પક્ષને છે તે ઉપર તકરાર ચાલી હતી.

પ્રથમ ભાષણ એડવોકેટ-જનરલ મી૦ બ્રાન્સને કરવું જોઇએ એવું મી૦ તિલકે જણાવતાં નામદાર જજે યાદ આપી કે સવારના તમે એકઝીબીટ રજુ કરતી વખતે મેં તમને ખુલ્લી ચેતવણી આપી હતી કે એકઝીબીટ રજુ કરવાથી જુરી હજુર છેલ્લે ભાષણ કરવાનો હક તમને છોડી દેવો પડશે. મેં તમને તે વેળા ખુલ્લું જણાવ્યું હતું કે આ કોર્ટ ના એક જજ મી૦ બેટીએ એવો આગળ ચુકાદો આપ્યો છે.

મી૦ તીલક-પણ તે પછી કલકત્તાની હાઇકોર્ટના એક જજે તેથી જુદોજ ચુકાદો આપ્યો છે.

મી૦ બ્રાન્સન-મી૦ તિલકને ખુલ્લું જણાવવામાં આવ્યું હતું કે એકઝીબીટ રજુ કરવાથી તેઓ છેલ્લું ભાષણ કરવાનો પોતાનો હક ગુમાવશે અને તે તેઓએ સ્વીકાર્યું પણ હતું.

મી૦ તિલક-આ કાંઇ સ્વીકારવાનો સવાલ નથી. આ તો કાયદાની બારીકીનો સવાલ છે.

મી૦ તિલકે જણાવ્યું કે, તા૦ ૬ઠી ઓગષ્ટ ૧૯૦૬માં હાઇકોર્ટના નામદાર જજ મી૦ બેટીએ ઠરાવ્યું હતું કે ફરિયાદ પક્ષના સાક્ષીઓની ઉલટ પાલટ તપાસ વેળા આરોપી પક્ષ તરફથી જો કંઇ કાગળો રજુ કરવામાં આવે તો તેથી આરોપી પક્ષ પોતાનું ભાષણ છેલ્લું કરવાનો હક ગુમાવતો નથી પણ તે એવી સરતે કે કાગળો એકદમ ફરિયાદ પક્ષે નહીં ધારેલા હોય એવી રીતે અચબુચ લાવવામાં આવે નહીં.

નામદાર જજ મી૦ દાવરે એ બાબતમાં ચુકાદો આપતાં જણાવ્યું કે અત્રેની હાઇકોર્ટમાં નામદાર જજ મી૦ બેટી હજુર આ સવાલના નીવેડા માટે જવામાં આવ્યું હતું તે વેળા સારી રીતે જાણીતું હતું કે અલ્હાબાદ, મદ્રાસ, મુંબઈ તથા કલકત્તાની હાઇકોર્ટમાં એ બાબતમાં રૂઢી જુદી હતી, આથી મુંબઇ હાઇકોર્ટમાં કઇ એક રૂઢી પસંદ કરવી તે એકદમ નક્કી કરવા માટે નામદાર જજ મી૦ બેટીનો ચુકાદો માગવામાં આવ્યો હતો. અને તે મળ્યા પછી હું તેનેજ વળગી રહેવાનું પસંદ કરીશ. આથી મી૦ તીલકને પહેલું ભાષણ કરવાને હું જણાવું છું. તેજ વેળા હું કહીશ કે મી૦ તિલકને પોતાનો બચાવ કરવામાં કોઈ પણ રીતની અડચણ નહીં થાય તે જોવાને હું આતુર છું તથા મી૦ બ્રાન્સન તરફથી જવાબ આપનારૂં ભાષણ કરવામાં આવે તેમાં કોઈ નવી બાબત આવે તેનો જવાબ હું મી૦ તિલકને આપવા દઇશ.

**મી૦ તિલકનું ભાષણ.**

એ પછી મી૦ તીલકે પોતાના બચાવમાં નીચલું ભાષણ કર્યું હતું:—

ફરિયાદ પક્ષના ધારાના હિમાયતી મી૦ ઇનવેરારીટીએ જે સુભાષીતપણે ભાષણ કરી પોતાનો મુકરદમો રજુ કર્યો છે, તેટલું સુભાષીતપણું હું બતાવી શકીશ નહીં. પણ હું મારો બચાવ ખુલાસાવાર તમને સમજાવીશ. મી૦ ઇનવેરારીટીનું મુકરદમો રજુ કરનારૂં શરૂઆતનું ભાષણ ઘણું ટુંકું હતું તેથી ફરિયાદ પક્ષ કયા નક્કી આરોપો મારી સામા મુકે છે, તે હું જાણી શકતો નથી. આથી મારી ઉપર મુકવામાં આવેલા આરોપોનો જવાબ વાળવા માટે મને લંબાણ ભાષણ કરવું પડશે. મેં ધારાના હિમાયતી તરીકેનું લાંબો વખત થયાં કામ કર્યું નથી, તેથી મારો મુકરદમો તમારા હજુર હું કમનસીબે જોઇએ એવા સારા આકારમાં રજુ કરી શકીશ નહીં. હવે મારી સામે મુકવામાં આવેલા આરોપોના સબંધમાં હું બોલીશ. જે ફિતુરી લખાણ કરવા માટેનો મારા ઉપર આરોપ મુકવામાં આવ્યો છે તે પ્રગટ કરવાની પુરેપુરી જોખમદારી હું સ્વીકારી ચુકયો છું. આ લખાણના થોડાક

ફકરા ટાંકી બતાવી તે ફીતુરી હોવાના ઇસારા કરવાને ફરિયાદ પક્ષ ચુકયો નથી. આ ઈસારા મરાઠી અસલ ફકરા ટાંકી બતાવી નહીં પણ તેના ભુલભરેલા અંગ્રેજી તરજુમા ઉપરથી કર વામાં આવ્યા છે. એવી રીતે ટાંકવામાં આવે લા ફકરાઓ ઊપરથી તમે ખરૂં અનુમાન કદી ખેંચી શકશો નહીં. તમને એ લખાણ કરતી વેળા કેવો ઇરાદો રાખવામાં આવ્યો હતો તે ઊપર મુખ્ય ધ્યાન આપવાનું છે. મારા બે તક રારી આર્ટીકલો તથા તમારા હજુર રજુ કરવામાં આવેલા બીજા ચાર આર્ટીકલો અને મારા મકાનની જડતી લેતાં હાથમાં આવેલું પોસ્ટકાર્ડ મારો ઇરાદો શત્રુવટ ભરેલો હતો એવું દેખાડવા માટે તમારા હજુર રજુ કરવામાં આવ્યું છે, પણ એ પોસ્ટકાર્ડ ઉપર એકદમ સળગી ઉઠનારી ચીજોને લગતી વિગત આપનારી બે ચોપડીઓનાં નામ મેં શા માટે લખી લીધાં હતાં તે હું મારા લેખી ખુ લાસામાં જણાવી ચુકયો છું, જેથી તે ઉપર હું અત્રે બોલીશ નહીં.

## મરાઠી લખાણના અંગ્રેજી તરજુમા ઉપરથી ખરો ખ્યાલ કેમ આવે?

તે ઉપરાંત મારા પત્રમાંનાં આરોપને લગ તાં બે તકરારી લખાણો તથા તે શિવાય બીજાં ચાર લખાણો ફીતુરી તરીકે તમારી સમક્ષ રજુ કરવામાં આવ્યાં છે. પણ આ લખાણો ઉપરથી અનુમાન ખેંચતી વેળા તે લખવામાં અંગત ઇરાદો શું રાખવામાં આવ્યો હતો તે ઊપર ત- મારે ધ્યાન આપવાનું છે. ફક્ત લખાણ ઉપરથી એક માણસને ગુનેગાર ઠરાવવાનું જોખમ ભરેલું છે. મરાઠી ભાષામાં લખાયલાં લખાણની મરાઠા લોકો ઊપર શું અસર થઇ છે, તેનો ચુકાદો તમને આપવા જણા વવું તે ઇગ્લંડમાં ફ્રેંચ ભાષામાં લખાયલાં લખા- ણથી ફ્રાન્સના લોકો ઉપર કેવી અસર થાય છે તેનો ચુકાદો આપવા જણાવવા જેવું છે. મારૂં તકરારી લખાણ મરાઠી ભાષામાં મરાઠા લોકોની જાણને વાસ્તે કરવામાં આવ્યું છે. તમને એ લખા- ણથી મરાઠા લોકો ઉપર શું અસર થવી જોઇએ તે જણાવવાને કહેવામાં આવે છે, પણ એ લખાણ થી મરાઠાઓ ઉપર કેવી અસર થઇ છે તે બતા- વવા માટે ફરિયાદ પક્ષ તરફથી કંઈ પણ જુબા ની રજુ કરવામાં આવી નથી. ફકત તમને એટ લુંજ બતાવવામાં આવ્યું છે કે "કેસરી" પત્રમાં આવેલા ચોક્કસ બોલોના ચોક્કસ અંગ્રેજી અર્થો થાય છે. કાયદાના આધારો ટાંકી હું તમને બતા- વીશ કે ફકત તેટલા ઊપરથી ચુકાદો આપવાનું અન્યાયી ગણવામાં આવે છે.

## છાપાનું છુટાપણું.

ખરૂં છે કે એક માણસ પોતાના કામ માટે ની જોખમદારી સમજતો ગણાવો જોઇએ, એવા બોલો ઇંગ્લંડમાં ત્રીજા જ્યાર્જ રાજાના વખતમાં એક જાણીતા આસામી તરફથી ઉચ્ચારવામાં આ- વ્યા હતા તથા તે મુજબ લાંબો વખત સુધી અમલ કરવામાં આવતો રહ્યો હતો; પણ હાલમાં એ કેહેવત સ્વીકારવામાં નહીં આવતાં તે માણસ માથેની જોખમદારી પુરવાર કરવાની પેહેલી જરૂર ગણવામાં આવે છે. હવે ઇંગ્લંડની જુરી છુટાં છુટાં ટાંકવામાં આવેલાં વાકયો અથવા ખાલી લખાણ ઊપરથી નહીં પણ પોતા સમક્ષ જે આસ- પાસના સંજોગો રજુ કરવામાં આવે છે તે ઉપરથી પોતાનો ચુકાદો આપે છે, કે જે રૂઢી ઊપર ઈગ્લં ડનાં વર્તમાનપત્રો હાલમાં જે છુટાપણું ભોગવે છે તે જાળવી રાખવાનો સવાલ લટકેલો છે.

## જુરીની સત્તા.

અત્રેનો કાયદો ઈગ્લંડના જેવોજ છે, જેથી ફિતુર શાને કહેવું તે બાબતમાં ઈગ્લંડને પગલે આ દેશે ચાલવું જોઇએ છે. પણ ઇંગ્લંડની જુરી ને બહોળી સત્તા મળેલી છે. તે જજની પણ પર- વા નહીં કરી પોતે જુબાનીઓનું તોલ કરી ચુકા દો આપે છે. અત્રેની જુરીના હાથમાં પણ મોટી સત્તા આપવામાં આવી છે; જેનો ઉપયોગ કરી તમે પણ ઇંગ્લંડનીજ જુરી મુજબ ચુકાદો આપજો. નામદાર જજ કાયદો શું છે તે તમને સમજાવશે, પણ મારા ભાષણમાં ખરી વિગતો તથા કાયદા બંનેની સાથે સાથે મારે સમજણ આપવી પડશે.

મારી સામેના ત્રણમાંથી બે આરોપો ૧૨૪ ક, તથા ત્રીજો આરોપ ૧૫૩ ક. મુજબ મુકવામાં આવ્યો છે. અત્રે આ કલમો વાંચી મી૦ તિલકે તેની સમજણ આપી હતી. તેઓએ જણાવ્યું કે ૧૨૪ ક. કલમના પહેલા ભાગમાં જણાવવામાં આવ્યું છે કે આરોપીને ગુન્હેગાર ઠરાવવા માટે લખાણથી સરકાર સામે ઉશ્કેરણી અથવા ધિક્કાર ઊત્પન્ન થયો છે એવું પુરવાર કરવું જોઇએ છે. પણ ફરિયાદ પક્ષે તે બતાવવા માટે કંઇ પણ જુબાની રજુ કરી નથી.

### અનિશ્ચિત પ્રકારનો આરોપ.

આથી હું જણાવું છું કે મારી સામેનો આરોપ ઘણો અનિશ્ચિત પ્રકારનો છે તથા તે ખુલ્લો કરવામાં આવ્યો નથી. મારી સામે ખુલ્લી રીતે એવો આરોપ મુકવો હતો કે મેં લોકોમાં ઉશ્કેરણી કે ગુસ્સો ઉત્પન્ન કરવાની કોશીશ કરી હતી, પણ તેમ કરવામાં આવ્યું નથી. એ કલમના પાછળના ભાગમાં જણાવવામાં આવ્યું છે કે સરકારની સામે દુશ્મનાઈ ભરેલી લાગણી ઉશ્કેરવાની કોશીશ થયેલી ફીતુર પુરવાર કરવા માટે બતાવવી જોઇએ છે. પણ કાયદો એક કોશીશ કરવામાં આવેલી ત્યારેજ ગણે છે કે જયારે ઉશ્કેરણી ચલાવવા માટે કોશીશ કરનારે આગમચથી વિચાર રાખેલો પુરવાર કરવામાં આવે. જજ મી૦ બેટીએ આપેલા એક ચુકાદા મુજબ ફકત કોશીશજ બસ નથી, પણ તેમાં ફતેહ પણ મળવી જોઇએ છે અથવા તો વધારે સબળ સબબોસર ફતેહ મળવામાં અટકાવ નડયો છે એવું પુરવાર થવું જોઇએ છે. ફરિયાદ પક્ષે કાં તો ફીતુર ફેલાવવાની મારી કોશીશ ફતેહમંદ નીવડી હતી એવું બતાવવું હતું અથવા તો ઉશ્કેરણી ચલાવવાની મારી કોશીશમાં હું નિષ્ફળ થયો હતો તેનો સબબ મારા હાથ હેઠળ નહીં એવા મજબુત પાકટ સબબોનો હતો એવું દેખાડવું હતું. એક કામ કરવા માટેની ગોઠવણ કરવામાં આવી હોય અને તે અમલમાં મુકવા જતાં નિષ્ફળ જાય તો તે ખાલી કોશીશના વર્ગમાં આવે છે અને તે જો ફતેહમંદ થાય તો ગુન્હાના વર્ગમાં આવે છે.

### ગુન્હો કરવાની કોશીશ કયારે ગણાય?

ફકત એક ગુન્હો કરવા માટેની તૈયારી કરવામાં આવે અથવા ઇરાદો રાખવામાં આવે તે કંઇ કોશીશ કરવામાં આવેલી તરીકે કાયદો સ્વીકારતો નથી. ઇરાદો અથવા કરી રાખવામાં આવેલી તૈયારી અમલમાં મુકવાની કોશીશ કરવામાં આવે ત્યારેજ કાયદો તેને કોશીશ તરીકે સ્વીકારે છે. હું જો એક માણસ પછવાડે તલવાર લઇ દોડું તો તમો કહેશો કે મેં તેનું ખુન કરવાની કોશીશ કીધી છે, પણ કાયદો તે કોશીશ તરીકે સ્વીકારતો નથી. હું તેને મારી નાખવા માટે તે માણસ સામે તલવાર ઉંચકું તોજ મેં તે માણસની ખુન કરવાની કોશેશ કીધેલી કાયદો ગણે છે. મી૦ તિલકે અત્રે એવીજ રીતે આરોપીઓના દેખીતા ઇરાદાને કોશીશ તરીકે નહીં સ્વીકારી આરોપીઓને છોડી દેવામાં આવેલા હોવાના કેટલાક દાખલા ટાંકીબતાવ્યા હતા.

### એક લખાણ ફીતુરી કયારે પુરવાર થાય?

તે બાદ તેઓએ જણાવ્યું કે આ મુકરદમામાં પ્રગટ કરવામાં આવેલાં લખાણને ફીતુરની કોશેશ કરેલી બતાવવાની તજવીજ કરવામાં આવી છે પણ લખાણ ફકત ઇરાદો બતાવે છે; જો કે ઇરાદો પણ આસપાસના સંજોગોની મદદથી કાયદા મુજબ પુરવાર કરવો જોઇએ છે. ફકત લખાણ કરવા કે બોલવાથી લખાણ કરનાર કે બોલનારનો તેમ કરવાનો ઇરાદો ગણાતો હોય તો આ કોર્ટનો કલાર્ક ઑફ ધી ક્રાઉન પણ એવો ઇરાદો દર્શાવવા માટે ગુનેગાર ઠરે છે, કારણ કે જે લખાણ માટે મને અત્રે ઉભો કરવામાં આવ્યો છે. તે તેણે વાંચી બતાવ્યું છે. તેમજ જે વર્તમાન પત્રોએ મારૂં લખાણ ઉતારી લીધું છે તે બધાં ગુનેગાર ઠરે છે. એજ રીતે એક જણનું ફીતુરી લખાણ ફોનોગ્રાફ સાંચામાંથી બોલવામાં આવે છે તો ફોનોગ્રાફ સાંચાને તે માટે કોર્ટમાં ઘસડવો જોઇએ. આ મુજબ તમે જોશો કે ફકત એક લખાણ ઉપરથી એક લખાણ કરનારને ગુનેગાર ઠરાવી શકાય નહીં. હું એમ નથી કહેતો કે, લખાણ ખુદમાં ગુનો આવતો નથી, પણ તે રૂપીઆમાં એક આના જેટલો છે. લખાણ કરનારને ગુનેગાર ઠરાવવા માટે બીજી પંદર આના જેટલી જુબાની રજુ

કરવી જોઇએ છે. ફરિયાદ પક્ષ આરોપીના મગજમાં ગુનો કરવાનો ઇરાદો હતો એવું બતાવે નહીં ત્યાં સુધી એક લખાણુ કરનારને ગુનેગાર ઠરાવી શકાય નહીં. એક તકરારી લખાણુ ઉપરથી એક માણુસે ગુનો કરવાની કોશીશ કરેલી કહેવાય નહીં. એમ ધારો કે એક જણે એક આઉંસ જેટલું અફીણુ પોતા પાસે રાખ્યું હોય તો તેથી તમે એમ કહેશો કે તેનો ઇરાદો આપઘાત કરવાનોજ હતો, કારણુ કે એટલું અફીણુ ખાનાર મરી જાય છે. પોતાને અફીણુ ખાવાની આદત હોય તે માટે પણુ તે પોતા પાસે અફીણુ રાખે.

## બીનતકસીરવાર મનાતો આરોપી.

કાયદામાં તમને એવું માની લેવા જણાવ્યું છે કે તમારી સન્મુખ ઉભો કરવામાં આવેલો આરોપી તકસીરવાર છે એવું દાખલા દલીલોથી પુરવાર કરવાનું કામ ફરિયાદ પક્ષનું છે, પણુ આ ફરિયાદ પક્ષે શું કર્યું છે? તેણે ફકત "કેસરી" પત્રમાં આવેલાં લખાણોનો અંગ્રેજી તરજુમો તમારી સન્મુખ રજુ કર્યો છે તથા તેમાંના કેટલાક સખત ફકરા ટાંકી બતાવ્યા છે તથા તમને જણાવે છે કે એ લખાણુ ઉપરથી આરોપીને તમે ફીતુરી ઠરાવો. ક્યા સંજોગો વચ્ચે આ લખાણુ કરવામાં આવ્યું છે તે તમને જણાવવાની ફરિયાદ પક્ષે તદ્દન બેદરકારી બતાવી છે તથા એ સંજોગો જણાવવાનું મારા પોતાની ઊપર નાખ્યું છે; જો કે ૧૨૪ ક. કલમમાં એ બધા ખુલાસા કરવાની ફરજ ફરિયાદ પક્ષ ઉપર નાખવામાં આવી છે. ક્યા સંજોગો વચ્ચે ફીતુરી કહેવાતાં લખાણુ કરવામાં આવ્યાં હતાં તે ફરિયાદ પક્ષે જણાવ્યું નથી. ફરિયાદ પક્ષ જણાવવાને ભુલી ગયો છે કે હિંદમાં જે વેળા રાજદ્વારી બાબત ઉપર મજબુત તકરારો ચાલે છે, સખત ટીકાઓ કરવામાં આવે છે તે વેળા તેના જવાબ આપવા માટે આ લખાણુ કરવામાં આવ્યાં છે.

## છુટાપણું કે છકેલપણું?

તમને એટલું જોવાનું છે કે લખાણુમાં જે ટીકા કરવામાં આવી છે તે વાજબી છે કે નહીં. તથા પ્રમાણીકપણે કરવામાં આવી છે કે નહીં; ત મને કદાચ કહેવામાં આવશે કે હિંદનાં વર્તમાનપત્રોને છુટાપણું આપવામાં આવ્યું છે તેનો ગેરલાભ લઇ સખત ટીકા કરી છકેલપણું બતાવવામાં આવ્યું છે; પણ છુટાપણું કયું અને છકેલપણું કયું તે વચ્ચે કોઇ તફાવત બતાવતું નથી. ઇંગ્લંડની જ્યુરી સખત પણ વાજબી ટીકાઓ કરવામાં વર્તમાનપત્રોના છુટાપણાનો લાભ સમાય લો ગણી એવાં લખાણુને તદ્દન નીરપરાધી ઠરાવવાને ચુકતી નથી. ફીતુરને લગતા મુકરદમાઓમાં આપણુને વારંવાર જણાવવામાં આવે છે કે ફકત ફીતુરી લખાણુ ઉપરથીજ ફીતુરનો ઇરાદો રાખવામાં આવ્યો છે એવું ઠરાવવું, પણ મેં તમને જણાવ્યું તેમ, તેમ કરવું જોખમ ભરેલું છે. લૉર્ડ અરસ્કીને એક ઠેકાણે ટીકા કરી છે કે એક રાજા કે એક કૉનસ્ટેબલ પોતાની ફરજ ઓળંગી જઇ પોતાની સત્તા ઉપરાંતનું કંઇ પણુ કામ કરે તો તે માટે બંને એકસરખી રીતના ગુન્હેગાર ઠરે છે. આ વાકય ઉપરથી તમે કહેશો કે લૉર્ડ અરસ્કીન આવું લખાણુ કરવા માટે ફીતુરી ઠરે છે, કારણુ કે તેણે રાજા તથા કૉનસ્ટેબલને એક સરખી પાયરીએ ચઢાવ્યા છે. પણ કાયદો એ વાકય તદ્દન નીરપરાધી ગણે છે. મને ગેરલાભ એ છે કે મારો મુકરદમો તપાસવા માટે સાધારણુ જુરી રોકવામાં આવી નથી. એટલે કે જુરીના સભાસદો સામાન્ય લોકોમાંથી ચુંટવામાં આવ્યા નથી. આથી તમે ખાસ જુરીના સભાસદો લોકલાગણી બરાબર સમજો એવું નથી. જુરી આગળ ભાષણુ કરતી વખતે જુરીના સભાસદોને એવું કહેવાનો રીવાજ અલબત રીવાજ છે કે તમે ફકત ફીતુરી લખાણુ ઉપરજ નહીં પણ આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી ચુકાદો આપજો. તમારે આ વાત યાદ રાખવાની છે કે તમારી જુરી તરીકેની ફરજ એટલામાંજ આવી રહી નથી કે એક લખાણુ ફકત ફીતુરી છે એવું જોઇ તે માટે આરોપીને અમે ગુનેગાર ઠરાવીએ છીએ એવો તમારો ચુકાદો આપો. તમારી પહેલી ફરજ પહેલાં આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી

ચુકાદો આપવાની છે. હવે આસપાસના સંજોગો કેવી રીતના હોઈ શકે તેનો હું તમને દાખલો આપીશ. ધારો કે એક દેશમાં અસંતોષ ફેલાયો છે, તેના સંબંધમાં રિપોર્ટ કરવા માટે સરકાર એક શખસને નીમે છે, તે શખસ પોતાનો રિપોર્ટ મોકલી આપતાં અશાંતિ કયા સબબો વચ્ચે ઉઠવા પામી છે તથા તે શાંત પડવા માટે સરકારે શું કરવું જોઈએ છે તે વિષે ટીકા કરે તથા ચાલતા મામલાના સંબંધમાં સખ્ત નાપસંદગી બતાવે તો ફકત સખ્ત ભાષામાં નાપસંદગી બતાવવા માટે તે સખશને તમે શું ફીતુરી ગણશો ?

## દેશના સુધારાનો આધાર.

એજ રીતે મારાં લખાણમાં મેં દેશમાં હાલમાં જોવામાં આવતા મામલાના સંબંધમાં સખત નાપસંદગી બતાવી છે. અલબત આ મામલા સંબંધી ટીકા કરતી વખતે સરકારના કામ સામે નાપસંદગી બતાવવીજ પડે. એવી નાપસંદગી નહીં બતાવવા દેવામાં આવે તથા સરકારની ખામીઓ નહીં બતાવવામાં આવે તો દેશનો મામલો કેવી રીતે સુધરવા પામે ? ફકત એવું લખાણ કરવાથી કંઈ સરકારને ધિક્કારમાં લાવવાની કોશીશ કરેલી ગણાશે નહીં. કમનસીબે ૧૨૪ ક. કલમમાં જણાવવામાં આવ્યું છે કે નાપસંદગીની ટીકા એવી રીતે કરવી જોઈએ કે જેથી વાંચનારાના મગજમાં ધિક્કાર કે અસંતોષ ઉભો થાય નહીં. પણ નાપસંદગી બતાવ્યાથી કંઇપણ ખરાબ લાગણી ઉત્પન્ન થયા વગર રહે નહીં. એ તો દેખીતુંજ છે કે જેમ એક માણસ સામે આપણે કંઇ બોલતાં તેનો આપણી ઉપર ગુસ્સો થોડો કે ઘણો ઉત્પન્ન થયા વગર રહેતો નથી.

## મોટા અમલદારી વર્ગનો અમલ.

મોટા અમલદારી વર્ગના હાથમાં દેશનો વહીવટ આવી પડયો છે. તે અમલ કાઢી નાખવા કહેવું તે શું હીંદ ઉપરનો અંગ્રેજી અમલ કાઢી નાખવાનું કહેવા બરાબર છે? હું જાણું છું કે મોટા અમલદારો તેમજ કહેશે, પણ તેઓનો અમલ કાઢી નાખીને તેની જગ્યાએ લોકોના વિચાર વધારે સારી રીતે રજુ કરનારો અમલ દાખલ કર્યાથી અંગ્રેજી અમલ તોડી નાખવાની કોશીશ કેવી રીતે ગણાશે? અલબત, હું જાણું છું કે તમો જુરીના ગૃહસ્થો એ બાબતમાં મારી સાથે મળતા થશો નહીં; પણ મતફેર તો હોય, તેથી શું આપણા વિચારો જાહેર નહીં કરીએ? એવી રીતે વિચારો જાહેર કર્યા વગર દેશમાં સુધારા કેવી રીતે દાખલ થઇ શકે? નામદાર જજ મી૦ બેટીએ પોતાના એક ચુકાદામાં ખુલ્લી રીતે જણાવ્યું છે કે, જે આકારમાં હાલનું રાજબંધારણ રચવામાં આવ્યું છે તે કાઢી નાખી રાજબંધારણ જુદું બનાવવું જોઇએ છે, એવું કહેનાર કંઇ સરકારનો દુશ્મન ઠરતો નથી. ધારો કે ઇંગ્લંડમાં એક જણ લખે કે, ચોક્કસ અંકુશ સાથેના રાજાના વડપણ હેઠળ પણ એક રાજબંધારણ રાખવું જોઈતું નથી, તો ફકત એટલું લખવા માટે તે લખનાર કંઈ ફીતુરી ઠરતો નથી. એક પ્રખ્યાત રાજદ્વારીએ જણાવ્યું છે કે, એમ કહેવું કોઇ પણ રીતે ફીતુરી નથી. ફકત એકલા લખાણ ઉપરથીજ એક માણસના ઇરાદાનું તમારે અનુમાન કરવું જોઇતું નથી,, ખાસ કરીને હાલના જેવા મુકરદમામાં કે જ્યાં તમને મરાઠા કોમની લાગણીનો ખ્યાલ નથી ત્યાં એકદમ તમારે અનુમાન ખેંચવું જોઈતું નથી કે ચોક્કસ, પ્રકારના સખત લખાણથી મરાઠા કોમમાં સરકાર સામે ધિક્કારની લાગણી ઉત્પન્ન થવી જોઈએ. લખાણ કેવા વખત તથા સંજોગો વચ્ચે કરવામાં આવ્યું છે, તે ઉપર ધ્યાન આપવું જોઇએ છે. જે લોકો માટે લખાણ લખવામાં આવ્યું છે, તેઓની મગજની સ્થીતિ કેવી છે તે વિષે ફરીયાદ પક્ષ તરફથી તમને કંઇ પણ જણાવવામાં આવ્યું નથી. હિંદ એકજ પ્રાંતનો બનેલો દેશ નથી. મરાઠી લખાણ એકલા મરાઠા લોકો વાંચશે તથા તે લોકો ઉપર તેની અસર થશે. તે અસર કેવી થશે તેને લગતી કંઇ વિગતો તમારી સમક્ષ મુકવામાં આવી નથી. આથી તમે જણાવી શકશો કે અમારી હજુર કંઇ વિગતો મુકવામાં આવી નથી, જેથી અમે આરોપીને ગુનેગાર ઠરાવી શકતા નથી.

## પરિણામ ખમવાની તૈયારી.

હવે ૧૫૩ ક. કલમ ઉપર હું આવીશ. તેમાં

ખુલ્લું જણાવવામાં આવ્યું છે કે ફક્ત ઇરાદો નહિ પણ શત્રુવટ ભરેલો ઇરાદો એક લખાણ ફીતુરી પુરવાર કરવા માટે બતાવવો જોઇએ છે. ફક્ત ચોક્કસ શબ્દો અથવા લખાણ સખત ભાષામાં લખ્યાં હોય તે ઉપરથીજ જે શત્રુવટ ભરેલો ઇરાદો લખનાર રાખે છે એવું પુરવાર થઇ શકતું હોય તો તેટલું કોઇપણ સેહેલથી કહી શકે. ફક્ત સખત લખાણજ ફીતુરી લખાણ ગણાતું હોય તો કોઇ પણ જજ ફક્ત લખાણ સખત છે એવું જરૂર જણાય તો એક શબ્દકોષનો ઉપયોગ કરી પોતાની ખાત્રી કરી લઈ ચુકાદો આપી શકે. પણ જજને મદદ કરવા માટે જુરી આપવામાં આવે છે જેની મતલબ એ છે કે સાધારણ લોકોમાંના કોઇ પણ નવ સખસ લખાણ સંબંધમાં કેવી લાગણી ધરાવે છે તે જાણી શકે. આથી તમારે આસપાસના સંજોગો જોઈ લોકોમાં શત્રુવટ ભરેલી લાગણી ઉશ્કેરાય એવું છે કે કેમ તે જોયા પછીજ ચુકાદો આપવાનો છે. તમે વખતે મારા વિચારો સાથે મળતા થઈ શકશો નહીં, હું જાણું છું કે જુદી જુદી કોમો જુદા જુદા વિચારો ધરાવે છે, પણ મારી કોમ શું વિચારો ધરાવે છે તે જાહેર કરવાની એક જાહેર લેખક તરીકેની મારી ફરજ બજાવવાની હતી અને તે મેં બજાવી છે. તેમ કરવામાં તમારે એ વિચારવાનું છે કે મારી ધારણા જાહેર પ્રજાના લાભ સંભાળવાની હતી કે ફકત સરકાર સામે લોકલાગણી ઉશ્કેરવાની હતી. હું કંઇ અત્રે તમારી પાસે દયા માગવા ઉભો નથી. હું જાણું છું કે હું કંઇ તમારો માનીતો નથી. હું મારાં લખાણનાં પરિણામ ભોગવવાને સારી રીતે તૈયાર છું. હું એટલુંજ કહેવા માગું છું કે બધા સંજોગો ધ્યાનમાં લઇ તમે તમને જે વાજબી લાગે તે ચુકાદો આપો. મેં મારા પત્રમાંનાં લખાણ ફકત ન્યાયના આધાર ઉપર કર્યાં છે. આ બાબત ફકત એકજ અને તે ન્યાયના આધારથી જોવાની છે. તમે જો મારી સ્થિતિમાં હોત તથા આસપાસના ચોકકસ સંજોગો ઉભા થયલા જોઈ તમે તમારી કોમના લાભ તપાસવા માટે લખાણ કર્યું હોત તો તમે લખાણ કેવી રીતે કરત તથા ઇરાદો કેવો રાખ્યો હોત તે ઉપર તમે વિચાર દોડાવજો. તમને જો લાગે કે મારો ઇરાદો તદ્દન પ્રમાણિક હતો તો મને બીનગુનેગાર ઠરાવો. અત્રે રજુ કરવામાં આવેલા તરજુમાના સંબંધમાં હું જણાવીશ કે મને આરો પીને તેથી અન્યાય થાય છે. હું એમ નથી કહેતો કે તરજુમો કરનારાઓનો ઇરાદો ખરાબ હતો, પણ તેનું પરિણામ તો મને અન્યાય થવામાં આવ્યું છે. દાખલા તરીકે કીલીંગ એટલે ખાલી મારી નાખવું તેનો અર્થ ખુન કરવું એવો કરવામાં આવ્યો છે. એક જણ પોતાના બચાવમાં બીજાને મારી નાખે તો શું તેને તમે ખુની કહેશો? ફકત પોતાના વિચારો પ્રમાણિકપણે છુટથી દર્શાવવા માટે એક લેખકને ગર્દન મારો તો વર્તમાનપત્રોનું છુટાપણું ક્યાં રહ્યું?

અત્રે સાડાપાંચ વાગી ગયાથી કોર્ટ ઉઠી હતી.

---

### ચોથો દિવસ (તા૦ ૧૬–૭–૮)

### છાપાના છુટાપણાનો સવાલ–મુઝફ્ફરપુરના બનાવ ઉપર ટીકા–મોટા અમલદારોની આપખુદી.

### મુકરદમો અર્ધોજ દિવસ સાંભળવાની ગોઠવણ.

### કાગળો પાછા મેળવવાની અરજ.

પોતાનું અધરૂં ભાષણ આગળ ચલાવતાં પહેલાં મી૦ તિલકે જણાવ્યું કે મારા જપ્ત કરેલા કાગળો જેમાં હિસાબની ચોપડીઓ વગેરે છે તે મને પાછા સ્વાધીન કરવા, કારણ કે તેના વગર મારૂં કામકાજ ચાલુ રાખવાની લાગતાવળગતાઓને બહુ અડચણ પડે છે. મી૦ બ્રાન્સને તેની સામા વાંધો નહીં લેવાથી કોર્ટે આ અરજ બહાલ રાખી હતી.

### મી૦ તિલકનું ભાષણ–ચેરલાભ.

મી૦ તિલકે તે બાદ પોતાનું ભાષણ ચલાવતાં જણાવ્યું કે, મારા ભાષણ પહેલાં મી૦ બ્રાન્સને ભાષણ કર્યું હોત તો ફરિયાદ પક્ષ તરફથી કયા વાંધા લેવામાં આવે છે તે હું

જાણી શકત, અને તેના જવાબ વાળવાનું મારા થી બની શકત, પણ મને પહેલું ભાષણ કરવાનું હોવાથી કયા વાંધા ઉભા કરવામાં આવશે તેની માત્ર અટકળ કરી મને તેના જવાબ આપવા પડશે એ એક મને ગેરલાભ છે.

## ગુન્હો થયલો કયારે કહેવાય?

મેં ગઇ કાલે જણાવ્યું તેમ એક શખ્સે ગુન્હો કરવાની કોશીશ કરેલી કાયદો ત્યારેજ સ્વીકારે છે કે જયારે એક ગુન્હો કરવા માટે આગમચથી વિચાર કરી રાખવામાં આવ્યો હોય. કોશીશ કરેલી એક માણસે કાયદા મુજબ ત્યારે જ ગણાય કે જયારે તેણે એક ગુન્હો કરવા માટે આગમચથી ઇરાદો રાખ્યો હોય તથા છેવટે કોઇ મતલબ પાર પાડવાની તેની ધારણા હોય. ફીતુરી મુકરદમામાં એટલુંજ કહેવું બસ નથી કે ફીતુરી લખાણથી લોકોનાં મગજ ઉશ્કેરાયલાં હોવાં જોઇએ, પણ એવી ઉશ્કેરણી ચાલી હતી એવું પુરવાર કરવું જોઇએ છે. ૧૨૪ ક. કલમના બીજા ભાગ મુજબ એવી રીતે ફરિયાદ પક્ષે પુરવાર કરવું જોઇતું હતું. ૧૨૪ ક. કલમના પેહેલા ભાગ મુજબ પણ મારી ઉપર કામ ચલાવવામાં આવ્યું છે, જો કે પેહેલો ભાગ મારા મુકરદમાને બીલકુલ લાગુ પડતો નથી. આરોપમાં બે ચીજો મુકવામાં આવી છે; એક એ કે લોકોને ઉશ્કેરવામાં આવ્યાં છે તથા બીજી એ કે પેહેલો આરોપ જો નિષ્ફળ જાય તો લોકોને ઉશ્કેરવાની કોશીશ કરવામાં આવી છે. પણ કાયદા મુજબ કોશીશ કરેલી ત્યારેજ ગણાય કે જયારે એક ગુન્હો કરવાનો પેહેલેથી ઇરાદો રાખવામાં આવ્યો હોય તથા તે કોશીશ કંઇ હેતુથી કરવામાં આવી હોય. દાખલા તરીકે હું હાઇકોર્ટમાંથી બોરીબંદરના સ્ટેશન ઉપર જવાની કોશીશ કરું તો તે કરવાનો સબબ પુને જવાનો ગણાશે. કેટલાક મુકરદમાઓમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે એક માણસને ગુન્હેગાર કરવા માટે તેણે કરેલી કોશીશ છેક છેવટની હદ સુધી લઈ જવામાં આવેલી બતાવવાની જરૂર નથી. તેવા મુકરદમા વખતે મારી સામે ટાંકી બતાવવામાં આવશે જેથી હું તેનો જવાબ આપીશ. એક શખ્સને મારી નાખવાની કોશીશ કરવાના એક મુકરદમામાં ફરિયાદીથી આરોપી ચાર કદમ દુર હતો તેટલામાં આરોપીએ પોતાના હાથમાંથી કોદાળી ઉંચકી હતી પણ તેટલામાં કોઇએ તે છીનવી લીધી હતી. આ ઉપરથી આ આરોપીને ખુનના વાંકમાંથી એવું જણાવીને નિર્દોષ ઠરાવવામાં આવ્યો હતો કે એમ કેમ કહી શકાય કે ચાર કદમ દોડયા પછી ફરીયાદીને મારી નાખવાનો ઇરાદો તે ફેરવત નહીં.

મી૦ બાન્સન—આ મુકરદમામાં જજના પોતાના બોલો શું છે?

મી૦ તિલક—તે કંઇ અત્રે આપ્યા નથી.

## લખાણમાં મારો હેતુ શું હતો?

મી૦ તિલકે આગળ ચલાવતાં જણાવ્યું કે બે જાતની કોશીશ હિંદી ફોજદારી કાયદાએ સ્વીકારી છે. એક પુરેપુરી તથા બીજી કંઇક ઓછી. ખુનના મુકરદમામાં કોશીશ પુરેપુરી કે મધ્યમ બંને એકસરખી ગણાય છે. ખુન કરવું અથવા ખુન કરવાની કોશીશ પુરેપુરી કરવામાં આવવી જોઇએ. આથી ફરિયાદ પક્ષ જણાવવાને બંધાયલો છે કે ફીતુર ઉશ્કેરવાની કોશીશ એટલા સબબે કરવામાં આવેલી ગણાશે કે ચોકકસ સબળ કારણો વચ્ચે આવવાથી મારી કોશીશ નિષ્ફળ ગઈ હતી. હું જણાવી ચુકયો છું કે લખાણ કરવામાં મારો હેતુ લોકોને ઉશ્કેરવાનો હતોજ નહીં. ૧૨૪ ક. કલમ મુજબ મારા તરફથી કરવામાં આવેલી કોશીશ છેક છેલ્લી હદ સુધી લઈ જવામાં આવેલી પુરવાર કરવી જોઇએ છે. ૫૧૧ મી કલમ મુજબ મારી ઉપર આરોપ મુકવામાં આવ્યો હોત તો તે વાત જુદી હતી, ત્યાં પુરેપુરી નહીં પણ અરધી પણ કોશીશ કરવા માટે મને તકસીરવાર ઠરાવી શકાત. આવી તકે જો તમે જુઓ કે મેં ફીતુરની પુરેપુરી કોશીશ કરી નથી તો તમે મને બીન તકસીરવાર ઠરા

વી સકશો. એવી તકરાર લેવામાં આવી છે કે એક માણસનો ઇરાદોજ ધ્યાનમાં લેવાનો નથી-પણ તેનું પરિણામ શું આવે છે તે પણ જોવાનું છે. એક ચોરે ચોરી કરી તો તેને ચોરી માટે સજા કરવાની રહે છે, પછી ચોરી કરવાની તેની મતલબ ગમે તે હોય. તકરારી લખાણ કરવાનો ઇરાદો શું હતો કે છેવટની નેમ શું હતી તેમાંની એકજ બાબત ધ્યાનમાં લેવા હું તમને નથી કહેતો, પણ બનેને સાથે ધ્યાનમાં લેવા કહું છું. કેટલીક કોશીશો એવી છે કે જે કરવામાં આવે અને તેમાં નિષ્ફળતા મળે તો કાયદો સજા કરે છે, પણ તે પુરેપુરી અમલમાં મુકી ગુન્હો કરનારને કાયદો હાથ લગાડી શકતો નથી. એવો ગુન્હો આપઘાતનો છે. એક જણ આપઘાત કરવાની કોશીશ કરે તે નિષ્ફળ નીવડે તો કાયદો આપઘાત કરવા માટે તેને સજા કરે છે, એક માણસ આપઘાત કરી મુડદું બનતાં કાયદો તેને હાથ લગાડી શકતો નથી, પણ મારે તે બાબત ઉપર બોલવું નથી.

## કોશીશ કોને કહેવી?

'ભાલા'ના રાજદ્રોહી મુકરદમામાં મી૦ જસ્ટીસ બેટીએ કોશીસ કોને કહેવી તેનું વર્ણન આપ્યું છે અને તેવુંજ વર્ણન આ કોર્ટના માનવંત વડા જજ સર લોરેન્સ જેન્કીન્સે પણ આપ્યું છે. અને તેમાં તેમણે જણાવ્યું છે કે, કોશીસમાં આગળથી મનમાં ચોક્કસ વિચાર ધરાવવાનો સમાવેશ થાય છે. કોશીસનો તેવો અર્થ હું કંઇ મારા પોતાના લાભ માટે ખેંચી તાણીને કરતો નથી, પણ તે અર્થ આ દેશના કાયદાથી કરવામાં આવેલો છે. અને જ્યાં સુધી ૧૨૪ એ. કલમમાં કોશીસ સબ્દ રહેશે ત્યાંસુધી તેનો અર્થ જુરીએ ઉપર મુજબનોજ સમજવાની અને લખવાની જરૂર છે. કાયદો જુદી ચીજ છે.અને કાયદો અમલમાં મુકવો એ જુદું છે. કાયદો અમલમાં મુકવાનું જુરીનું કામ છે. કહે છે કે, જજોએ કાયદા બનાવ્યા છે; હું કહું છું કે જુરીએ કાયદા બનાવેલા છે અને ચોક્કસ જજે ચોક્કસ ફરમાન કરવા છતાં પણ તેના કહેવા પ્રમાણે જુરીએ ચાલવા ના પાડી છે. છાપાના છુટાપણાનો કિલ્લો જુરી છે. અને કાયદાની સખતાઇ તપાસી કાયદો કેવી રીતે અમલમાં મેલવો એ જુરીનો હક છે. ૧૭૯૮ માં જુરી અને કાયદાશાસ્ત્રીઓ વચ્ચે હકને લગતી ઝુંબેસ ચાલી હતી. અને એક તરફથી જુરી અને બીજી તરફથી ધારાશાસ્ત્રીઓના ઝગડામાં જુરીએ પોતાનો હક કેવો છે તે બતાવવાની કોશીશ કરી હતી. ઈંગ્લંડનો જુનો કાયદો એવો હતો કે લખનારનો ઇરાદો શું હતો તે બતાવવાનું કામ જજનું હતું. તે વખતમાં જ્યારે જજ અને જુરી વચ્ચેના હકની લડાઇ ચાલતી હતી, તે વખત ઘણો બારીક હતો. અને દેશમાં લોક ઉશ્કેરાયલા હતા. ૧૭૯૨ માં ફ્રાન્સનું પ્રજાસત્તાક રાજ્ય થયું હતું. અને તેવોજ વખત હાલમાં હિંદુસ્તાનમાં ચાલે છે. હવે સરકારનો વિચાર એવો છે કે, લોકલાગણી ઉશ્કેરનારાઓને દાબી દેવા અને તેમને કાળેપાણીએ મોકલી દેવા. જેમ હાલ રાજદ્રોહી લખાણો માટે સંખ્યાબંધ મુકરદમાઓ સરકાર ચલાવે છે તેમજ આગળ ૧૭૯૨ માં પણ તેવાજ રાજદ્રોહને લગતા મુકરદમાઓ સરકારે લોકો સામે માંડયા હતા.

## જજ તથા જુરી વચ્ચેની લડત.

તે વખતે એક ચોપાનીયું પ્રગટ કરવામાં આવ્યું હતું, જેમાં એક ગૃહસ્થ તથા ખેડુત વચ્ચે થયલી વાતચીતના આકારમાં ઈંગ્લંડની પાર્લામેંટમાં સુધારા કરવાની કેટલી જરૂર હતી તે દર્શાવવામાં આવી હતી. આ ચોપાનીયું લખનાર સામે જજ તથા જુરી સન્મુખ કામ ચલાવવામાં આવતાં જજે જણાવ્યું હતું કે ચોપાનીયું ફીતુરી છે કે નહીં તે નક્કી કરવાનું કામ મારૂં પોતાનું છે. આ ચોપાનીયું સરકાર સામે સઙ્ગુવટ ભરેલું હું ઠરાવું છું, જેથી જુરીએ આરોપીને તકસીરવાર ઠરાવવો. પણ આરોપીના ધારાના હિમાયતીએ તકરાર લીધી કે ફીતુર કંઈ કાયદાનો સવાલ નહી પણ બનેલા સંજોગોને લગતો સવાલ છે, જે ઉપર

વિચાર કરવાનું કામ જુરીનું છે. તેણે જુરીને આરોપીને બીનગુન્હેગાર ઠરાવવાને જણાવ્યું હતું. હવે જુરી શું કરી શકે? તેને જજે આરોપીને તકસીર ઠરાવવાને જણાવેલું હોવાથી જુરીએ આ રોપીને ફક્ત ચોપાનીયું પ્રગટ કરવા માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો; પણ ફીતુરી ચોપાનીયું પ્રગટ કરવા માટે ગુન્હેગાર ઠરાવવા માટે જજે પાછળથી મજબુત આગ્રહ કરવા છતાં ના પાડી હતી. જુરીએ મજબુતીથી જણાવ્યું હતું કે એક ચોપાનીયું પ્રગટ કરવાનું કાયદો ગુના ભરેલું ગણતો હોય તો આરોપીને ગુનેગાર ઠરાવો, જજે તેટલું છતાં આરોપીને ગુનેગાર ઠરાવ્યો હતો. આ ઉપરથી આરોપીના ધારાના હિમાયતીએ બીજા જજ સન્મુખ એ મુકરદમો લઇ જવા માગ્યો હતો. ત્યાં લઇ જવામાં આવતાં પણ જો કે આરોપીને કરવામાં આવેલી સજા બહાલ રાખવામાં આવી હતી, તે છતાં એ બાબત ઉપર પાર્લામેન્ટનું ધ્યાન ખેંચાયું હતું; જેણે ૧૭૯૨ વાળો કાયદો પસાર કર્યો હતો, જે કાયદામાં આરોપીને એવી બાબતમાં ગુન્હેગાર ઠરાવવાની મુનસફી જજ ઉપર નહીં પણ જુરી ઉપર છોડવામાં આવી છે. ઉપલા મુકરદમામાં આરોપીના ધારાના હિમાયતીએ વાજબી રીતે તકરાર લીધી હતી કે ચોરી ખુન વગેરેના મુકરદમાની તપાસ ચલાવવા માટે જુરી નીમવામાં આવે કે નહીં તે વાત નજીવી છે, પણ જ્યાં રાજકર્ત્તા તથા પ્રજા અથડામણમાં આવે ત્યાં આરોપીની તપાસ જુરી મારફતે ચલાવાની પહેલી અગત્ય છે. તેની આ તકરાર હાલમાં પુરેપુરી સ્વીકારવામાં આવે છે અને કાયદામાં એવા મુકરદમાઓમાં જુરીની મદદ લેવાની ગોઠવણ રાખવામાં આવી છે તથા જુરીને માથે એ બાબતમાં ચુકાદો કાયદાની નજરે નહીં પણ આસપાસના સંજોગો ધ્યાનમાં લઇ આપવાની ફરજ નાખવામાં આવી છે. સને ૧૭૯૨ નો કાયદો જુરીને મોટી સત્તા આપનારો છે. ઇંગ્લંડમાં હાલમાં જજ જુરીને મુકરદમાની કેફીયત સમજાવતાં આરોપી ગુન્હેગાર ગણાવો જોઇએ કે કેમ તથા એક કામ કરવામાં તેનો ઇરાદો ગુન્હા ભરેલો હતો કે કેમ તે ફક્ત જણાવતો નથી, પણ તેનો ચુકાદો કરવાની સત્તા જુરીને છે એવું ગણી એ બાબત ઉપર પોતાના વિચાર આપવાથી અલગ રહે છે. તે ફક્ત મુકરદમામાં રજુ કરવામાં આવેલી કયી જુબાની મુકરદમા સાથે બંધબેસ્તી છે તે ઉપર જુરીનું ધ્યાન ખેંચી તે ઉપરથી અનુમાન ખેંચી ચુકાદો આપવાનું જુરીની પોતાની ઉપર છોડે છે. જો લોકમાંથી લેવામાં આવેલા ગમે તે નવ જણની બનેલી જુરી તકરારી લખાણ કરવામાં મારી ધારણા ગુન્હા ભરેલી એક મતે ઠરાવે તો મારે તે ચુકાદો માન્ય રાખવો જોઇએ છે તથા તે સામે મારાથી એક બોલ પણ બોલી શકાય નહીં. સારે નસીબે હિંદમાં પણ ઇંગ્લંડ જેવોજ કાયદો છે. મારો મુકરદમો અહીંયાં મુંબઈમાં લાવવામાં આવ્યો છે તે જોઈ હું ખુશી છું, કારણ કે અહીંયાં મારા મુકરદમાની જુરી મારફતે તપાસ ચલાવવામાં આવે છે અને બીજાં મથકોની માફક જીલ્લા મૅજીસ્ટ્રેટ મારફતે ચલાવવામાં આવતી નથી.

### છાપાના છુટાપણાનો સવાલ.

ઇંગ્લંડમાં સને ૧૭૯૨ નો કાયદો પસાર કરવામાં આવ્યા પછી ચલાવવામાં આવેલા એક ફીતુરના મુકરદમામાં જૉન રીડ નામના એક લેખક સામે કામ ચલાવવામાં આવ્યું હતું. આરોપી પાર્લામેંટના અંકુશવાળું રાજ્ય પસંદ કરતો હતો નહીં. તે આગળના જેવો રાજા હેઠળનો આપખુદ અમલ સ્થપાયલો જોવા ઇચ્છતો હતો. જુરીએ આ બાબતમાં એવો ચુકાદો આપ્યો હતો કે જો કે અમે ચોપાનીયામાં દર્શાવેલા વિચારો સાથે મળતા નથી, પણ તે છતાં એ ચોપાનીયું ગ્રંથકાર પ્રમાણિકપણે જે સુધારા થયેલા જોવા ઇચ્છતો હતો તે દર્શાવવા માટે બહાર પાડેલું હોવાથી તથા તેનો હેતુ પ્રમાણિક હોવાથી અમે આરોપીને બીન તકસીરવાર ઠરાવીએ છીએ. આ મુજબજ તમે મારું લખાણ સુધારા કરવાની રૂડી નેમ રાખી કરવામાં આવ્યું હતું કે કેમ તે વાત ધ્યાનમાં રાખી તમારો ચુકાદો આપજો. તમે મારા કરતાં જુદોજ અ

અભિપ્રાય વખતે ધરાવતા હશે, પણ તમારે જોવાનું એ છે કે તે અભિપ્રાય દર્શાવવામાં મારો હેતુ પ્રમાણિક છે કે કેમ. તમે મારા વિચારો દર્શાવવા માટે મને તકસીરવાર ઠરાવશો તો તેથી તમે જેમ મારા વિચાર દર્શાવવાનું છુટાપણું છીનવી લેશો તેમજ તમે પણ તમારા વિચારો દર્શાવવાનું છુટાપણું ગુમાવશો; કારણ કે તમારા ચુકાદાનો અર્થ એજ થશે કે એક શખસ પોતાના વિચારો છુટથી દર્શાવી શકે નહીં. ઇંગ્લંડમાં ૧૭૯૨નો કાયદો પસાર કર્યા પછી એક ફીતુરને લગતા મુકરદમામાં આરોપીએ એક મેળાવડા સન્મુખ ખુલ્લી રીતે દેશમાં કેટલાક સુધારા કરવાની જરૂર જાહેર કરી હતી તથા જણાવ્યું હતું કે જો જરૂર જણાય તો મારી ખાત્રી છે કે આ મેળાવડામાં બીરાજેલા એકેએક જણ એવા સુધારા મેળવવા માટે પોતાના લોહીનું દરેક ટીપું રેડવાને તૈયાર થશે. તે છતાં આ વાકય લોકોને માટે હકો મેળવવાની પ્રમાણિક નિષ્ટાથી બોલવામાં આવ્યું હતું એવું ગણી જુરીએ આરોપીને બીન તકસીરવાર ઠરાવ્યો હતો. વર્તમાનપત્રનું છુટાપણું તથા છકેલપણું શું કહેવાય તેના સંબંધમાં ફરિયાદ પક્ષના ધારાના હિમાયતીએ તમારી હજુર એક જજે જુરી સન્મુખ ભાષણ કરતાં જે વિચારો દર્શાવ્યા હતા તે કહી સંભળાવ્યા છે, પણ છકેલપણું નક્કી કરવાનું કામ જજનું નહીં પણ જુરીનું છે. મારૂં લખાણ વર્તમાનપત્રના છુટાપણા કે છકેલપણાના વર્ગમાં આવે છે, તે બધા સંજોગો જોઈ તમારે નક્કી કરવાનું છે. ઇંગ્લંડની માફક અત્રેની કોર્ટોમાં પણ અનુમાન શું ખેંચવું તે નક્કી કરવાનું જજ જુરી ઉપરજ છોડે છે. એક શખસ કોઈ પણ લખાણમાં શાંત તથા સુલેહ ભરેલી રીતે રાજ્યબંધારણમાં ફેરફાર કરવાની જરૂર દર્શાવે તેની વચ્ચે આવવું તે લોકોના છુટાપણા ઉપર તરાપ મારવા જેવું છે. અંગ્રેજી કેળવણીએ આ દેશમાં પગપેસારો કર્યો છે તેને પરિણામે આપણે અંગ્રેજી પ્રજાની નકલ કરીએ છીએ, પણ અત્રે સત્તાવાળાઓ તરફથી જણાવવામાં આવે છે કે ઇંગ્લંડના જેવું છુટાપણું હિંદમાં આપી શકાય નહીં.

## આપખુદ અમલ સામે લડત.

હાલમાં હિંદમાં આપણે મોટા અમલદારી વર્ગની આપખુદ સત્તા સામે લડત ચલાવીએ છીએ, જે લડત ચલાવવામાં મેં તમને ૧૭૪૨ માં ઇંગ્લંડમાં લખાણો કરી લડત ચલાવનારાઓના જે દાખલા આપ્યા છે તેમાં તેઓને ત્યાંની જુરીએ બીનગુન્હેગાર ઠરાવી જે ટેકો આપ્યો હતો તેવોજ ટેકો તમો જુરીના ગૃહસ્થોએ હિંદમાં લખાણ કરનારાઓને આપવો જોઇએ છે. છાપાના છુટાપણાને જાળવવા માટે તમો જુરીના ગૃહસ્થોના ટેકાની પહેલી જરૂર છે. તમે જુરીના ગૃહસ્થો વર્તમાનપત્રોના રક્ષણ કર્તાઓ છો. વર્તમાનપત્રો સત્તાવાળાઓના આપખુદ અમલ સામે લડત ચલાવે છે, જેમાં તમારી નહીં તો બીજા કોની મદદની વકી રાખી શકાય? તમને જો લાગે કે એક લખાણ નીરપરાધી છે એવું ઠરાવી શકાય તો તે તુરત નીરપરાધી તરીકે ઠરાવવામાં તમારી ફરજ છે. જો હિંદ ઉપર તદ્દન આપખુદ અમલ ચલાવવામાં આવેલો જોવા માગતા હો તો તમે વર્તમાનપત્રોનું છુટાપણું કચડી નાખો; પણ હિંદ ઉપર જ્યારે જે પ્રજાએ વર્તમાનપત્રોનું છુટાપણું મેળવવા માટે મોટા ભોગો આપ્યા છે તે પ્રજાનો અમલ છે, ત્યારે તમારી ફરજ છે કે અત્રે મોટા અમલદારી વર્ગનો આપખુદ અમલ તોડવા માટે વર્તમાનપત્રો તરફથી ચલાવવામાં આવતી લડતને ટેકો આપવો. હું અત્રે તમારી દયા મેળવવા માટે આવ્યો નથી, પણ પ્રજાના હકો માટે લડત ચલાવવા આવ્યો છું. તમારા અને મારા વિચાર એ બાબતમાં જુદા પડશે પણ તમારે જોવાનું એટલુંજ છે કે લડત ચલાવવામાં મારો હેતુ પ્રમાણિક છે કે કેમ. હવે હું એક અમેરિકન કાયદો તમારા આગળ ટાંકી બતાવીશ. ત્યાં પણ આપખુદ અમલ તથા પ્રજા વચ્ચે મોટી લડત ચાલતી હતી, હું સને ૧૭૩૫ ની વાત કરૂં છું, જે વેળા અમેરિકા ઉપર અંગ્રેજી અમલ ચાલતો હતો. હિંદમાં હાલમાં મોટા અમલદારીવર્ગ તરફથી જેવો આપખુદ અમલ ચલાવવામાં આવે છે તેવોજ

આપખુદ અમલ ત્યાં ચલાવવામાં આવતો હતો. આ મુકરદમામાં સને ૧૭૩૪માં અંગ્રેજ ગવર્નર હતો, તે આપખુદીથી અમલ ચલાવતો હતો. ન્યુ યોર્કનાં વર્તમાનપત્રોએ તે અમલ ઉપર સખ્ત ટીકાઓ કરી હતી. નવેંબર માસમાં એક લેખકને ફીતુરી લખાણ કરવા માટે પકડી તુરંગમાં નાખવામાં આવ્યો હતો. તેને લખવાની ચીજો કંઇ હાથ ધરવા દેવામાં આવી હતી નહીં. સારે નસીબે મારા સંબંધમાં તેમ કરવામાં આવ્યું નથી, તેણે પોતાના મદદનીશને પોતાના ઓરડાના બારણા માંથી પોતાના વિચારો જણાવી પોતાના પત્રનું અધિપતિપણું ચલાવવાનું ચાલુ રાખ્યું હતું. આ લેખક સામે એવો આરોપ મુકવામાં આવ્યો હતો કે તેણે સરકાર ઉપર આડકત્રા આરોપો તથા તેની સામે શકમંદ ઇસારા કર્યા હતા. સરકારે પોતા માટે બધા હુશીઆર ધારાના હિમાયતીઓને રોકી રાખ્યા હતા, પણ સારે નસીબે એંસી વરસની ઉમ્મરનો હેમીલ્ટન નામનો ધારાનો હિમાયતી પ્રજાના છુટાપણાને ખાતર આરોપી તરફથી હાજર થયો હતો. તેણે તકરારી લખાણ આરોપીએ લખ્યું હતું એવું કબુલ કર્યું હતું. આ ઉપરથી જજે કહ્યું કે આરોપી તકસીરવાર ઠરે છે, કારણ કે ફીતુરી લખાણ તેણે લખ્યું છે એટલુંજ જોવાનું રહ્યું હતું. પણ હેમીલ્ટને જણાવ્યું કે લખાણ ફીતુરી છે એવું પહેલે પુરવાર કરવું જોઇએ છે. ફરિયાદ પક્ષે લખાણ એટલા સબબ માટે ફીતુરી ગણ્યું હતું કે તે લખાણમાં અંગ્રેજી ગવર્નર સામે હુમલો કરવામાં આવ્યો હતો; જે ઇંગ્લંડનો પ્રતિનિધિ હોવાથી રાજકર્ત્તા સામે ધિક્કાર બતાવવા જેવું લખાણ હતું. અત્રે હિંદમાં પણ એમજ દરેક પોલીસનો માણસ પોતાને રાજકર્ત્તાના પ્રતિનિધિમાં ખપાવે છે. આ બાબતમાં જજે જુરીને કહ્યું હતું કે લખાણ કરવાનો ઇરાદો રાજઅમલમાં સુધારો કરવાનો કે બીજો કંઈ હતો તે ધ્યાનમાં નહીં લેતાં ફક્ત લખાણ ફીતુરી છે કે કેમ તે ઉપરજ ધ્યાન આપવું. પણ જુરીએ કશાની પરવા નહીં કરતાં આરોપીને બીન તકસીરવાર ઠરાવ્યો હતો. મેં જે લખાણ કર્યું છે તે તદ્દન પ્રમાણિક હેતુથી કર્યું છે, એવું હું પાછળથી બતાવી આપીશ. ખરૂં જોતાં જુરીના ગૃહસ્થોજ જજો છે, કારણ કે તેઓનેજ બધા ચુકાદો આપવાની સત્તા છે. તેઓ લખનારની પ્રમાણિક ધારણા સમજતાં વાર લગાડતા નથી, જેથી એકદમ કોઇને ફીતુર માટે તેઓ તકસીરવાર ઠરાવતા નથી. આ સબબે ઇંગ્લંડમાં ફીતુરી મુકરદમાઓ ઘણી નજીવી સંખ્યામાં નોંધાય છે. આ દેશની જુરી પણ ઇંગ્લંડની જુરીની નકલ કરે તો અત્રે પણ એવા મુકરદમાઓની સંખ્યા ઓછી થઇ જાય. મી૦ તિલકે તે બાદ પોતાના તા૦ ૯મી જૂનના તકરારી લખાણમાંથી એક વાકય વાંચ્યું હતું, જેમાં જણાવવામાં આવ્યું હતું કે "સરકાર જો લોકોની ફરિયાદો ઉપર ધ્યાન આપશે તો આવા બનાવો ભવિષ્યમાં બનતા અટકશે" આ વાકય વાંચી મી૦ તિલકે જણાવ્યું મારૂં લખાણ કયા હેતુથી કરવામાં આવ્યું છે તે મેં આ લખાણમાં ખુલ્લી રીતે જણાવ્યું છે, તે છોડી દઈ તમારે લખાણ કોઇ બીજાજ હેતુથી લખવામાં આવ્યું છે એવું શા માટે માની લેવું જોઇએ? લખાણની એવીજ મતલબ એજ લખાણમાં આવેલા જુદા જુદા ફકરાઓ ઉપરથી માલમ પડે છે.

અત્રે મી૦ તિલકે પોતાના લખાણમાંના જુદા જુદા ફકરાઓ જુરી સન્મુખ ટાંકી બતાવ્યા હતા.

તે બાદ તેઓએ પોતાના લખાણમાંનો નીચલો ફકરો વાંચી સંભળાવ્યો હતો:—"અંગ્રેજી પત્રો જણાવે છે કે હિંદી વર્તમાન પત્રો સરકારી અમલદારવર્ગ સામે ટીકા કરે છે તેથી મુઝફરપોરમાં બનેલા જેવા બનાવો બનતા આપણે જોઇએ છીએ. આથી હીંદી પત્રોને એવી ટીકા કરતાં અટકાવવાં જોઇએ. પણ અંગ્રેજી પત્રોની આ ટીકા મુર્ખાઇ ભરેલી છે." આ વાકય ટાંકી મી૦ તિલકે જણાવ્યું કે મારા આ વાકય ઉપરથી જોવામાં આવશે કે મારૂં લખાણ અંગ્રેજી પત્રોમાં આવેલી ટીકાઓનો રદીયો આપવા માટે લખવામાં આવ્યું છે.

### “ કેસરી ” પત્રનો બહોળો ફેલાવો—પત્રોમાં લખાણ કેમ થાય છે?

હવે કયા સંજોગો વચ્ચે ટીકા કરવામાં આવી હતી તે ઊપર હું તમારૂં ધ્યાન ખેંચીશ. મુઝફ્ફરપુરમાં બૅંબથી બે બાનુઓ મારી જવાનો બનાવ એપ્રીલ માસની અધવચ્ચે બન્યો હતો. હવે આ વાત યાદ રાખવાની છે કે મારા “ કેસરી ” પત્રનો અંગ્રેજી હિંદી પત્રો કરતાં સર્વથી વધુ ફેલાવો થાય છે. મારી ફરજ દરરોજ બનતા બનાવો ઉપર મારા સંખ્યાબંધ વાંચનારાઓના લાભ માટે ટીકા કરવાની હતી. ખરૂં જોતાં અશાંતિના વખતમાં એક જાહેર લેખકની ફરજ છે કે સરકારને સખ્તાઈના ઇલાજ લેવા માટે અટકવાને જણાવવું. આ ફરજ લગાર મુસ્કેલ છે, પણ તે એક જાહેર લેખકને બજાવવી પડે છે. અમે કંઇ બીજો ધંધો નહિ હોવાથી પૈસા કમાવા માટે વર્તમાનપત્રો ચલાવતા, નથી પણ લોકોને દેશમાં બનતી વિગતોથી વાકેફ કરવાની મતલબથી ચલાવીએ છીએ. એક લેખકને બનતા બનાવો ઉપર તુરતાતુરત વિચારો આપવા પડે છે. આજે એક બનાવ બને અને બનાવ બન્યા પછી આવતી કાલે પત્ર પ્રગટ થવાનું હોય તો જે દિવસે બનાવ બને તે ઉપર તેજ દિને તુરતાતુરત ટીકા કરવી પડેછે. તેમાં દર્શાવેલા વિચારો વખતે ભુલ ભરેલા પણ હોય, પણ તે છતાં દરરોજ બનતા બનાવો ઉપર ટીકા કરવી પડેછે. એ ટીકા એક જાહેર તરીકે ગણી લોકોને ખરો માર્ગ બતાવવા માટે કરવામાં આવે છે. આ ફરજ બજાવતાં લખાણમાં અહીં તહીં કંઇ એવા ફકરા આવે કે જેથી લોકોમાં ઉશ્કેરણી ફેલાવાનો સબબ રાખવાનું કારણ મળે તો ફક્ત તેજ ઉપરથી મારા પ્રમાણિક હેતુ ઉપર શક લઇ જવાનું ઘાતકી ગણાશે. આ ટીકા કરતાં હું અત્રે જણાવીસ કે મારા લખાણમાંના કોઇ પણ ફકરાઓથી ઉશ્કેરણી ફેલાઈ હોય એવું હું માનતો નથી. તે ઉપરાંત મેં આ લખાણ કર્યું હતું તે વેળા બીજાં પત્રો શું વિવેચન કરતાં હતાં તે હું તમારા સન્મુખ રજુ કરીશ. તે ઉપરથી મારો લખાણ કરવાનો હેતુ શું હશે તે તમે સમજી શકશો. આ લખાણ લખતી વખતે મારી હજુર મુજફરપુરના બનાવ ઉપર કરવામાં આવેલી ટીકાઓ વાળાં વર્તમાન પત્રો પડેલાં હતાં, જેમાં આવેલી તકરારોનું ખંડન કરવાનું હતું. એજ રીતે ઇંગ્લંડનાં પત્રો કામ લે છે. ઇંગ્લંડમાં વર્તમાનપત્રો લીબરલ, કનઝરવેટીવ, સોશીએલીસ્ટ વગેરે જુદા જુદા પક્ષનાં હોય છે. તેઓ જુદી જુદી રીતે ટીકાઓ કરે છે. બોઅર લડાઈની વેળા કેટલાંક પત્રો જે લડાઈની તરફેણમાં હતાં તેઓ લડાઈની દરરોજ મળતી રહેતી ખબરો ઉપર તે મતલબની ટીકા કરતાં હતાં, જ્યારે બીજાં લડાઇના કામ સામે નાપસંદગી બતાવનારાં જુદી ટીકા કરતાં હતાં.

### મુજફ્ફરપુરવાળો બૉંબ ફેંકવાનો બનાવ.

મુજફ્ફરપુરમાં બનેલા બનાવના સંબંધમાં બે જાતની ટીકા થતી હતી. એ બનેલો બનાવ ખેદકારક હતો તે વિશે તો કંઈ સવાલ નહીં હતો, પણ આ બનાવ અસાધારણ હતો તથા તે અટકાવવા તથા તેનું કારણ દર્શાવવા માટેની ટીકાઓ બધાં પત્રો તરફથી કરવામાં આવી હતી. હવે આ બનાવ બન્યા પછી શું બન્યું? એ વેળા અંગ્રેજી પત્રો કેવી ટીકા કરતાં હતાં તે હું તમને જણાવીશ. એમ ધારો કે એક ક્લબમાં કોઈ બાબત ઉપર તકરાર ચાલી છે તેમાં હું ભાગ લઉં અને બીજા સભાસદોએ કરેલાં ભાષણનું ખંડન કરવા માટે હું ભાષણ કરૂં તો તે એકલું ભાષણ સાંભળીને તે ભાષણ ઉપરથીજ તમે મારા વિચારોના સંબંધમાં કંઇ અનુમાન ખેંચો તો તે ભુલ ભરેલું આવશે. તમે ખરૂં અનુમાન આગળના સભાસદોએ કરેલાં ભાષણોમાં શું બોલાયું હતું તે ઉપર પણ વિચાર કર્યાં પછીજ કરી શકો. હવે બૉંબને લગતા મારા લખાણ ઉપર હું આવીશ. બૉંબના બનાવના સંબંધમાં મેં એકલાએજ વિવેચન કર્યું નથી, “પાયોનીયરે” “બૉંબની ખાસીઅત” ઉપર લખ્યું હતું. મેં બૉંબના ભેદ ઉપર લખાણ કર્યું છે. “ પાયોનીયર ” ના તથા મારા લખાણોમાં હેરફેર વિચારો દર્શાવવામાં આવ્યા છે, પણ તેની સાથે તમને કંઇ કામ નથી. તમને એટલુંજ જોવાનું છે કે જેમ “ પાયોનીયર ” ને બૉંબની એક બાબતના સંબંધમાં લખાણ કરવા

નો હક હતો તેમ અને બીજાના સંબંધમાં હક હતો. બૉંબના સવાલના સંબંધમાં મારી ફરજ મારી કોમના વિચારો બાહેર પાડવાની હતી. તે વિચારો દર્શાવવાનો મારો હક ના પાડવામાં આવે તો પછી વર્તમાનપત્રોની શું જરૂર રહી? મુઝફ્ફરપુરના આ ખેદકારક બનાવના સબબોના સંબંધમાં મતફેર પડયો છે, પણ ખુદ આ બનાવ ખેદકારક છે તે વિષે તો કંઇ શક નથી. આ બનાવ ખેદકારક છે એવું હું હમણાંજ કહેતો નથી, પણ પહેલેથીજ કહેતો આવ્યો છું. એ બનાવને લગતું મારા એક લખાણનું મથાળુંજ મેં "દેશની દુર્દશા" એવું કરેલું તમે જોશો. આ બાબતમાં મતફેર ફક્ત બૉંબ ફેંકવાના સબબોના સંબંધમાં પડયો છે. આ બનાવ માટે કેટલાકો ખુદ હિંદી પ્રજાકીય કોંગ્રેસને બદનામ કરવા લાગ્યા હતા. તેઓ જણાવતા હતા કે કોંગ્રેસમાં થયેલાં ઉશ્કેરણી ભરેલાં ભાષણોનું તે પરિણામ હતું. કેટલાકોએ જણાવ્યું હતું કે એ બૉંબના બનાવ માટે આકળા વિચાર ધરાવનારો પક્ષ જોખમદાર છે. "ઇંગ્લીશમેન" "પાયોનીયર" "ટાઇમ્સ ઑફ ઇંડિયા" "લંડન ટાઇમ્સ" વગેરે પત્રો એવા વિચારો દર્શાવવા લાગ્યાં હતાં તથા સરકારને ભલામણ કરવા લાગ્યાં હતાં કે કોંગ્રેસ જેવા મંડળને તથા આકળા વિચાર ધરાવનારા પક્ષને સખત હાથે દાબી દેવાં જોઇએ છે. હવે જો તમે મારી સ્થિતિમાં હોત તો તમે એવી વખતે શું કરત? તમે કરવામાં આવેલી એવી ભલામણ સામે મજબુત વિચારો શું નહીં દર્શાવત? આવી કરવામાં આવેલી ભલામણ સામે મારી મરાઠા કોમની લાગણીજ નહીં પણ આખી હિંદી કોમની લાગણી મેં મારા લખાણમાં દર્શાવી હતી. મેં આ લખાણ હિંદી કોમને ઉશ્કેરવા માટે નહીં, પણ હિંદી કોમ એ બાબતમાં શું વિચારો ધરાવે છે તેથી સરકારને વાકેફ કરવાની મતલબથી કર્યું હતું. આ મારો બચાવ છે અને આ મુકદમાનો ચુકાદો આપવા માટે તમારે એ બચાવ [illegible]

## પોતાની ભુલ જોઇ નહીં શકતા સરકારી અમલદારો.

હવે હિંદી પ્રજાકીય કોંગ્રેસના સંબંધમાં હું કહીશ કે આ મંડળનો હેતુ સરકારી મોટા અમલદારોના વર્ગનો હાલમાં હિંદ ઉપર અમલ ચાલે છે તેમાં સુધારા કરવાનો રાખવામાં આવ્યો છે. મોટા સરકારી અમલદારનો વર્ગ કેવી રીતે કામ કરે છે તે હું તમને જણાવીશ. એક મેજની આસપાસ દશ જણા બેઠેલા હોય તેઓને પોતાની સંખ્યા જણાવવાને કહેવામાં આવતાં દરેક જણ પોતાને ભુલી જઇ નવ જ જણની સંખ્યા જણાવે તેવી રીતે મોટા સરકારી અમલદારોનો વર્ગ કામ કરે છે. મોટા અમલદારોનો વર્ગ કહે છે કે દેશમાં અશાંતિ ચાલતી હોવાનો કંઇ સબબ તે જોઇ શકતો નથી. તે કહે છે કે અંગ્રેજી અમલ ઘણો ઉદાર દીલનો છે, લોકો તેથી સંતોષી છે તથા લોકોને અસંતોષી બનવાનું કંઇ કારણ જણાતું નથી. ફક્ત કારણ એટલુંજ જણાય છે કે થોડાક ફીતુરીઓ ભાષણ તથા લખાણ કરી દેશમાં અસંતોષ ફેલાવે છે. પણ મેજની આસપાસ બેઠેલા સખસો પોતાને ગણવાનું ભુલી જાય છે તેમ મોટા સરકારી અમલદારો પોતાનો આપખુદ અમલ દેશની અશાંતિનો સબબ છે તે સમજવાનું ભુલી જાય છે. હવે આપણે અસલ બાબત ઉપર આવીએ. બૉંબ ફેંકવાના સબબો શું છે તથા તે અટકાવવા માટેના ઇલાજો શું લેવા જોઇએ છે? મેં સબબ જણાવ્યા છે અને હવે હું ઇલાજ લેવાના સંબંધમાં બોલીશ. એ બાબત ઉપર મેં જે લખાણ કર્યું છે તે કરતી વખતે પ્રથમ હિંદી પત્રોમાં આવેલા તથા પાછળથી અંગ્રેજી વર્તમાનપત્રોમાં આવેલા વિચારો ઉપર અને તે પછી વર્તમાનપત્રોને લગતા તથા દારૂગોળા જેવી ફાટી ઉઠનારી ચીજોને લગતા કાયદાઓ ઉપર બીજા પત્રોએ જે વિચાર દર્શાવ્યા હતા તે ઉપર મેં મારા પ્રમાણિક અભિપ્રાય મુજબ ટીકા કરી હતી. હું તમને સંવાલ પુછીશ કે તમે જાહેર લેખક હોત તો શું ચાલુ બનાવો ઉપર તમે ટીકા નહીં કરત? શું તમે ચાલુ બનાવો ઉપર

વિવેચન કરવાનું છોડી દઈ ઇજીપ્તમાં પ્રાચિન ચીજોની કરવામાં આવેલી શોધખોળો ઉપર વિચાર દર્શાવવાને બેસી જાઓ ? મારી ઉપરનો આરોપ સાબીત કરવા માટે મારાં લખાણ ઉપરાંત આ બધા સંજોગો તમારી હજુર મુકવાને બદલે બલકે લખાણમાંના કયા ફકરાઓ ફીતુરી છે તે દર્શાવ્યા વગર ફકત આખું લખાણ તમારી હજુર મુકી મને તકસીરવાર ઠરાવવાને તમને જણાવવામાં આવ્યું છે.

### ભુલાવો ખવરાવનાર તરજુમાનો આધાર.

મારા મરાઠી લખાણનો ઘણી ખરાબ રીતે તરજુમો કરવામાં આવ્યો છે તથા તે ઉપરથી મને તકસીરવાર ઠરાવવાને તમને જણાવવામાં આવ્યું છે. મારાં લખાણનો તરજુમો કેવી રીતે કરવામાં આવ્યો છે? મરાઠીમાં આ સાધારણ કહેવત છે કે "એક દોરડાને ભુલથી સર્પ સમજી તેને મારવા દોડતા ના" એ વાકયનો તમારી હજુર રજુ કરવામાં આવેલા સત્તાવાર અંગ્રેજી તરજુમામાં એવો અર્થ આપવામાં આવ્યો છે કે. એક દોરડાને સર્પ છે એવું કહી તેને માર્યા કરવામાં કંઇ સાર નથી. મેં ઉપર ખરો તરજુમો આપ્યો છે તે સાથે આ સરખાવતાં આ તરજુમો કેટલો બેહુદો છે તે તમે તુરત સમજી શકશો. અંગ્રેજી બોલ "એ કીંગ" નો કોઇ પણ રાજા એટલે રાજકર્તા એવો અર્થ કરવાને બદલે દેશના હાલના રાજા એવો અર્થ કરી દેવામાં આવ્યો છે. "કીલ" એટલે ફકત મારી નાખવું, તેનો અર્થ એસેસીનેશન એટલે ખુન કરવું. એવો કરવામાં આવ્યો છે. એવો ભુલાવો ખવરાવનારો તરજુમો રજુ કરી તે ઉપરથી તમને મને તકસીરવાર ઠરાવવાને જણાવવામાં આવ્યું છે. એવી રીતનો તરજુમો કરવામાં આવે ત્યારે તો તે ઉપરથી કોઇ પણ લખનારને ફીતુરીના વર્ગમાં સેહેલથી લાવી શકાય.

### ચુપકીદી જાળવવા માટે ચેતવણી.

મુંબઇમાં ભરવામાં આવેલા પ્રદર્શનમાં "લાફીંગ ગેલરી" નામની ગમત પુરી પાડવામાં આવી હતી. તેની મુલાકાત લેનારાઓને. યાદ હશે કે આ લાફીંગ ગેલરીમાં મુકવામાં આવેલી છબીઓમાં જોનારનો ચેહેરો કદરૂપો બની જઇ વાંદરા વગેરે જનાવરો જેવો દેખાતો હતો. આથી દોસ્તો વચ્ચે મોટી હસાહસ થઇ રહેતી હતી. જ્યાં સુધી એ લાફીંગ ગેલરી હસવા માટે પ્રદર્શનમાં મુકવામાં આવી હતી ત્યાં સુધી તે એક ગમત આપનારી ચીજ હતી, પણ જ્યારે તે "લાફીંગ ગેલરી" ના જેવી ગમત તરજુમા વાંકા ચુંકા કરી અત્રે બતાવવામાં આવે છે, ત્યારે તે મારા જેવા આરોપી માટે ઘાતકી જેવું થઇ પડે છે. તે બાદ તરજુમો ભુલ ભરેલો કરવામાં આવ્યો છે તે બતાવવા માટે કેટલાક વધુ દાખલાઓ આપી મી. તિલકે જણાવ્યું કે આ તરજુમો ખોટો કરવામાં આવ્યો છે તો તેને બદલે નવો તરજુમો તમારી હજુર રજુ કરવાની મારી કંઈ ફરજ નથી. મેં તો મરાઠી ભાષામાં લખાણ કર્યું છે. ખુદ તે લખાણ ફીતુરી હોય તો તે માટે મને જવાબદાર ગણવો જોઈએ છે, પણ તેના ખોટા અંગ્રેજી તરજુમા ઉપરથી મને તમે તકસીવાર ઠરાવી શકો નહીં. મેં મી૦ જોશીની જુબાની લેવામાં આવતી હતી તે વેળા મી૦ બ્રાન્સનને પુછયું હતું કે તમારી તરફથી રજુ કરવામાં આવેલો તરજુમો ખોટો નથી એવું બતાવવા માટે તમે મી૦ જોશી ઉપરાંત બીજો કોઇ સાક્ષી બોલાવશો અથવા બીજો ખરો તરજુમો તમે અત્રે રજુ કરશો? તેના જવાબમાં તેમણે જણાવ્યું કે હું એમાંનું એક પણ કરનાર નથી. વખતે એમ કહેવામાં આવશે કે આ તરજુમો ખોટો હોય તો મારે પોતે ખરો તરજુમો કરી તે રજુ કરવો જોઇએ. પણ મારે તે કામ શા માટે કરવું જોઇએ? હું શા માટે તરજુમા ખાતાનું કામ કરી સરકારને મફતમાં તરજુમો પુરો પાડું?

મી૦ તીલકની આ ટીકાથી કોર્ટમાં હસાહસ થઇ રહી હતી. જે ઉપરથી નામદાર જજે ચેતવણી આપી હતી કે તમાસગીરો જો ગંભીરતા નહીં જાળવશે તો બધાને કોર્ટમાંથી બહાર કાઢવામાં આવશે. આ ધમકીની તમાસગીરો ઉપર અસર થઇ હતી તથા બાકીનું ભાષણ પુરી ગંભીરાઇથી સાંભળવામાં આવ્યું હતું.

મી૦ તીલકે તે બાદ આગળ ચાલતાં જણાવ્યું કે મારી ફરજ ફક્ત તરજુમો ખોટો છે એવું બતાવવાની છે, કારણ કે કાયદો એવું જણાવે છે કે જો એવું બતાવવામાં આવે કે આરોપી ઉપર જે આધારે કામ ચલાવવામાં આવ્યું હોય તે મોટે ભાગે ખોટો જણાય તો આરોપીને છોડી દેવો જોઇએ છે. હવે હું તરજુમો કેટલો ખોટો છે તે બતાવવા માટે આખું મરાઠી લખાણ હાથમાં લઇ તેના જુદા જુદા ફકરા ટાંકી બતાવી તેનો ખોટો અંગ્રેજી તરજુમો કેવી રીતે કરવામાં આવ્યો છે તે હું તમને બતાવીશ. તમો જુરીના ગૃહસ્થો માંના કોઇ મરાઠી ભાષા જાણતા હો તો તા૦ ૧૨મી મેનું અસલ મરાઠી લખાણ તમારા હાથ માં મુકી કયા બોલો ખોટા છે તે હું બતાવતો જઇશ.

અત્રે જુરીના ફોરમેને મરાઠી નકલ માગતાં મી૦ તિલકે નવ નકલો જુરીના ગૃહસ્થોને પુરી પાડી હતી.

તે પછી મી૦ તિલકે જુદા જુદા બોલો ટાંકી તેના અંગ્રેજી તરજુમામાં તે માટે કેવા બોલો મુકવામાં આવ્યા હતા તથા તેને બદલે કેવા મુક વા જોઇતા હતા તે થોડાક બતાવ્યા પછી વધુ બ તાવવાનું આવતી કાલ ઉપર મુલતવી રાખ્યું હતું.

નામદાર જજે જણાવ્યું કે જુરીના જે ગૃહ સ્થો મરાઠી સમજતા હોય તેઓને બાકીના ગૃહ સ્થોને અંગ્રેજી તરજુમો કેવો થવો જોઇએ તે સમજાવવાનો હક છે તથા તેવોજ હક આરોપી પણ ધરાવે છે. પણ જે જુરીનો ગૃહસ્થ મરાઠીનો અર્થ નહીં સમજતો હોય તેને તેની સમજણ કોઇ બહારના માણસ પાસેથી મેળવવાનો હક નથી.

### મુકરદમો સાંભળવાની નવી ગોઠવણ.

આજે બપોરે નાસ્તા પછી કોર્ટ બેસતાં જુરીના ફોરમેને નામદાર જજને જણાવ્યું કે શુક્ર તથા શનિવારે ઇંગ્લંડની મેલ સ્ટીમરના આવ જાના દિવસ હોવાથી એ દિવસે ઘણું કામકાજ રહેતું હોવાથી શુક્રવારે અર્ધો દિવસ તપાસ ચલા વી વધુ તપાસ સોમવારે ચલાવવામાં આવે તો ઠીક. આ ગોઠવણ સામા મી૦ બ્રાન્સન તથા મી૦ તિલકે કશો વાંધો નહીં લીધાથી શુક્રવારે બપોરે અઢી વાગ્યા સુધી તપાસ ચલાવી વધુ તપાસ સોમવાર ઉપર રાખવાની ગોઠવણ કરવામાં આવી હતી.

---

### પાંચમો દિવસ.

(૧૭-૭-૦૮)

આગલે દિવસે થયલી ગોઠવણ મુજબ આજે અઢી વાગ્યા સુધીજ કોર્ટનું કામ ચાલ્યું હતું, અને તે પછી કોર્ટ સોમવાર ઉપર મુલતવી રહી હતી. આજે પણ મી૦ તિલકે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું હતું.

### અંગ્રેજી પત્રોમાં હિંદીઓ સામે સખત લખાણો-તેના જવાબ માટે થયેલાં લખાણો.

તેઓએ જણાવ્યું કે મેં તમને જણાવ્યું હતું તેમ તકરારી લખાણ કરવામાં મારી મતલબ તે વેળા ચાલતા વિવેચનમાં મારા તરફથી ભાગ લેવાની હતી. બીજું એ કે મેં મારી મરા ઠા કોમના લાભ માટે એ લખાણ કર્યું હતું. તથા ત્રીજું એ કે જે ટીકા તે વેળા મુઝફરપુર ખાતે બૉંબ ફેંકવાના બનેલા બનાવના સંબંધમાં કરવામાં આવતી હતી તેનો રદીઓ આપવાની મેં કોશીશ કરી હતી. મારા લખાણની ફકત મરા ઠા કોમ ઉપરજ અસર થાય એવું હતું કારણ કે મારૂં મરાઠી પત્ર ફકત મરાઠી ભાષા સમજતાં આસામીઓજ વાંચે છે. બધા સંજોગો ઉપરથી તમારે જોવાનું છે કે લખાણ કરવામાં મારો ઇરાદો તથા હેતુ શું હતાં. હું થોડા વખતમાં કેટલાંક વર્તમાન પત્રોના ફકરા વાંચી બતાવીશ, જે ઉપરથી જણાશે કે તે વખતે મારી આસપાસના સંજોગો કેવા હતા. એક જાહેર લેખક તરીકે મેં મારી ફરજ વિચારી હતી કે જે ટીકા અંગ્રેજી પત્રોમાં થતી હતી તે મારા દેશના લાભની આડે આવે એવી હોવાથી તેનો રદિઓ આપવો તથા સરકારને ખરો માર્ગ બતાવવો. હિંદમાં આ સવાલના સંબંધમાં મોટા સરકારી અમલદારોનોવર્ગ તથા હિંદી પ્રજાકીય કોંગ્રેસવર્ગ એવાં બે તડ પડી ગયાં હતાં. આ બંને તડ પડવાનો સબબના લાભો

અથડામણુમાં આવતા હોવાનો હતો કે જે સબબે ઇગ્લંડમાં કનઝરવેટીવ તથા લીબરલ એવાં બે તડો પડી ગયાં છે. હિંદમાં પડેલાં મેં ઉપર જણાવેલાં બે તડ કોમ કોમ વચ્ચે નહીં હતાં, જે એટલા ઉપરથી જોશો કે કેટલાક હિંદીઓએ વિવેચનમાં ભાગ લેતી વેળા કોંગ્રેસની વિરૂધ્ધમાં તથા મોટા સરકારી અમલદારોના વર્ગની તરફેણમાં વિચારો આપ્યા છે. તેમ કરવાનો સબબ હું કહી શકતો નથી. મેં મારા લખાણુમાં સરકારને ચેતવણી આપી હતી કે મુઝફરપુરમાં બે ખુન થયાં છે તેથી એકદમ ઉશ્કેરાઇ જઇ ઉતાવળમાં જાપતાનાં પગલાં નહીં ભરતાં સામાન્ય હિંદી પ્રજાના લાભને હરકત નહીં આવે તેવી રીતે શાંત મગજે કામ લેવું. બૉંબ ફેંકવાના બનાવ ઉપર આવી ટીકા કરવામાં આવતી હતી તે વખતે સારી રીતે જણાયેલું હતું કે સરકાર વર્તમાનપત્રો ઉપર જાપતાનો કાયદો તથા એકદમ સળગી ઉઠનારી ચીજોના વેચાણ સામે અંકુશ મુકનારો કાયદો એવી રીતે બે કાયદા પસાર કરવાની હતી. આ બે પગલાં જાપતાનાં પગલાં જેવાં હોવાથી એક જાહેર લેખક તરીકે લોકોના લાભની જાળવણીને ખાતર આ કાયદા પસાર કરવા સામે મારા પ્રમાણિક વિચારો સરકારને છુટથી દર્શાવવાની મેં મારી ફરજ વિચારી હતી. મારાં આ લખાણુ લોકોને માટે નહીં પણ ખરૂં જોતાં સરકારને લોકોના વિચારથી વાકેફ કરવા માટે લખવામાં આવ્યાં હતાં. લખાણુ લખતી વખતે કયા બોલો હું વાપરૂં છું તે બરાબર નક્કી ઠરવા માટે થોભવાનું અશક્ય હતું. મને તો મારા વિચારો તુરતાતુરત દર્શાવવાના હતા.

## જાહેર લેખકની મુશ્કેલીઓ.

મી૦ જોશી અત્રે જુબાની આપવા માટે રજૂ થતાં મેં તેઓને "એરર ઑફ જજમેંટ" નો અર્થ પુછતાં તેઓએ વિચાર કરી તેનો જવાબ બીજે દિવસે આપવા જણાવ્યું હતું, પણ તે મુજબ એક જાહેર લેખક થોભી શકે નહીં: તેને તો તેને તેજ વખતે પોતાના વિચારો દર્શાવ્યા વગર છુટકો નથી. આથી પોતાના વિચારો દર્શાવવા માટે પોતાના મગજમાં જે પહેલો બોલ આવે તે ઘણી વખત લખી નાખવો પડે છે. એક જાહેર લેખકના મગજ ઉપર કેટલું દબાણુ પડે છે તેનો તમને ખ્યાલ આપવા માટે હું તમને જણાવીશ કે મારી ઑફીસમાં એક અઠવાડીયામાં બસો પત્રો આવે છે, જેમાંનો સાર ખેંચી કાઢી તે ઉપર મારે મારી ટીકા કરવી પડે છે. હવે ટીકા ઉપર આવતાં હું જણાવીશ કે અંગ્રેજી પત્રો જાપતાના ઇલાજની ભલામણ કરવા મંડી ગયાં હતાં. તેઓ જણાવતાં હતાં કે બૉંબ ફેંકવાના બનાવો બનવાનો સબબ દેશમાં ચાલી રહેલી રાજદ્વારી ઉશ્કેરણીનો હતો. આ દેશમાંનો એક પક્ષ એવું માને છે કે દેશનો વહીવટ તો ઘણીજ સારી રીતે ચાલે છે. વખતે તમે જૂરીના ગૃહસ્થો એ વિચારો સાથે મળતા થતા હશો, પણ હું તે ભુલભરેલા ગણું છું. પણ તમને તમારા વિચારો બદલાવવાની હું કંઇ કોશીશ કરવા માગતો નથી. હું ફક્ત એટલુંજ કહેવા માગું છું કે જેમ તમારા વિચારો પ્રમાણિકપણે છુટથી દર્શાવવાનો તમને હક છે તે મુજબ મને પણ હક છે. હવે અંગ્રેજી પત્રોની તકરારો ઉપરથી સરકારના મગજ ઉપર કેવી ખરાબ અસર થવાની વકી હતી તે બતાવવા માટે એ પત્રોમાં આવેલી ટીકાઓના ફકરા હું તમારી હજુર ટાંકી બતાવીશ.

## ઇંગ્લંડમાં છુટાપણું

પણ તે આગમચ ઇંગ્લંડમાં કેવી રીતની તકરારો ચાલે છે તે ઉપર હું વિવેચન કરીશ. ઇંગ્લંડમાં હાલમાં લીબરલ પક્ષ અમલ ચલાવે છે. કોનઝર્વેટીવ પક્ષ કહે છે કે લીબરલ પક્ષને કાઢી અમારા હાથમાં અમલ મુકવો જોઇએ. એમ બોલવા માટે તેઓને શું ફીતુરી કહેવામાં આવે છે ? ઇંગ્લંડમાં તે ઉપરાંત ખુદ અમીરોની સભા તદ્દન કાઢી નાખવાના સબંધમાં મજબુત ઉશ્કેરણી ચલાવવામાં આવે છે તથા એ સભા કાઢી નાખવા માટે ઇંગ્લંડના મરહુમ વડા પ્રધાન સર હેન્રી કેમ્પબેલબેનરમેને આમની સભા

ની અંદર તેમજ તેની બહાર સખત ભાષામાં ભાષણો કર્યાં હતાં. શું તે માટે તેને ફીતુરી ગણી તેની સામે કામ ચલાવવામાં આવ્યું હતું? જેમ ઇંગ્લંડમાં તેમજ હિંદમાં વર્તમાનપત્રોને પોતાના વિચારો છુટથી દર્શાવવા માટે કાયદાએ છુટાપણું આપ્યું તેનો ઉપયોગ ઇંગ્લંડની માફક અત્રે પણ આપણે શા માટે નહીં કરીએ? ઇંગ્લંડમાં છાપાનું છુટાપણું લોકોએ સરકારની સામે થઈ સને ૧૭૯૨ માં મેળવ્યું હતું, પણ આપણને તો સારે નસીબે એક મહેરબાની તરીકે એ હક આપવામાં આવ્યો છે. હવે મુઝફરપુરના બૉંબ ફેંકવાના બનાવ ઉપર આવતાં હું જણાવીશ કે એ બનાવના સંબંધમાં અંગ્રેજી પત્રોએ કેટલુંક વિવેચન કર્યું હતું, જેનો "બંગાળી" "હિંદુ" વગેરે હિંદી પત્રોએ રદીઓ આપવાની કોશીશ કરી હતી. આ મુજબ આ બનાવ ઉપર એક જ જગ્યાએ નહીં પણ હિંદના બધા ભાગોમાં ટીકા ચાલી રહી હતી. તેટલામાં ઇંગ્લંડના મેલ સાથે મળેલાં પત્રોમાં એ બનાવ ઉપર કેટલીક ટીકાઓ કરવામાં આવેલી જોવામાં આવી હતી. જે ઉપર હીંદનાં વર્તમાનપત્રોએ પોતા તરફનાં વિવેચન કર્યાં હતાં. મી૰ બ્રાન્સને તમારી સમક્ષ જણાવ્યું કે "કેસરી" પત્રના એકાદ બે અંકમાં જ આ બાબત ઉપર લખાણ કરવામાં આવ્યું નથી, પણ એ અઠવાડીક પત્રના તા૰ ૧૨મી મેથી તા૰ ૯મી જૂનના દરેક અંકમાં લખાણ થયેલું જોવામાં આવે છે. પણ તેનો સબબ તેઓએ ધ્યાનમાં લીધો નથી. મેં ઉપર જણાવ્યું તેમ બૉંબ ફેંકવાના બનાવ ઉપર ટીકા એક બે દીવસ ચાલી રહી હતી નહીં પણ અઠવાડીયાંઓ સુધી ચાલી હતી. મારાં લખાણની મતલબ એક સાક્ષી મી૰ જોશીએ જણાવ્યું છે તેમ ખુદ મરાઠી પત્રોમાં ત્રણ ચાર તડ પડી ગયલાં હોવાથી મરાઠા કોમને એ બાબતમાં ખરો માર્ગ શું છે તે બતાવવાની હતી.

અત્રે, મી૰ તિલકે નામદાર જજની પરવાનગીથી કેટલાંક પત્રો પોતાના તરફના પુરાવા તરીકે રજૂ કરી તેમાંનાં લખાણોનાં ટાંચણો વાંચી બતાવ્યાં હતાં.

### અંગ્રેજી પત્રોની ટીકા.

મી૰ તિલકે તા૰ ૭મી મેનો 'પાયોનીયર'નો આર્ટીકલ રજૂ કર્યો હતો. તેમાં પોર્ટુગાલમાં બનેલા રાજાના ખુનના બનાવ વિષે ઇશારો કરતાં જણાવવામાં આવ્યું હતું કે સરકારે તેવા ફીસાદ કરનારાઓને ચેતવવાની જરૂર છે કે જો ફરીથી તેવું કામ કરવા ફીસાદખોરો ભેગા થશે તો તેમાંથી પેહેલા દશને એકદમ ગોળીથી ઠાર કરવામાં આવશે. તે આર્ટીકલમાં એવી સુચના કરવામાં આવી છે કે નેશનલીસ્ટોએ જાણવું જોઇએ કે અંગ્રેજો કંઇ જવા માગતા નથી અને બૉંબ ગોળા ફેંકવાથી તેઓ કંઈ હિંદુસ્તાન છોડી જાય એમ નેશનલીસ્ટોએ સમજવું નહીં. વળી તેમાં એવી પણ સુચના કરવામાં આવી છે કે, બૉંબ ગોળા ફેંકવાની બાબતથી દેશના કેટલાક આગેવાન દેશીઓ જાણતા હતા. હવે ઉપલા આર્ટીકલમાં મારા પોતાના નામે ઇસારો કરવામાં આવ્યો હતો અને તેનો પ્રત્યુત્તર હું મારા પત્રદ્વારે વાળવા બંધાયેલો હતો.

'એશીયન' પત્ર કહે છે કે બંગાળા ઉપર બને તેવી સખતાઇથી વર્તવાની જરૂર છે. મી૰ કીંગ્સફર્ડના માટે તે કહે છે કે તે સારો નીશાનબાજ છે અને 'એશીયન' તે કાબેલીયતનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે.

'એમ્પાયર' પત્ર તો સરકારને એવી ભલામણ કરે છે કે એવા તોફાન કરનારાઓ ઉપર સરકારે લશ્કર છોડી મેલી તેમનો ઘાણ કાઢી નાખવો જોઇએ.

વળી એમ્પાયરમાં એક ખબરપત્ર પ્રગટ કરવામાં આવ્યું છે તેમાં તો એવી ભલામણ કરી છે કે આ રાજદ્વારી લડત ચલાવનારાઓને ગામમાં ભેગા કરવા અને ગામના ઝાડુ કાઢનાર મારફતે ફટકાનો માર મરાવવો કે જેથી તેમનાં છોકરાં ફરીથી તેવું કામ કરતાં અટકે.

કલકત્તાના સ્ટેટસમેન પત્રના તા૰ ૫મી મેના અંકમાં જણાવવામાં આવ્યું છે કે બંગાળમાં જેટલું તોફાન છે તેવું મુંબઈ ઇલાકામાં જોવામાં આવતું નથી. તે પત્ર સરકારને ભલામણ કરે છે કે

રાજદ્વારી લડત ચલાવનારાઓ અને કડવી ભાષા માં ભાષણ કરનારાઓ આ તોફાનનું ખરેખરું મુળ છે.

તા૦ ૪થી મેના મુંબઈમાં પ્રગટ થતા 'ટાઇમ્સ' પત્રમાં પણ બૉંબને લગતો ઇસારો કરવામાં આવ્યો છે તેમજ તેજ તારીખના ઍડવોકેટમાં સરકાર જે દાબી દેવાના ઉપાયો લેવા માગે છે તે પુરતા મજબુત નથી એમ જણાવી તે ઉપાયો વધારે મજબુત લેવાની સરકારને ભલામણ કરી છે.

મી૦ તિલકે આગળ વધતાં જણાવ્યું કે જયારે ઉપલાં પત્રો દેશીઓ ઉપર બૉંબના બનાવ ઉપર આવી રીતનો હુમલો કરે છે ત્યારે તેવાજ અથવા તેથી પણ વધારે સખ્ત શબ્દોમાં શું મારે તેનો રદીઓ આપવો નહીં જોઈએ, અને શું તેવો રદીઓ આપતાં મેં રાજદ્રોહી લખાણ કરેલું તમે ગણશો?

મી૦ તિલકે ત્યારબાદ બંગાળનાં જૂદાં જૂદાં પત્રોએ બૉંબને લગતા બનાવો ઉપર જૂદા જૂદા અંકોમાં વિચારો બતાવ્યા હતા તે રજૂ કર્યાં હતા અને તેમાંથી ચોક્કસ ચુંટી કાઢેલા ફકરાઓ ઉપર જુરરોનું ધ્યાન ખેચ્યું હતું.

## હિંદીઓના અવાજને નહીં મળતું વજન.

"પાયોનીઅર તથા ઇંગ્લીશમેન" નાં લખાણ ઉપર વિવેચન કરતાં બંગાળી પત્ર જણાવે છે કે પાયોનીઅર પત્ર રીતુર ચલાવનારાઓમાં ધારાસભાના સભાસદો કોંગ્રેસના (મધ્યમ વિચારના આકળા વિચારના વગેરે મળી) બધા સભાસદોને સંડોવે છે, જે તદ્દન બેહુદું છે. કમનસીબે હમણાં "સ્ટેટસ્મેન" હિંદીઓની વિરૂધ્ધમાં થઈ ગયું છે અને અંગ્રેજી પત્રોના જવાબ આપવાનું કામ ફકત હિંદી પત્રો ઉપર રહ્યું છે. અંગ્રેજી પત્રો ગુન્હેગારોનેજ સજા કરવાથી સંતોષ નહી પામતાં આખી હિંદી પ્રજા સામે સખ્તાઇના ઇલાજો લેવાનું સુચવે છે.

"સીવીલ ઍંડ મીલીટરી ગૅઝીટ" પત્ર જણાવે છે કે મુઝફરપોર ખાતેના બૉંબના બનાવે અંગ્રેજોને એટલા બધા ઉશ્કેર્યાં છે કે અમેરિકામાં ગોરાઓ સીધીઓ ઉપર તુટી પડી તેઓને મારી નાખી એકદમ વેર લે છે તેવું વેર લેવાને અંગ્રેજો ઉશ્કેરાય તો નવાઈ જેવું નથી.

મી૦ તિલકે આ ફકરો વાંચી જણાવ્યું કે એ ફકરા ઉપર ધારાસભાના એક હિંદી સભાસદે સરકારનું ધ્યાન પણ ખેંચ્યું હતું પણ હિંદીઓના અવાજને સરકાર કોઠું આપે છે કયારે?

"ધી ઇંડીયન વર્લ્ડ" નામનું માસીક ચોપાનીયું જણાવે છે કે મુઝફરપુર ખાતે બનેલા બનાવ માટે બધા હિંદી આગેવાનોને માથે જોખમદારી નાખવાની વાત અંગ્રેજો જણાવે છે, પણ દરેક પ્રજામાં કેટલાક જીવ ઉપર આવેલા શખસો હોય છે, જેઓને કમકમાટ ભરેલાં કામ કરતાં અટકાવવાનું મુસ્કેલ છે.

## સરકારને અપાયલી ચેતવણી.

મદ્રાસમાં છપાતા "હિંદુ" પત્રમાં ડા૦ રાશબિહારી ઘોસે સરકારને અસંતોષી બનાવવા સામે ચેતવણી સને ૧૯૦૬ માં આપી હતી. તેઓએ જણાવ્યું હતું કે હું અમથી ધમકી આપતો નથી, પણ જાહેર પ્રજાની હાલની લાગણી જોઇ હું જણાવું છું કે, સરકારે વખતસરના ઘટતા ઇલાજો લઈ પ્રજાને વફાદારીની લાગણીથી ઉભરાઇ જતી બનાવવાનું અથવા તો સખ્તાઇના ઇલાજો લઇ બંગાળને એક બીજું રશીઆ બનાવી દેવાનું સરકારના હાથમાં છે.

રૂશીઅન રૂઢીઓના સંબંધમાં ટીકા કરતાં સને ૧૯૦૬ માં "પાયોનીયર" પત્રે જણાવ્યું હતું કે હથીયારો દારૂગોળા વગેરે બધાં સાધનો સામે રશીઅન સરકાર ટકી શકે પણ જયારે બૉંબ છોડવાની રૂઢી સરકારને દેશમાં સુધારો કરવાની ચેતવણી આપવા માટે દાખલ કરવામાં આવી છે ત્યારે તો રૂશીઆની હાલની સરકાર લાંબો વખત સુધી ટકવાની આશા રાખી શકે નહીં. આ ફકરો વાંચી મી૦ તિલકે ટીકા કરી કે તે છતાં હિંદી સરકાર ટકી શકે એમ "પાયોનિયર" પત્ર માને છે.

"ટ્રિબ્યુન" પત્ર જણાવે છે કે અંગ્રેજી પત્રો હિંદીઓ સામે જે સખત લખાણ કરે છે તેનું કુદરતી પરિણામ એ આવે છે કે હિંદી પત્રો ઉશ્કેરાઇ જઇ અંગ્રેજો સામે સખત લખાણ કરે છે.

તા૦ ૧૭ મી મેના "ગુજરાતી" પત્રમાં બૉંબના સંબંધમાં આવેલાં લખાણના ફકરાઓ ઉપર ઇસારો કરી મી૦ તિલક બોલ્યા કે, "ઇંદુ પ્રકાશ" જે અત્રે આવી ગયલા સાક્ષી મી૦ જોશીના કહેવા

પ્રમાણે "કેસરી" પત્રના પક્ષનું નથી તે જણાવે છે કે હિંદમાંના હાલના અસંતોષનું સમાધાન કરવા માટે મોટા સરકારી અમલદારો તરફથી હિંદમાં ચલાવવામાં આવતા અમલમાં સુધારો કરવો જોઇએ છે.

"જ્ઞાનપ્રકાશ" પત્ર બૉંબના બનાવ માટે ખેદ બતાવી જણાવે છે કે સખ્તાઇના ઇલાજો લેવાયાથી હાલના મામલામાં કદી સુધારો થઇ શકશે નહીં. જાહેર પ્રજામતનું ઉલ્લંધન કરી કડવાશનું બીજ રોપવામાં આવશે તો તે ઝાડ અંતે પણ બંગાનળા જેવું જ ફળ આપશે.

**લાહોરના ખ્રીસ્તી ધર્મગુરૂની રૂડી સલાહ.**

લાહોરના વડા ધર્મગુરૂએ સારી સલાહ આપી છે, જે "એડવોકેટ ઑફ ઇંડિયા" પત્રમાં ઉતારી લેવામાં આવી છે. તેણે જણાવ્યું છે કે જેઓ આગેવાની લઇ બાહેર આવે તેઓને સજા કર્યાથી કંઇ દેશમાંનો અસંતોષ દુર થવાનો નથી.

**લૉર્ડ મોર્લી શું કહે છે?**

મી૦ તિલકે તે બાદ હિંદી પ્રધાન લૉર્ડ મોર્લીએ કરેલા એક ભાષણનો ફકરો ટાંકી બતાવી જણાવ્યું કે તેમાં લૉર્ડ મોર્લી પોતે જણાવે છે કે છુટાપણાનો અભિલાષ રાખવાનું આપણે પોતે હિંદીઓને શીખવ્યું છે. હિંદમાં સખ્તાઇના ઇલાજો લેવાથી આપણું કંઇ વળશે નહીં. આપણા અમલમાં ભાગ મેળવવાના જે અભિલાષ આપણે હિંદીઓના મગજમાં ઉભા કર્યા છે તે પુરા પાડવાની આપણે કોશીશ કરવી જોઇએ છે. સખ્તાઇના ઇલાજો યુરોપના ઘણા દેશોમાં લેવામાં આવ્યા છે, પણ તે કદી ફતેહમંદ નિવડયા નથી. લૉર્ડ મોર્લી જેવો હિંદનો સર્વથી વડો અમલદાર જ્યારે એવું ધારે છે કે ફકત જપતાના ઇલાજો લેવાથી આપણું એટલે ઇંગ્રેજોનું કંઇ વળવાનું નથી, ત્યારે મારા જેવો સાધારણ માણસ એવું લખાણ કરે તેમાં વાંધાભરેલું શું છે?

**અંગ્રેજી પત્રો સામે ચલાવવું જોઇતું કામ.**

તા૦ ૯ મી જુનના લખાણ ઉપર આવતાં મી૦ તિલકે જણાવ્યું કે, આ લખાણ અંગ્રેજી પત્રોએ હિંદીઓ સામે કરેલાં સખ્ત લખાણના જવાબમાં કરવામાં આવ્યું હતું. અંગ્રેજી પત્રોએ બૉંબની હોનારતના સંબંધમાં ટીકા કરતાં અમો બધા હિંદીઓને લુચ્ચા, ખુની એવી ઉપમા આપી હતી. આવી રીતે એવાં લખાણની પેહેલ કરનાર અંગ્રેજી પત્રો હતાં ત્યારે તેઓ સામે કોમો વચ્ચે ધિક્કારની લાગણી ઉત્પન્ન કરવા માટે કામ ચલાવવું જોઇતું હતું કે અમો તેઓને જવાબ આપનારાઓ સામે? અંગ્રેજી પત્રોએ આ બનાવના સંબંધમાં દીવાના બની જઇ હિંદીઓ ઉપર જેમ ગમે તેમ હુમલા કર્યા હતા, જેના અમે તેઓ કરતાં વધારે શાંત મગજે જવાબો આપ્યા હતા. બૉંબના બનાવના સંબંધમાં એક લખાણ કરતાં મેં "કમભાગ્ય" એવું મથાળું કર્યું હતું અને ખરૂં જોતાં કમભાગ્ય એક રીતે નહીં પણ અનેક રીતે થયું છે. બૉંબ ફેંકવાનો બનાવ બન્યો તે કમનસીબી છે, તે ઉપર અંગ્રેજી પત્રોએ દીવાના બની અનુચિત લખાણો કર્યાં તે કમનસીબી છે, તથા અમોએ તેના સખ્ત જવાબો આપ્યા તે કમનસીબી છે. ખચીત મારે કબુલ કરવું જોઇએ કે એ મામલો ઇચ્છવા જોગ નથી, તથા ઠંડે મગજે કામ લેવાવું જોઇતું હતું; પણ એવો વિચાર કરવા આગમચ કેવા સંજોગો વચ્ચે આ બધું બન્યું હતું તે ઉપર ધ્યાન પહોંચાડવાની હું તમને અરજ કરીશ.

**લખાણમાં દર્શાવવામાં આવેલા જુના વિચારો.**

સર ફીરોઝશાહ મેહેતા, મી૦ દાદાભાઇ નવરોજી વગેરેના કોંગ્રેસ પક્ષના વિચારો દર્શાવનારાં લખાણો, ભાષણો વગેરે પ્રકટ થયાં છે. તેમાં મોટા અમલદારોનાવર્ગના અમલ સામે વિચારો છુટથી દર્શાવવામાં આવ્યા છે. અલબત ખુદ સરકારી વર્ગ તરફના પણ પોતાના વિચારો પ્રકટ થયા છે. અમો કોંગ્રેસવાળાઓ તરફથી હિંદી અમલમાં સુધારો ચલાવવા માટેની લડત પચાસ વરસ થયાં ચલાવવામાં આવે છે તથા હિંદના મહાન વૃધ્ધનર મી૦ દાદાભાઇ નવરોજી આ લડત ચલાવવા માટે ખુદ ઇંગ્લંડ ગયા હતા. મોટો સરકારી અમલદારવર્ગ જણાવે છે કે હિંદનો

અમલ તેઓનાજ હાથમાં રહેવો જોઇએ. તેઓ કહે છે કે જો અમલ અમે અમારા હાથમાંથી છોડી બીજાના હાથમાં આપીશું તો હિંદમાં તદ્દન અંધાધુંધી ફેલાશે. તેઓનાજ આ વિચાર પ્રમાણિક છે એવું હું સ્વીકારીશ, પણ અમે માનીએ છીએ કે દેશમાં સુધારા દાખલ કરવા માટે હાલના અમલમાં ફેરફાર થવાની જરૂર છે. આ અમારા વિચાર પણ પ્રમાણિક છે. એવા વિચાર ધરાવનારૂં "કેસરી" વર્તમાનપત્ર છે. એ પત્ર સને ૧૮૮૦ માં શરૂ કરવામાં આવ્યું હતું, જેથી અઠાવીસ વરસ થયાં એ પત્રમાં મારા વિચારો હું જણાવતો આવ્યો છું. અલબત તે આગમચનાં બીજાં પત્રો એવા વિચાર જણાવતાં આવ્યાં છે, જ્યારે હું તેવાજ વિચારો મારા "કેસરી" પત્રમાં જણાવતો રહ્યો છું. આ ઇતિહાસ અત્રે આપવાની મારી મતલબ એવું બતાવવાની છે કે હાલના તકરારી લખાણમાં મેં કંઇ મારા નવા વિચારો દર્શાવ્યા નથી, પણ જુનાજ વિચારો નવા આકારમાં બતાવ્યા છે. વર્તમાનપત્રો કેવી રીતે વાંચવામાં આવે છે તે તો તમે જાણો છો. તેઓનો કંઇ ચોપડીઓની માફક અભ્યાસ કરવામાં આવતો નથી, પણ કદાચ ખા પીવાની વખતે અથવા બીજી ફુરસદે વાંચનાર અહીં તહીં વાક્યો વાંચે છે, જેથી ખેંચાણકારક આકારમાં જુના અને જુના વિચારો અપાયાથી વાંચનારના મગજ ઉપર તે ઠસવા પામે છે. આવી રીતે મારા પત્રમાં ફકત જુનાજ વિચારો નવા આકારમાં દર્શાવવામાં આવેલા હોવાથી એ વિચારોથી 'કેસરી' પત્રના વાંચનારાઓ સારી રીતે ઘણા લાંબા વખતના વાકેફ હોવા જોઇએ. ત્યારે આ લખાણથી છેક હમણાં વાંચનારાઓમાં ઉશ્કેરણી ફેલાયલી કેવી રીતે ગણવી જોઇએ.

### ખોટા તરજુમા.

એ પછી મી૦ તિલકે લખાણનો તરજુમો કેવી રીતે ખોટો કરવામાં આવ્યો હતો તે લખાણ થોડું થોડું વાંચતા જઈ બતાવવા માંડયું હતું. અંગ્રેજી બોલ ટીરેનીકલ ઉપર આવતાં મી૦ તિલકે જણાવ્યું કે ખેદકારક બીના એ છે કે મરાઠી બોલો ઘણા થોડાક હોવાથી તફાવતવાળા ઘણા અંગ્રેજી બોલોનો મરાઠીમાં એકજ બોલ જડે છે. દાખલા તરીકે અંગ્રેજી બોલો રીપ્રેસીવ, ટીરેનીકલ, ડેસપૉટીક, ઑપ્રેસીવ એ બધાનો મરાઠી અર્થ ફકત જુલમી કરી કરવું પડે છે. મી૦ જોશી અત્રે જુબાની આપવા આવતાં તમને યાદ હશે કે મેં તેઓને નીચલા અંગ્રેજી વાકયનો મરાઠીમાં તરજુમો કરવાને જણાવ્યું હતુંઃ—

A despotic government need not be necessarily tyrranical તેનો તરજુમો તેઓએ એવો કર્યો હતો કે **जुलमी राज्यपध्धति जुलमाचीच असली पाहिजे असे नाहीं.** આ ઉપરથી તમે જોશો કે તરજુમો કરનાર પોતે ડેસપૉટીક તથા ટીરેનીકલ બોલો મરાઠીમાં જુદી જુદી રીતે દર્શાવી શક્યો નથી. પણ તેને બંને બોલો માટે એકજ મરાઠી બોલ એટલે "જુલમી" બોલનો ઉપયોગ કરવો પડયો છે.

બાદ વધુ સુનાવણી સોમવાર ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

### મી૦ તિલકને તુરંગમાં ખસેડયા.

આજે મી૦ તિલકને હમેશ મુજબ કોર્ટના જુરીવાળા ઓરડામાં લઈ જવાને બદલે હાઇકૉર્ટની આગલી બાજુએથી ત્યાં તૈયાર ઉભી રાખવામાં આવેલી મોટરકારમાં બેસાડી પોલીસ અમલદારો સાથે તુરંગમાં લઈ જવામાં આવ્યા હતા. તેઓને એ મુજબ ત્યાંથી ખસેડવામાં આવશે એવી કોઇને વકી ન હોવાથી એ બાબત ઉપર કોઇનું ધ્યાન પણ ખેંચાયું ન હતું. તેમને વળી પેહેલાં કોલાબા તરફ લઈ જઈ ત્યાંથી મોટર ફેરવીને તુરંગમાં લઇ જવામાં આવ્યા હતા.

### હડતાળ અને હુલ્લડ.

આજે ઘણી મીલો બંધ રહી હતી. અને આશરે ૧૪૦૦૦ કામદારોએ હડતાળ પાડી હતી. ગમે તેટલું સમજાવવા છતાં તેઓ કામપર ગયા નહોતા. તેથી મોરારજી મીલ, જેકબ સાસુન મીલ, વેસ્ટર્ન ઇંડીયા મીલ, જામ મીલ, રહેમા

ની મીલ, સ્વાન મીલ, ઇસલામ મીલ, કરીમભાઇ મીલ અને મહમદભાઇ મીલ વગેરે મીલો સવારથી બંધ રહી હતી. એ શિવાયની બીજી કેટલીક મીલો ના કામદારોએ બપોરે જમવાની છુટી મળતાં હડ તાળ પાડી હતી, જેથી બીજી કેટલીક મીલો પણ બંધ રહી હતી.

ફર્ગ્યુસન રોડ ઉપર આવેલી મીલો આગળ બપોર પછી દશ હજાર કામદારોએ ભેગા મળી ચાલતી મીલો બંધ કરાવવા મીલો ઉપર પથરા ફેંકવા માંડયા હતા. જેથી મીલોનાં બારી બારણાં અને કાચ ભાગી ગયા હતા. પોલીસને ખબર પડ તાં કેટલાક અમલદારો સિપાઇઓની એક ટુકડી લઈ ત્યાં આવી પહોંચ્યા હતા. તેમણે લોકોને વી ખેરાઈ જવાની તાકીદ કરતાં તેમના પર પથરા પડયા હતા. જે પો. ઇન્સ. મી૦ ફુલર અને બીજા સિપાઈઓને વાગ્યા હતા. એ પછી કામદારોનું ટોળું વરલી તરફ વળ્યું હતું; પણ એટલામાં પો લિસને ખબર મળી કે ડીલાઇલરોડ ઉપર હુલ્લડનો દેખાવ થઈ રહયો છે. અહીં ગ્રીવ્સ કૉટન કંપનીની આઠ મીલો ચાલતી હતી, તેના ઉપર કામદારો પથરા ફેંકી તે મીલો બંધ કરવા માગતા હતા. ત્યાં પો. કમીશનર મી૦ જેલ અને સુપ્રિ. મી૦ સ્લોન એક ટુકડી લઈ આવી પહોંચ્યા. આ વખત નો દેખાવ ઘણો તોફાની હતો. કામદારો મીલોના દરવાજા પર પથરા ફેંકતા હતા. એવામાં ફીરોજ હોશંગ દસ્તુર અને મી૦ ચુનીલાલ હરિલાલ સેત લવડ મેજીસ્ટ્રેટોને ખબર મળવાથી તેઓ આવી પહોંચ્યા. તેમણે લોકોને ઘણા ઉશ્કેરાયેલા જોઈ મીલો બંધ કરવા અને કામ કરતા મજુરોને રજા આપવા સુચના કરી. તે પ્રમાણે ગ્રીવ્સ કૉટન કંપ નીની મીલો બંધ કરી કામદારોને રજા આપવામાં આવી હતી. અહીં મેજીસ્ટ્રેટો અને પોલિસ મીલ ના દરવાજા પર ઉભા રહી સાવચેતીના ઉપાયો લેતા હતા એટલામાં તેમને ખબર મળી કે કરીરોડ ઉપર યુરોપિયનોને માર પડે છે. મેજીસ્ટ્રેટ મી૦ દસ્તુરે આ ઉપરથી સબઇન્સ. મી૦ સકલાટવાળાને ત્યાંની હાલત તપાસવા મોકલ્યા તેમને તે રસ્તો લોકોથી ચીકાર ભરાઈ ગયેલો અને આસપાસની ચાલીઓ કામદારોથી ભરાઇ ગયેલી જણાઇ, તે લોકોના હાથમાં પથરા હતા. બે યુરોપિયનો વિકટો રીયામાં બેશી જતા હતા તેમના ઉપર લોકોએ પથરા ફેંકયા તેથી તેઓ પડોશની એક પારશી ની દારૂની દુકાનમાં ભરાઈ ગયા હતા. મી૦ સકલાટવાળાએ આવીને આ ખબર આપતાં મેજીસ્ટ્રેટો અને મી૦ જેલ વગેરે ત્યાં દોડી ગયા. અને ભેગા થયેલા લોકોને વીખેરાઈ જવા જણાવ્યું, પણ તે પ્રમાણે લોકો વિખેરાયા નહિ તેથી મેજી સ્ટ્રેટ મી૦ સેતલવડે લોકોને હુલ્લડને લગતો કાય દો વાંચી સંભળાવ્યો અને પછી પોલીસને બંદુક ફોડવાનો હુકમ આપ્યો. આ વખતે એક માણસે પો. કમીશનર મી૦ જેલ ઉપર ઇંટ ફેંકી તે તેમને નહિ વાગતાં સબ ઇન્સ. મી૦ નવરોજી સકલાટ વાળાને માથાની ડાબી બાજુએ ઘણી સખત વાગી અને સુપ્રિ. મી૦ સ્લોન તથા ઑફીસ ઉપર પથરા પડયા. મી૦ જેલે પહેલી બંદુક ફોડી, એ પછી મી૦ સ્લોન અને બીજા પોલીસોએ ગોળીઓ છો ડી, પણ સારા ભાગ્યે કોઇને ઇજા થઇ નહિ. ટોળા માંથી એક આગેવાન હિંદુને પોલિસે પકડયો. એટ લામાં લશ્કરી ટુકડી ત્યાં આવી પહોંચી, તેમણે લોકોના ટોળાને વીખેરી નાંખ્યું ને એક ચાલીમાં જોતાં ત્યાં પથરાનો ઢગલો કરેલો જણાયો. સોપારી બાગ તરફ જતા યુરોપિયનોને તે તરફ નહિ જવા પોલિસ સુચવતી હતી.

આ હુલ્લડમાં ભાગ લેવા માટે ફર્ગ્યુસનરોડ ઉપરથી પાંચ, ડીલાઇલ રોડ ઉપરથી બે અને કરી રોડ ઉપરથી એક એ પ્રમાણે આઠ માણસોને પો લિસે પકડયા હતા.

**મીલ મજુરોનું હુલ્લડ**—શનિવારે સઘળી મીલોના ઇજનેરોએ વેળાસર હાજર થઈ ઇન્જીનો ચાલુ કર્યા હતાં. રાતની સખત લશ્કરી દેખરેખ સવાર સુધી એક સરખી ચાલુ હતી. અને કામદારોનો મોટો ભા ગ સમજ વાપરીને કામે લાગ્યો હતો, પણ કેટલાક મુકરદમો પુરો થાય ત્યાં સુધી હડતાલ ચાલુ રાખવા

માગતા હતા, પણ સમજાવટથી ઘણાખરા આખરે કામે લાગ્યા હતા. ફર્ગ્યુસન રોડ પરની દામોદર મીલમાં મીલ ઉઘડતાં માત્ર ૨૫૦ કામદારો હાજર થયા હતા, પણ વધુ કામદારો ન આવવાથી મીલ તુરત વેળા બંધ કરવી પડી હતી. “નારણજી” મીલને આગલા દીવસના તોફાનથી બારી બારણાં ભાગવાથી ઘણી નુકશાની થઇ હતી. “લખમીદાસ,” “જમસેદ” “ત્રિકમદાસ” અને “કેસંટ” મીલોનાં બારી બારણાંના કાચ ભાગી ગયા હતા. શુક્રવારે સાંજે જે યુરોપીયનો પર માર પડયો હતો, તે જી. આઈ. પી. રેલ્વેના પરેલના સ્ટોર ખાતાના બે અમલદારો હતા. તેઓને હુલ્લડની ખબર હતી, પણ તેમને મુંબઈ જેવા શેહેરમાં હેરાન કરવામાં આવશે એવો ખ્યાલ ન હતો, પણ ન ધારેલા તેમનાપર ચો તરફથી પથરા ફેંકવામાં આવ્યા હતા. દારૂવાળા પારસીએ તેમને બચાવવાને દુકાનનો દરવાજો બંધ કરવાની તજવીજ કરી પણ દુકાનપર પથરનો એવો તો મારો ચલાવવામાં આવ્યો હતો કે અંદરના ગ્લાસો, બાટલીઓ અને ફાનસોનો ચુરેચુરો થઇ ગયો અને પારસીને પણ એક બે પથર વાગવાથી કેટલીક ઈજા થઇ હતી. હુલ્લડવાળા લત્તાઓપર શનિવારે સહવારથી લશ્કરની સખત દેખરેખ હતી. અને જેકબ સર્કલ આગળ તો બે તોપો લાવીને ગોઠવવામાં આવી હતી.

---

### છઠ્ઠો દિવસ.

( ૨૦-૭-૦૮ )

સોમવારે કોર્ટ બેસતાં મી० તિલકે પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું કે ચોક્કસ વર્તમાન પત્રોમાં સામસામી તકરારો ચાલતી હતી, જે બહુ જુની હતી અને તેમાં બૉબની તકરાર પણ સમાઇ ગઇ હતી. અમુક પેપરોએ માર્શલ-લૉ ચાલુ કરવાની હિમાયત કરી હતી અને તેને પ્રો-બ્યુરોક્રેટીક છાપાએ વખોડી કાઢી જણાવ્યું હતું કે જો તેમ કરવામાં આવે તો તેના બદલામાં ચોક્કસ હકો પ્રજાને આપવા જોઇએ. આવી રીતે પક્ષાપક્ષ વચ્ચે ઝગડો ચાલ્યો હતો. મારા પોતાને માટે કહી શકું કે પ્રજામત તરફ સરકારનું વલણ ઢળતું જોઈને હું ઘણો ખુશી થયો હતો. એ હક આપવાની તકરાર છેક ૧૮૫૦ના વરસથી ચાલુ રહેલી છે, બલકે તેથી પણ જુના વખતની છે. મેજર જૉન કે તરફથી એક ચોપડી બહાર પાડવામાં આવી હતી, તેમાં એમ જણાવ્યું હતું કે, હિંદુસ્તાન હિંદી પ્રજાને હમણાં અથવા કોઈપણ વખતે આપી દેવાને આપણે બંધાયલા નથી, પણ ઉલટું તેને જેમ બને તેમ આપણને લાભ કરી આપે તેવું બનાવવું જોઇએ છે. પાયોનિયર, ઈંગ્લીશમેન, એશિયન વિગેરે પત્રો એવા પ્રકારના વિચારો દર્શાવતાં તો હું તેમને જવાબ આપતો હતો. ફરિયાદી પક્ષે આ આર્ટીકલનો હેતુ દર્શાવ્યો નથી, તેમ તે દર્શાવવાની કોશીશ પણ કરી નથી કારણ કે ફરિયાદી પક્ષ તે સમજ્યો નથી.

### ભાષાંતરની ભુલ.

હવે તરજુમાની ભુલો હું દેખાડવા માગું છું. “પરવર સીટી” બોલ તર્દનજ ભુલ ભરેલો છે, એમ હું દેખાડી આપી ચુકયો છું. તરજુમામાં “ઍસેસીનેશન” બોલ આવ્યો છે. એ બોલ કેવી રીતે ભુલ ભરેલો છે તે મરાઠી બોલ જોતાં તુરત જ માલમ પડી આવશે. “કીલીંગ” બોલ એમ સ્થે હોય તો મારી નાખવું એમ થાય, “મર્ડર” એટલે ખુન કરવાના હેતુથી મારી નાખવું એમ થાય અને ઍસેસીનેશન બોલ ખુન સાથે કાવત્રાંનો અંશ ભેળાયલો હોય ત્યારે વાપરવામાં આવે. હવે મરાઠીમાં **ગુપ્ત ખુન** એવો બોલ આવ્યો છે જેનો અર્થ સીક્રેટ મર્ડર એવો થવો જોઇતો હતો. તેનો એક તરફ આપેલો અર્થ જયારે બરાબર છે ત્યારે બીજે ઠેકાણે બીજોજ અર્થ કરીને તરજુમામાં જુદોજ ભાવાર્થ જણાવવામાં આવ્યો છે. જયાં એ ભુલ થઇ છે ત્યાં નવો ઊપજાવેલો બોલ વાપરવામાં આવ્યો છે. રૂશિયામાં જેમ થયું છે તેમજ ટીરૅની ગુજારનારા સત્તાવાળાઓ હોય ત્યારે થવું જોઇએ એવું તરજુમામાં મુકયું છે, પણ ખરેખર તો ઑપ્રેસીવ બોલ મુકવો જોઇતો હતો. ૧૯૦૬ના વરસમાં પાયોનિયરે રૂશિયાના મામલા સંબંધે તેમજ લ

ખ્યું હતું, પણ એ અંગ્લો ઇંડીઅન છાપાઓનો રીવાજજ છે કે રૂશિયાને માટે જુદું લખવું અને હિંદને માટે જુદું લખવું. પેશન્સ ઑફ હ્યુમેનીટી ને બદલે હ્યુમન પેશન્સ કરવો જોઇતો હતો.

### પંડિત મોર્લી.

વાઇકાઉન્ટ મોર્લીને માટે પંડિત મોર્લી એમ આર્ટીકલમાં લખ્યું છે. પંડિતનો અર્થ ફીલસુફ, એવો થાય છે. મેં તેને હાલના મામલાની સમજ આપી છે અને તેજ સમજ ડા. રાસવિહારી ઘોસ અને બીજા ઘણાઓએ આપી હતી અને તેને કહ્યું હતું કે જ્યાં સુધી રાજ્ય વહીવટમાં સુધારા થશે નહીં ત્યાંસુધી બૉયકોટ, સ્વદેશી વગેરે હીલચાલ ચાલુ ને ચાલુજ રહેશે. સર વીલીયમ વેડરબર્ને તા૦ ૫ મી માર્ચ ૧૮૮૪ના વરસમાં મુંબઇ ગૅઝીટ માં એક લખાણ કરીને સરકારી રાજનીતિ વિષે વિચારો જણાવ્યા હતા અને તેજ વિચારો મેં બુરોક્રસીની બાબતમાં પાછા દર્શાવ્યા હતા. તે વિચારો મારા પોતાના નહીં હતા પણ સર વીલી યમ વેડરબર્નના મેં ટાંકી દેખાડયા હતા.

### બેંગાલીઓની બીલાડીઓ સાથે સરખામણી.

બીલાડીને જો એક ઓરડામાં ગોંધી રાખી હોય અને તેના ઉપર હલ્લો લઇ જવામાં આવે તો તે પણ સામી થાય છે, તેમ મેં મારા લખાણ માં જણાવ્યું છે કે, બેંગાલીઓ બીલાડી કરતાં વધુ ચઢીઆતા છે. અને જ્યારે બીલાડી જેવી પણ સંકડામણમાં આવે છે, ત્યારે સામી થાય છે, ત્યારે બેંગાલીઓ સામા થાય તો તેમાં કશું આશ્ચર્ય નથી. ડા. રાસવિહારી ઘોસે પોતાના ભાષણમાં એવીજ રીતે વિવેચન કર્યું હતું. અને તેજ વિચારો ઘણાઓએ દર્શાવ્યા હતા. વળી ઇંગ્લંડ ગયેલા હિંદી ડેલીગેટોએ પણ એવાંજ વિવેચનવાળાં ભાષણો કર્યાં હતાં. જે તરજુમો કરવામાં આવ્યો છે તેમાં ફાયરનો બોલ ભુલભરેલો છે. મારો હેતુ જીંદગીના અગ્નિનો જુસ્સો એવું કહેવાનો છે. આ તો સામાન્ય રીતે જણાયેલું છે કે પરદેશી અમલ ચાલતાં લોકોનો જુસ્સો મંદ થઇ જાય છે. અંગ્રેજો ફરીઆદ કરે છે કે, અમે તો નરમ અને ઠંડી છે, તે કંઇ ગરબડ કરતી નથી, પણ એજીટેટરો માત્ર ગરબડ ચલાવે છે. અમે તેનો જવાબ વાળ્યો હતો કે, એ ગરબડ મચાવવાનું તો કુદરતી છે, અને તે સ્વાભાવિક નિયમથી જન્મ લેવા પામી છે. મારા પક્ષને નાહક બદ નામ કરવામાં આવે છે, પણ ખરેખર તો અમારો હેતુ અમારો પોતાનો જાતિ ટેક જાળવીને સામી ટીકાનો રદિઓ આપવાનો છે. મી૦ થૌર બર્ન તે પંજાબના એક આમલા ફીનાનશિયલ કમીશનરે એવાજ સવાલ ઉપર એક ભાષણ આપ્યું હતું, અને એક ચોપાનીયું પણ બહાર પાડ્યું હતું.

### દેશ જીતવાનો હેતુ શું?

એક પરદેશી એક દેશ જીતી લે તો તેમાં તેનો હેતુ શું હોય? એક તો એ કે જંગલી દેશને પોતાના કબજામાં લઇ તેને સુધારવાનો પરમાર્થીક હેતુ, બીજો જાતિ લાભ અને ફાયદો કરી લેવાનો હેતુ અને ત્રીજો, ઉપલા બંને ગુણોનો મિશ્ર હેતુ. એવાજ વિચાર ઉપરના પંજાબના અમલદારે રૂના વેપાર અને ઉદ્યોગની બાબતમાં જણાવ્યા હતા અને હિંદી ઉદ્યોગ કેમ પડી ભાગ્યો છે તેનો તેણે લંબાણ લખાણથી રદિયો આપ્યો હતો. એન લાઇટંડ સેલ્ફ ઇન્ટરેસ્ટ, **સુબુધ્ધ સ્વાર્થ** એવા બોલ મેં આર્ટીકલમાં મુકયા છે, જ્યારે ઉપલા લખનારે તો તે બોલ વધારે સખ્ત રીતે મુકયા છે. મેં તો તે વાકય બનતા સુધી નરમ મુકવાની કોશીશ કરી છે, છતાં તેની સામો વાંધા ઉઠાવવામાં આવ્યો છે અને અહીં આવો સખ્ત શબ્દ હોવા છતાં વાંધો ઉઠયો નથી. આવા વિચારો મી૦ થૌરબર્ને એકલા એજ દર્શાવ્યા નથી, એવા વિચારો ઘણાક બાહોશ અંગ્રેજ રાજદ્વારીઓ જણાવી ગયા છે. અને તેથીજ મેં મારા લખાણમાં લખ્યું છે.

### બૉંબના અપરાધનો હેતુ શું? રાજ્ય વ્યવસ્થાની ખામી.

જે વિચારો મેં રૉયલ ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન હજુર દર્શાવ્યા હતા તેજ મેં મારા લખાણમાં

બતાવ્યા છે. બોલેબોલ તેજ હતા અને તેથીજ તમે જોઈ શકશો કે આ બોલ અહીં મરાઠીમાં મુકી તેનો તાણી તોડીને હું તરજુમો કરવા માગતો નથી, પણ ઉપલા કમિશન આગળ મેં લેખીત જુબાની આપી હતી તેમાં એજ બોલેબોલ લખ્યું છે. એવાજ વિચારો છેલ્લાં ત્રીસ ચાળીસ વરસ થયાં દર્શાવવામાં આવતા રહ્યા છે, છતાં તેની એવી કંઈ માઠી અસર થયેલી જણાઈ નથી કે કોઇ ટંટો બખેડો થવા પામ્યો નથી. એ વારંવાર લખવાનું કારણ એજ છે કે કંઈ પણ હક યા નવા સુધારા મેળવવાના હોય છે ત્યારે તેની ફરી ફરી ચર્ચા કરવી પડે છે અને ત્યારેજ તે મળી શકે છે. સામા પક્ષ તરફથી એમ કહેવામાં આવ્યું છે કે, મૉડરેટો, ઍક્ષ્ટ્રીમીસ્ટો તથા એજીટેટરો વિગેરેની હીલચાલથી બૉંબનાં કાવત્રાં અને અપરાધ થયા છે, અને અમે કહ્યું છે કે રાજ્ય વ્યવસ્થાની ખામીને લીધે તેમ થયું છે. સામા પક્ષે લખ્યું છે કે આમ થયેલું હોવાથી લશ્કરી દોડધામથી કચડી નાખીને—એજીટેશનને દાબી દઈને આવા કામમાં અપરાધનો અટકાવ કરવો. અમે લખ્યું છે કે તેમ નહીં કરતાં પ્રજાને હકો આપવા. પ્રજાને હકો આપવાની માગણી કંઈ આજકાલની નથી. મી૦ દાદાભાઇ નવરોજીએ ૧૮૭૦ ના વરસમાં એક ચોપડી પ્રગટ કરી હતી અને તેમાં તેમણે જણાવ્યું હતું કે એક દિવસ એવો આવશે કે જયારે બંને પક્ષો વચ્ચે અથડામણ થશે. એક પક્ષ મકાનમાં દાખલ થવા માગશે અને બીજો પક્ષ પોતાનો ખુરસીનો ઉંબર ઓળંગવા દેશે નહીં. એજ લખાણનો પડઘો મારા લખાણમાં થયો છે.

## સઘળાં લખાણો અને ભાષણો દાબી દો.

સરકાર તરફના ધારાના હિમાયતી કહે છે કે અમે રાજવહિવટમાં વધુ હક માગ્યો છે, એ ખરી વાત છે, અમે તેજ માગતા આવ્યા છીએ અને જો તેવી માગણી કરવાના કામને ફીતુરી લેખવામાં આવે તો આખા હિંદુસ્થાનને ફિતુરી ગણવું જોઇએ. રાજ વહિવટમાં ફેરફાર કરવાની મારી માગણી હતી અને ડીસેંટ્રલાઇઝેશન કમિશન આગળ પણ મેં કહયું હતું કે તે સુધારા એકદમ દાખલ કરવાના નથી, પણ ધીમે ધીમે દાખલ કરવા જોઇએ. પાયોનિયરે, સઘળાં લખાણો અને ભાષણો એકદમ દાબી દેવાની સુચના કરી હતી. તરજુમામાં ઍગ્રેસીવ બોલ વાપરવામાં આવ્યો છે પણ તેને બદલે રીગ્રેસીવ વાપરવો જોઇતો હતો, અને રીગ્રેશન ફતેહમંદ ઊતરતું નથી એવું મેં ઇતિહાસને આધારે સાબીત કરી આપ્યું હતું અને તેના સંબંધમાં મેં જાપાનનો ઇસારો કર્યો હતો.

## સરકારને ચેતવણી.

ઑન. મી૦ ગોખલે તથા ડા૦ રાસ વિહારી ઘોસે પણ ૧૯૦૬ની કલકત્તાની કાંગ્રેસ વખતે એવી મતલબની ચેતવણી આપી હતી કે, આ તરફ એક નવું રૂશીયા ઉભું થશે. એક એંગ્લો ઇન્ડીઅન પત્રે તેમના બોલવાનો એવો અર્થ કર્યો હતો કે તેઓ બૉંબને લગતી વાત આગળથી જાણતા હોવા જોઇએ. અહીં આ બે ગૃહસ્થોએ આગળથી ચેતવણી આપી હતી અને તેનો આવો અર્થ કરવામાં આવ્યો હતો. જયાં ચેતવણી નથી આપવામાં આવી ત્યાં એવું આળ મુકવામાં આવે છે કે સઘળો મામલો જાણવા છતાં ચેતવણી આપવામાં આવતી નથી. સરકાર તરફના ધારાના હિમાયતી કહે છે કે અમે નાહક છેડતી શોધીએ છીએ, પણ જો આવી હીલચાલને છેડતી કહેવામાં આવે તો તે દાહેકાઓથી ચાલતી કહેવાવી જોઇએ. ઑન. સર ફીરોઝશા મેરવાનજી મેહતાએ એવાજ વિચારો મુંબઈની છેલ્લી કાંગ્રેસમાં ડેલીગેટોને આવકાર આપતાં દર્શાવ્યા હતા. હમણાંની રીતિ માણસ જાતના સ્વભાવની દરકાર કર્યા વગર ચલાવ્યા કરવા જેવી છે અને તે તરફ ઑન. સર મેહતાએ એક વાકય ટાંકી જણાવ્યું હતું કે હમણાંની રાજનીતિ તો એવું કહે છે કે અમેજ સઘળું કરીશું,

અમેજ બોલીશું, અમેજ તમારા સુરબ્બી બનીશું વિગેરે. આવી સત્તાની સામા આગળથી બોલાતું આવ્યું છે અને અમે પણ બોલ્યા છીએ. જુરીના ગૃહસ્થો, તમારા દેશમાં કોઈ સખતાઈ ભરેલા કાયદા પસાર થાય તો તમે શું નહીં કહેશો કે અમને આવા કાયદા જોઈતા નથી? અમને સખત કાયદા આપવામાં આવે તો અમે પણ તે નાપસંદ કરીશું અને કદાચ તેવી અમારી માગણી જાણીને સામા પક્ષને ગુસ્સો લાગતો હોય તો તેથી શું એમ ગણી લેવું જોઇએ કે અમે ફીતુર કર્યું છે.

### કોડીબંધ માણસોને લટકાવી દો.

એંગ્લો ઇન્ડીઅન પ્રેસમાં એવી સુચના થઇ છે કે જે કોઇ ગરબડ કરે તેમને ફાંસીને લાકડે લટકાવી દો અને તેમ કોડીબંધ માણસોને લટકાવી દેવા. ત્યારે અમે તેનો ઉત્તર વાળ્યો, જેમ કરવાનો શું અમને હક નહીં હતો? મેં લખ્યું છે કે હમણાં રેલ અઢી છે, પણ રેલને બદનામ ના કરો પણ તેનું મુળ કારણ જે વરસાદ છે તેને બદનામ કરો. મેં મારા લખાણમાં દાખલો આપ્યો છે કે આપણી પૃથ્વી ફરે છે પણ તે જેમ આપણને લાગતું નથી, તેમ જે કોઇ ભુલ કરે છે તેને તે ભુલ માલમ પડતી નથી. એટલે રાજસત્તા પોતાની ભુલ જોઇ શકતી નથી, અને જે કંઇ પરિણામ નિપજે છે તેને માટે કોઇ બીજાનેજ બદનામ કરવા નિકળે છે. રાજસત્તા સામે મેં વીસ વરસ થયાં લખ્યું છે અને મારા ઉપરાંત બીજા સો માણસોએ લખ્યું છે, ત્યારે હમણાં સુધી મારૂં અને તેમનું લખાણ ફિતુરી કેમ નહીં ઠર્યું? બુરોક્રસીનો જે અર્થ અમે કર્યો છે તેજ લૉર્ડ મોર્લિએ પણ કર્યો છે. બુરોક્રસીએ અમારૂં ભલું કર્યું હશે પણ હવે તેનો કાળ પુરો થયો અને હવે અમને વધારે સુધારો મળવો જોઇએ છે. બુરોક્રસીની સામા ધારા સભાઓમાં બોલાયું છે, ઇંગ્લંડની જાહેર સભાઓમાં બોલાયું છે, ડીસેન્ટ્રલાઇઝેશન કમિશનમાં ખુલ્લેખુલ્લું બોલાયું છે, ત્યારે આ મારાજ લખાણમાં તે ફિતુરી કેમ ઠર્યું તે હું સમજી શકતો નથી.

### દર્દ અને તેનો ઉપાય.

હિંદુસ્તાનમાંના રાજદ્વારી હીલચાલ કરનારાઓના કેટલાક વર્ગો પાડવામાં આવ્યા છે. એક નેમસ્ત, બીજો જહાલ અને ત્રીજો વર્ગ જે નેમસ્ત પણ નથી અને જહાલ પણ નથી. મેં એ ત્રણ વર્ગોના સંબંધમાં ખુલાસાવાર લખ્યું હતું. તેમાં ફાયર એંડ એન્યુજીઆઝમ એવા બોલ તરજુમામાં દાખલ થયા છે પણ તે ભુલ ભરેલા છે. "સરકારની જુલમાટ ભરી રાજનીતિ", એવા વાકયના સંબંધમાં હું જણાવીશ કે સરકાર જેવો બોલ અસલ મરાઠીમાં મુકેલોજ નથી. મેં એમ લખ્યું છે કે, ૩૦ કરોડ માણસમાં એક પણ માણસ રાજદ્વારી ખામી સમજ્યા વગર રહ્યો નહીં હશે, એ કંઇ ૩૦ કરોડ માણસને ઉશ્કેરવાની વાત નથી. મારવાડમાં ગરમી ઘણી રહે છે અને સીમલામાં થંડક છે એવી મેં સરખામણી આપી છે અને એવી સરખામણી તો કોઇ પણ લખાણમાં તમે જોવા પામશો. મેં ખુલ્લું લખ્યું છે કે જુદાં જુદાં માણસના મન ઉપર કેવી અસર થવી જોઇએ તે સરકારે વિચારવું એવી અમારી માનપુર્વક અરજ છે. એમ લખવાનો મારો હેતુ એજ છે કે સરકારે દોષવાન માણસોને સજા તો કરવી જોઇએ, પણ તેમ કરવા પછી આ બનાવો કેમ બન્યા તેની સરકારે તપાસ ચલાવવી જોઇએ, અને નહીં કે પાયોનિયર અને બીજાં પત્રોની સલાહ મુજબ સખત પગલાંથી તે દાબી દેવાની કોશીશ કરવી જોઇએ. દર્દ અને ઉપાયનું મેં ઉદાહરણ આપ્યું હતું. એક ગુમડું થાય તો તેની દવા કરવા સાથે પીવાની દવા પણ આપવી જોઇએ, કારણ કે માંહેલા બગાડાને સબબે ચામડી ઉપર ગુમડાં ફુટી નિકળે છે.

### પાયોનિયરના હુમલા.

પાયોનિયર પત્રે જે બહુજ સખત ભાષામાં લખાણો કર્યાં હતાં અને અમારા જેવા દેશીઓ ઉપર હુમલા કરી ગાળો ભાંડી હતી તેનો મેં જવાબ દીધો હતો અને તેમ કરવામાં કેસરીની ભાષા ઘણી નરમ અને સભ્યતા ભરેલી હતી. પાયોનિયર અને તેવાંજ બીજાં પત્રોએ કરેલી

સુચના મુજબ સખત પગલાં લેવાની જરૂર જ પડે તો તે લેવા સાથે બીજાં પગલાં પણ લેવાં એવો મેં જવાબ વાળ્યો હતો. મેં ખુલ્લું જણાવ્યું હતું કે એકાદ બે માણસો ઝનુનમાં દીવાના બન્યા હોય અને તેઓએ અપરાધ કર્યા હોય તેથી એમ ઠરવું જોઇતું નથી કે સઘળા એજીટેટરો ઝનુની અને દીવાના છે. એજીટેશન કંઈ આજનું નથી. મેં કહયું છે તે મુજબ ૨૮ વરસ થયાં એ વિચારો કેસરીમાં મેં દર્શાવ્યા છે, અને જો કે પાયોનિયરે અમને ગાળો ભાંડીને તોડી પાડવાની કોશીશ કરી છે તો પણ અમે તો શાંતિ અને ધીરજથી નરમ ભાષામાં જ તેનો જવાબ વાળ્યો છે.

### દુ:ખ ખમો પણ એક આંસુ પણ ના પાડો.

સામો પક્ષ અમને હુકમ કરે છે કે, જે દુ:ખ પડે તે ખમ્યા કરો પણ એક આંસુ પણ પાડશો ના. શું એમ કહેવું ઘાતકી નથી? હિંદી પ્રજા સુલેહ શાંતિને ચાહનારી છે અને જો બે ચાર માણસોએ તોફાન જગાડયું હોય તો તેને માટે સઘળા હીલચાલ કરનારાઓને અરાજ્ય ભક્ત, બદકાર, અને ખામીવાળા ગણવા એ શું અપરાધ કરવા જેવો ગુન્હો નથી? એ અન્યાયી અને ગેરવાજબી નથી? મારૂં લખાણ પણ તેજ ઢબનું છે. લોકો રાજવહીવટમાં વધુ ભાગ લેવા માગે છે અને તેજ સઘળી ખટપટનું કારણ છે એમ ગમે તો ધારી લો, પણ તેથી તે માગણી કરનારા સઘળા માણસો ખટપટ કરનારા છે એમ કહેવું જોઇતું નથી. એક અમલદારને મારી નાખવાથી સરકારને ઉરાડી નાખવાનું બનશે એમ ડહાપણ ધરાવનારા માણસો ધારી શકે જ નહીં, કારણ કે એક અમલદારના જવા પછી બીજો અને બીજા પછી ત્રીજો અને પછી ચોથો કે પાંચમો પણ આવે એમ હોવાથી એક બે અમલદારોને મારી નાખવાથી સરકારને શું ખોટ જવાની છે? મેં એ લખ્યું છે કે એક બીલાડી પણ જીવ ઉપર આવે છે, એક હરણ પણ કોઇવાર સામે થાય છે માટે અપરાધ કરનારને ગમે તેટલી સજા કરો, પણ તેવા અપરાધ થતા અટકાવવાને સારૂ સુધારા દાખલ કરો. **ત્રાગા** બોલ મરાઠીમાં એવી રીતે વપરાય છે કે એક માણસ બીજાને ઘેર જઇ તેને સમજાવે, પટાવે, કાલાવાલા કરે, અરજ કરે, અને તે પછી પણ પેલો બીજો માણસ માને નહીં ત્યારે પેહેલો માણસ પોતાનેજ નુકશાન કરે અથવા આપઘાત કરે ત્યારે એમ કહેવાય કે માણસે **ત્રાગો** કર્યું. મેં બૉંબના અપરાધ કરનારાઓને **ત્રાગા**ની ઉપમા આપી હતી. અને તેઓએ ખુદ પોતાનોજ નાશ કર્યો હતો, એમ જણાવ્યું હતું.

### નાપસંદગી તે ફિતુર નથી.

લૉર્ડ મોર્લીના અને અમારા વિચાર લગભગ મળતા છે. અને તેના છેલ્લા ભાષણની જે વિગત ગયા શુક્રવારના મેલ સાથે મળી છે તે દેખાડી આપે છે કે તે પણ સુધારા દાખલ કરવાની જરૂર જુવે છે. અમારા અને લૉર્ડ મોર્લીના વિચારો વચ્ચે ફરક એટલોજ છે કે, અમે વધુ પ્રમાણમાં સુધારા માગીએ છીએ જયારે લૉર્ડ મોર્લી ચોક્સ હદમાં આપવા માગે છે. લૉર્ડ મોર્લીએ ભાષણ કર્યું તેની આગમજ આ વિચારો મેં દર્શાવ્યા હતા અને તે ફિતુર ઠર્યાં છે અને લૉર્ડ મોર્લીએ જણાવેલા વિચારો ફિતુર ઠર્યા નહીં! લૉર્ડ મોર્લીએ એવુંજ મત આપ્યું છે માટે મારી માગણી એવી છે કે મારે માથે ફિતુરનો અપરાધ ટકી શકે નહીં. મારાં લખાણમાં તે લોકોને એવા અપરાધ નહીં કરવાની સુચના કરવામાં આવી છે, પણ તેની સાથે સરકારને પણ ચોક્કસ સલાહ આપવામાં આવી છે, જે સરકારને નાપસંદ થઈ પડી હશે; પણ નાપસંદગી તેજ ફિતુર નથી. લૉર્ડ મોર્લીએ પોતે કહ્યું છે કે લશ્કરી કાયદો લાગુ પાડવો અને લશ્કરથી કામ લેવું એ તદનજ "નોનસન્સ" છે અને તેજ વિચારો મેં પણ દર્શાવ્યા છે અને તે લૉર્ડ મોર્લીએ ભાષણ કર્યું તે પેહેલાં દર્શાવ્યા હતા. મેં મારા લખાણમાં **દુર્દશા** વિષે લખ્યું છે, જે એ હતી કે એજ વખતે સઘળા બનાવો બન્યા હતા. બૉંબના અપરાધો તેજ વખતે બન્યા, પાયોનિયરે તેજ વખતે છેડતી શોધી, અમે તેજ વખતે સરકાર આગળ માગણી કરી, તેજ વેળાએ સર

કારે તેનો અસ્વીકાર કર્યો અને તેજ વખત અમ ને આવાં લખાણ કરવાં પડયાં. એ સઘળી અમારી **દુર્દશા** હતી અને તે સઘળી વિગત મેં મારા લખાણમાં દર્શાવી છે.

### "મારાં લખાણોથી હું શરમાતો નથી"

પાયોનિયરે સલાહ આપી હતી કે બૉંબના અપરાધને ધિક્કારી કાઢવાની લાગણી આખા હિંદુસ્તાનના સઘળા ભાગોમાંથી જાહેર કરવી જોઇએ અને તેજ બાબત ઊપર મેં લખ્યું હતું કે અલબત એવી લાગણી જાહેર થવી જોઇએ, પણ તે સાથે લોકોને હેરાનગતી પોહોંચે તેવાં પગલાં લેવાવાં જોઇએ નહીં. તમોએ મારાં લખાણોનો ભાવાર્થ જોયો છે અને જે પેહેલો આર્ટીકલ આપણે હાથમાં લીધો છે તે પાયોનિયરના આર્ટીકલનો જવાબ છે, જે જોતાં તમે સમજી શકશો કે પાયોનિયરે જ્યારે પોતાના વિચારો સરકાર આગળ મુકયા છે, ત્યારે અમે અમારા વિચારો સરકાર આગળ મુકયા છે. જો એંગ્લો ઈંડીયન પત્રોનેજ સરકાર આગળ વિચારો દર્શાવવાનો હક મળતો હોય તો પછી સઘળાં દેશી પત્રો દાબી દેવાં જોઇએ. દેશી પત્રો હસ્તી ધરાવતાં આવ્યાં છે અને જ્યાં સુધી હસ્તી ધરાવશે ત્યાં સુધી સરકાર આગળ પોતાના વિચારો જાહેર કરશેજ. આ વિચારો ૩૦ વરસ થયાં રજુ થતા આવ્યા છે પણ હમણાં એવો કંઇ મામલો ચાલુ થયો છે કે જ્યારે એંગ્લો ઈંડીયન પત્રોને જવાબ દેવા સાથે આ વિચારો દર્શાવવા પડે છે. મારાં લખાણોથી હું શરમાતો નથી, પણ જે ઢબે, જે કારણે અને સંજોગે આ આર્ટીકલ લખાયો છે તેની હું તમને સમજણ આપું છું.

### પાયોનિયર સામે મુકરદમો ચલાવો.

શું એમ ઠરવું જોઇએ કે પાયોનિયર જે વિચારો જણાવે તેજ ખરા અને અમે જણાવીએ તે ખોટા? હું જાણું છું કે પાયોનિયરની હિમાયતમાં કેટલાક હિંદીઓ છે, તેમ અમારી હિમાયત કરનારા કેટલાક એંગ્લો-ઈંડીયનો પણ છે. બ્યુરોક્રસી રાજનીતિ ડેમોક્રેટીક છે, તે સત્તાને અંકુશ રાખતી નથી, વગેરે લખવું તે શું અપરાધ થયો કે? એવાં લખાણો શું ઇંગ્લંડમાં નથી થતાં? પ્રજાના પ્રતિનિધિ તરીકે મારી ફરજ હતી કે પાયોનિયરને જવાબ આપવો અને ખુલ્લા સ્પષ્ટ બોલોમાં હાલના મામલાનો ખરો ખ્યાલ સરકારને આપવો. મારા ચોક્કસ વિચારો છે જે તમારે પણ અખત્યાર કરવા એમ મારૂં કહેવાનું નથી, પણ મને તેવા વિચારો ધરાવવાનો હક છે કે નહી, તે જોવાનું છે. કોઈ કહેશે કે પાયોનિયર સામે તમે ફરિયાદી કાં નથી માંડતા? એમ કહેવું ઘણું સ્હેલું છે, પણ તેમ કરવા માટે સરકારની પરવાનગી મેળવવી જોઇએ. સરકારે મારી સામે મુકરદમો ચલાવવાની બહાલી આપી છે, પણ પાયોનિયર સામે ફરિયાદ માંડવાની બહાલી આપી નથી. પાર્લામેંટમાં મી૦ આગ્ડને સવાલ પૂછયો હતો કે ચોકકસ એંગ્લો-ઈંડીયન પત્રોએ દેશીઓ ઉપર હુમલા કર્યા હતા અને એક એંગ્લો-ઈંડીયન ગૃહસ્થ મી૦ બેરડેલે દેશીઓની હિમાયત કરવાથી તેને માટે અપમાન ભરેલા શબ્દો વાપર્યા હતા, તેની સામે કામ ચલાવવાનો હુકમ હિંદી વજીર કરશે કે? આ સવાલનો જવાબ આપવામાં આવ્યો ન હતો એવી રીતે એંગ્લો-ઇન્ડિયન પત્રોને લાભ મળે છે.

### અધિપતિને ચાબુકનો માર.

મારીજ સ્થિતિમાં બીજાઓને મુકવામાં આવે એમ હું ઇચ્છતો નથી. મારી સ્થિતિ નાપસંદ કરવા જોગ છે અને તે સ્થિતિમાં મારા દુશ્મનો પણ આવી પડે એમ હું ઇચ્છતો નથી. જો અંગત સવાલ હોત તો હું ફરિયાદી માંડતજ. કેપટન હર્સ્ટવાળો મુકરદમો યાદ કરવા જોગ છે, કે જે બનાવના સંબંધમાં બદનક્ષી કરવાના બદલામાં અધિપતિને ઘોડાના ચાબુકના ૫૮કા ખમવા પડયા હતા. ફરિયાદી માંડવાની વાત એક તરફ રહી, એટલુંજ હું પુછીશ કે મારી નિષ્ઠા ખરાબ હતી એમ શા માટે ધારી લેવું જોઇએ? અમારા માટે તરેહવાર બોલવામાં આવે અને અમને ગાળો દેવામાં આવે, અધિપતિઓને કચરા

પટ્ટીઓને હાથે ભર રસ્તામાં માર મારવાની ભલામણ થાય અને પછી તેને અમે જવાબ દઈએ તો તે ફિતુર ગણાય એ શું વાજબી છે?

## હાલનું સરકારી ધોરણ.

અમે બુરોક્રસી કાઢવા કહીએ તેથી એમ નથી ઠરતું કે સરકારને કાઢી નાખો. હું એક મિલ્કતનો ટ્રસ્ટી હોઉં અને ટ્રસ્ટીને કાઢી નાખવાની માગણી થાય તેથી એમ નથી ઠરતું કે મિલ્કતનો પણ નાશ કરો એવી માગણી થઈ છે. અમે સરકારનું ધોરણ બદલવા કહીએ છીએ અને તેવું અમારૂં કહેવું સામા પક્ષને કડવું લાગતું હશે, પણ તે ફિતુર તો ગણાશેજ નહીં. મી૦ તિલકે જુદા જુદા લખનારાઓના બુરોક્રસી વાંચ્યા હતા, જેમાં અમેરિકન રાજદ્વારી વિચારો રજુ કર્યા હતા. તે બાદ મી૦ દાદાભાઈ નવરોજી, સર ફીરોજશાહ મહેતા, આન૦ મી૦ ગોખલે વિગેરેનાં ભાષણો તથા લખાણોમાંનાં એ બાબતનાં ટાંચણો રજુ કર્યાં હતાં. તેમ કરીને તેઓ બોલ્યા કે રાજદ્વારી, બૉયકોટ, સ્વદેશી વગેરે સઘળી હીલચાલ દાબી દેવાની ચોપાસથી એંગ્લો-ઇન્ડીયન પત્રોએ ભલામણ કરી છે, પણ મેં કહ્યું છે કે સઘળી હીલચાલને દાબી દેવાને બદલે તે હીલચાલ પેદા કરનારાં મુળને પહોંચી વળવું જોઇએ.

## દરભંગાના મહારાજાને ચેતવણી.

હવે તા૦ ૯ મી જુનના આર્ટીકલના સંબંધમાં હું બોલીશ. દરભંગાના મહારાજાએ બૉંબના અપરાધોને વખોડી કાઢીને રાજદ્વારી ચર્ચા ચલાવનારાઓને વગોવ્યા હતા. તેઓ અમારી કોમના હતા અને તેઓએ પ્રજાની સભાઓને પ્રજાની પ્રતિનિધિ સભા તરીકે નહીં ગણવાની સરકારને સલાહ આપી હતી. અમને લાગ્યું કે તેઓ બીજાઓના હાથમાં રમતા હતા, તેથી તેમને ચેતવણી આપવા તથા તેમની બાબતમાં સરકારને ચેતવણી આપવાને માટે તે આર્ટીકલને "ડબલ હીટ" (દુપટ ચેતવણી) એવું મથાળું આપવામાં આવ્યું હતુ. તેમાં બે પક્ષની અથડામણ હતી. જે પક્ષ પોતાને સુલેહ ચાહનાર જણાવતો હતો, તેને અમે હીચકારાની ઉપમા આપી હતી, કારણ કે તેઓ સરકારને એવી સલાહ આપતા હતા કે સઘળી રાજદ્વારી હીલચાલ કરનારાઓને કાઢી નાખવા. અમે આર્ટીકલમાં ખુલ્લું લખ્યું છે કે કોઈને બૉંબથી અથવા બીજી કોઈ જણસથી મારી નાખવું એ નીતિના કાનુનો જોતાં બુરૂં કામ છે અને સ્વરાજ્ય મેળવવા માટે તે ખરો માર્ગ નથી, પણ તેથી ઉલટું નુકશાન થાય છે. અમારા સામા પક્ષ તરફથી સભાઓ બોલાવવામાં આવે અને તેમાં અમને વગોવવા જેવા ઠરાવો કરવામાં આવે તો તેથી દોરવાઇ નહીં જવાની સરકાને સુચના કરવાની અમારી ફરજ હતી અને મેં તે મુજબની સુચનાઓ કરી છે.

## બૉંબનો બનાવ—એક બહાનું.

બૉંબના બનાવથી રાજદ્વારી હીલચાલને દાબી દેવાની કોશીશ કરનારાઓના હાથમાં ઘણી સારી તક આવી ગઈ હતી. તેનું બહાનું અમારા વિરૂદ્ધ પક્ષને ઘણું સારૂં મળી આવ્યું છે, એવી ટીકા મેં મારા આર્ટીકલમાં કરી હતી. તે તકનો લાભ પાયોનીયર અને બીજાં પત્રોએ લીધો હતો. મેં સામા પક્ષને માટે લખ્યું હતું કે જેઓ હમણાંની બુરોક્રસીને બહાલ રાખતા હોય અને તેને સદા તાબે રહેવાની ઇચ્છા ધરાવતા હોય તેઓ ભલે તેવા વિચારો દર્શાવતા રહે. એનો અર્થ એજ કે અમે તેવા વિચારો સાથે મળતા થતા નથી. અમે તે પક્ષને ચેતવણી આપી હતી કે, તમે ગમે તેવી ઇચ્છા રાખો પણ ઇશ્વરને ખાતર સરકારને ખોટી ખબરો પુરી પાડતા અટકો. મી૦ દાદાભાઇ નવરોજી તથા બીજા ઘણાકોએ હાલના ધોરણની ખામીઓ દેખાડી છે અને તેનો કાઇ પણ ઠેકાણેથી રદિયો આપવામાં આવ્યો નથી, તે દેખાડે છે કે મી૦ દાદાભાઇનો અને અમારો હેતુ ખરો છે. એમ છતાં સામો પક્ષ સરકારને ખોટી ખબર આપે તો અમે તેને ખોટી પાડવાને બંધાયેલા છીએ.

## હાસ્યકારક સૂચના.

બૉંબ ફેંકનારાઓ સાથે રાજદ્વારી હીલચાલ

કરનારાઓને ભેળી નાખવા એ બહુ જોરવાળુંબી અને ખોટું હતું અને તે મેં મારા આર્ટીકલમાં લખ્યું હતું. સામા તરફની એક તકરાર એવી છે કે દેવતાથી આગ લાગવાથી ઘરો નાશ પામે છે માટે દેવતાનો ઉપયોગ કરવોજ નહીં, ઝનુની માણસો જણાય છે માટે રાજદ્વારી હીલચાલ કરવીજ નહીં એવી તેઓની માગણી છે. પેશ્વાના વખતમાં આનંદીબાઇએ એક પત્ર લખ્યો હતો તેમાં અમુક અમુકને **ઠરાવા** કરી લખ્યું હતું જે "ઠ" બોલ "મ"માં ફેરવાઈ ગયો હતો અને **મરાવા** થઈ જવાથી તે માણસને મારી નાખવો એવો અર્થ થઇ ગયો હતો. આ વાત અમારી કોમમાં કન્યા કેળવણીની વિરૂદ્ધવાળાઓ હંમેશા લાવે છે, એવું જણાવીને કે સ્ત્રીઓને કેળવણી આપવાથી અનર્થો થાય છે. મુંબઇમાં વીજળીક ટ્રામ દાખલ કર્યા પછી કેટલાક અકસ્માત થયા છે તેથી વીજળીક ટ્રામ કાઢી નાખવી એવી તકરાર જેટલી મુર્ખાઈ ભરેલી થઇ પડશે તેટલીજ બૉંબ ગોળાના અપરાધને સબબે રાજદ્વારી હીલચાલ દાબી દેવાની તકરાર બેવકુફી ભરેલી થઇ પડશે. મેં દાખલો આપ્યો છે કે રૂશિયામાં આવા બનાવો બને છે અને તેવો મામલો હિંદમાં નબને એ અશકય છે તો પણ અમે ઇચ્છીએ છીએ કે, કોઈ બેવકુફ માણસ તેવો અપરાધ કરવાનું મન ઉપર લેશે નહીં.

### લૉર્ડ મોર્લીનું એક યાદગાર ભાષણ.

આ આર્ટીકલમાં સરકારને ભલામણ કરી છે કે દિન પ્રતિ દિન વધુ અને વધુ મુશ્કેલ વખત આવતો જાય છે માટે સત્ય શોધી કાઢીને તેનો ઉપાય કરવો, અને છેવટે પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવી હતી કે સરકાર આ સુચના ઉપર અમલ કરે. દેશની સ્થિતિના સંબંધમાં મેં જે વિચાર જણાવ્યા છે તેજ નામદાર વાઇસરાય તથા લૉર્ડ મોર્લીએ જણાવ્યા છે. પબ્લીક સર્વીસ ડીનર ઉપર લૉર્ડ મોર્લીએ એવાજ વિચારો દર્શાવ્યા હતા, ત્યારે કેટલાક સાંભળનારાઓએ "નહીં-નહીં"ના પોકારો કર્યા હતા, પણ લૉર્ડ મોર્લીએ તેમને શાંત પાડીને કહ્યું હતું કે જે સત્ય વાત છે તે ખુલ્લી કહેવીજ જોઇએ. એવી વાત મેં કહી તે દુષ્ટ પણ નથી અને ફિતુર પણ નથી. લૉર્ડ મોર્લીના વિચારો જેમ કેટલાકોને રૂચ્યા ન હતા તેમ મારા વિચારો પણ તેવા થઇ પડે એ બનવા જોગ છે, પણ તમે મારા વિચારથી નાખુશ થાઓ તેથી તમે મને ફિતુરીનું નામ આપી શકો નહીં.

### બૉંબના કાવત્રાંનો ઇંગ્લંડમાં ખળભળાટ.

એક્ષપ્લોઝીવ અને પ્રેસ ઍક્ટની બાબત ઉપર છેલ્લા બે આર્ટીકલો લખવામાં આવ્યા હતા. તા૦ ૨૬ મી મેના કેસરીમાં ઇંગ્લંડનાં પત્રોએ દર્શાવેલા વિચારો ઉપર ટીકા કરવામાં આવી છે. બૉંબનું છુપું મંડળ બેંગાલમાં પકડાયું હતું જે ખબરથી ઇંગ્લંડમાં ભારી ખળભળાટ થઇ રહયો હતો. રેંડનું પુનામાં ખુન થયું, લાલા લજપતરાયને પકડવામાં આવ્યા, લશ્કરીઓનું માથું ફેરવવાની કોશીશ થઇ ત્યારે જે ખળભળાટ ઇંગ્લંડમાં થયો નહતો તે બૉંબના કાવત્રાથી થયો હતો, પણ તે સાથે એવી ખબર મળી હતી કે એવા બનાવોથી રાજદ્વારી સુધારા કરવાના વિચારથી લૉર્ડ મોર્લી પાછા હઠવાના નથી, અને નામદાર વાઇસરાયે પણ જણાવ્યું હતું કે સુધારાઓ કરવાનું માંડી વાળનાર નથી. સર વિલીયમ વેડરબર્ને મત આપ્યું હતું કે બેંગાલીઓ ઘણા હેરાન થયા છે માટે જીવ ઉપર આવીને તેઓ અપરાધ કરે છે. પાયોનિયરે રાજદ્વારી હીલચાલને વખોડી કાઢીઅને તે ઉપરાંત સ્વરાજ્ય, સ્વદેશી અને બૉયકાટની હીલચાલને પણ ફિતુરનું નામ આપ્યું છે. આમની સભામાં સભાસદ મી૦ રીઝે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે લપડાક એવી મારવી કે તે ખાનારને સામું બોલવાનો સમયજ નહીં મળે. એનો ભાવાર્થ એજ કે હાલનાં પગલાં નરમ છે માટે હજુ સખત કરવાં. એ આખું લખાણ મેં મારા આર્ટીકલમાં ઉતારી લીધું છે. પ્રજા ઉશ્કેરાઇ ગઇ છે અને તેથી તેણે બૉંબનો માર્ગ લીધો છે એવું પણ કહેવાયું હતું, પણ મેં મારા આર્ટીકલમાં દેખાડયું હતું કે દર્દનાં ચિન્હો છે માટે તેને દુર કરવા માટે ખુદ દર્દ શું છે તે શોધી કાઢો અને તેનો ઉપાય કરો.

### રાજદ્વારી માગણીઓ તરફ આંખમીંચામણાં.

હિંદી કેળવણીનું પરિણામ શું આવ્યું છે

તે હવે માલમ પડે છે અને હિંદીઓ રાજદ્વારી માગણીઓ કરે છે એ સ્વાભાવિક છે. પ્રજાની લાગણીઓ તરફ સરકાર આંખમીચામણાં કરશે નહીં એવી ખુલ્લી માગણી થઈ હતી. ફિતુરને લગતા બીલને દાખલ કરતી વખતે આ બોલો બોલાયા હતા અને તે ફિતુરી ગણાયા નહતા. ધારાસભામાં એ વિવેચન થયું હતું અને નામદાર વાઇસરાએ પોતે તે ઢબનું વિવેચન કર્યું હતું, અને હવે તેજ ઢબનું મેં મારા આર્ટીકલમાં લખાણ કર્યું છે. એ વાદવિવાદ વર્તમાનપત્રોમાં નહીં પણ વાઇસરાયની ધારાસભામાં અને પાર્લામેંટમાં પણ થયો છે અને ત્યાં તે નિર્દોષ ઠરાવવામાં આવ્યો છે.

### સામા પક્ષનો ગુસ્સો.

અમારી સ્થિતી બહુ કફોડી થઈ પડે છે, કારણ કે હિંદી રાજદ્વારી પક્ષને એવું કહેવામાં આવે છે કે તમે બૉંબને ધિક્કારી કાઢો અને તેની સાથે સખત પગલાં તરફ પણ પસંદગી બતાવો. અમે એક કરી શકીએ છીએ પણ બીજું કરી શકયા નથી, તેથી અમારા ઉપર સામા પક્ષનો ગુસ્સો ઉભો થયો છે. પ્રેસ એકટ પસાર થવા પછી મેં આર્ટીકલ લખ્યો હતો અને તેમાં આ સવાલનો રદિયો આપ્યો હતો. ડાઇનામાઇટ કેવી રીતે હસ્તીમાં આવ્યું તેનો ઇતિહાસ આપવામાં આવ્યો હતો અને એક માણસના કબજામાંથી તે મળી આવ્યું તે માટે પાર્લામેંટે કાયદો બાંધ્યો હતો અને તે ઉપરથી કૉંટેમ્પરરી રીવ્યુમાં લખાણ આવ્યું હતું. એજ લખાણને મળતું મેં મારા આર્ટીકલમાં વિવેચન કર્યું હતું. બૉંબને માટે હું જણાવી ચુકયો હતો કે તે ગેરકાયદેનું, આપઘાત કરવા જેવું અને નિસ્ફળતાની ખાત્રી આપનારૂં કામ હતું, પણ બૉંબને વખોડી કાઢયા છતાં સરકારનાં પગલાંને ધન્યવાદ નહીં આપ્યો ત્યારે અમને ઢોંગી કહેવામાં આવ્યા. અમને કહેવામાં આવ્યું કે બૉંબને જો ધિક્કારનાર હો તો સરકારનાં સખ્ત પગલાં તરફ પસંદગી દેખાડો. આવો વાંધો ઉભો થવાથી મને તેનો જવાબ આપવાની ફરજ પડી. એક તબીબ જેમ ચોક્કસ ચિન્હો ઉપરથી દર્દની પરીક્ષા કરી શકે છે તેમ આ બૉંબના અપરાધોથી કયાં ખામી છે તે શોધી કાઢવાનું કામ સરકારે બજાવવાનું છે, એવો મારા આર્ટીકલમાં ઇસારો કરવામાં આવ્યો છે. અને બૉંબના બનાવથી રાજદ્વારી ગોઠવણમાં ફેરફાર કરવાની ચેતવણી સરકારને આપવામાં આવી હતી.

### મી૦ ગોખ્લે અને ડા. ઘોશને બદનામી.

મરકી સંબંધી ચલાવવામાં આવેલા વહિવટ પછી રેંડનું ખુન થયું હતું અને હુલડો મચી રહ્યાં હતાં અને તેથી મરકીના વહિવટની ખામી તરફ ધ્યાન ખેંચાયું હતું અને તે મુજબ આ બનાવ જોઇને તેના મુળમાં ઉતરવાનું છે એમ મેં આર્ટીકલમાં લખ્યું હતું. જો એ બનાવની આગમજથી આગાહી કરવામાં આવી હોય તો તે કરનારાઓનો આભાર માનવાનો છે. ઑન. મી૦ ગોખ્લે અને ડા. રાસ વિહારી ઘોસે ધારા સભામાં ચેતવણી આપી હતી તેમને ઇંગ્લીશમેને બદનામ કર્યા હતા કે તમે બૉંબની વાત જાણતા હોવા જોઇએ. તેમ નાહક બદનામ કરીને તોડી પાડવા જોઇતા નથી. મારા એ આર્ટીકલ રમુજી ઢબે લખાયા હતા, પણ તેના તરજુમામાં રમુજનો ઘણોખરો અંશ ગુમ થઇ ગયો છે. મેં એમાં ચંડાળ ચોકડી ઉપર રમુજ કરી હતી. એ લખાણની અસર એંગ્લો-ઇન્ડિયન પત્રો ઉપર કંઇક જુદીજ થઇ હશે કારણ કે તેઓ બુરોક્રસીના હિમાયતીઓ છે. તે આર્ટીકલમાં બૉંબનો બેવડો અર્થ સમજાવવામાં આવ્યો છે. અત્રે વખત થઇ જવાથી વધુ તપાસ બીજા દિવસ ઉપર રહી હતી.

### હડતાળ અને ગોળીબાર.

શુક્રવારે મીલ મજુરોએ કરેલા રમખાણ પછી શનિ અને રવિવારે તેઓ શાંત રહ્યા હતા, પણ આજે સોમવારે તેમના તરફથી તોફાન થવાની પોલિસને ફિકર હતી તેથી આજે આખા શહેરમાં અને ખાસ કરીને મીલોવાળા લત્તાઓમાં પોલિસ તથા લસ્કરનો મજબુત બંદોબસ્ત રાખ્યો હતો. શનિ અને રવિવારની પેઠે આજે પણ જેકબ સરકલ

ઉપર તોપો ચઢાવી હતી અને ફરતું લશ્કર રાખ્યું હતું. પરેલ, જેકબ અને ઇસ્લામ મીલો આજે સવારથી તદ્દન બંધ પડી હતી, અને બીજી પણ કેટલીક મીલોમાં કામદારો મોટી સંખ્યામાં ગેર હાજર રહ્યા હતા. હડતાળ પાડનારા મજુરો સવારમાં કરી રોડ પર એકઠા થયા ને થોડીજ વારમાં તેમની સંખ્યા ૭૦૦૦ ઉપરની થઇ પડી. પોલીસે તેમને વીખેરાઈ જવાનું કહ્યા છતાં તેની તેમના ઉપર કશી અસર થઈ નહિ અને મોરારજી મીલના કામદારોને કામપર નહિ જવા કહ્યા છતાં તે લોકોએ નહિ માન્યાથી તે મીલ ઉપર પથરાનો વરસાદ વરસાવ્યો હતો, જેથી મીલને કેટલુંક નુકશાન થવા ઉપરાંત કેટલાક કામદારોને વાગ્યું હતું. કામદારોની આ પ્રમાણેની વર્તણુંક જોઇને આસપાસથી બીજી પોલિસ ટુકડીઓ અને મી૦ જેલ ત્યાં આવી પહોંચ્યા. તેમના ઉપર કામદારોએ પથરા વરસાવવા માંડયા જેથી કેટલાક અમલદારોને થોડી ઘણી ઇજા થઇ. પછી મી૦ જેલે ગોળી બહાર કરવાનો હુકમ આપ્યો તે છતાં થોડાએક વખત સુધી લોકો સામે થયા, પણ પછી તેઓ નાઠા અને હુલ્લડનો અંત આવ્યો. પોલીસે છોડેલી ગોળીઓથી એક ૧૩ વર્ષના છોકરાના માથામાં અને શરીરપર બે ગોળી વાગવાથી તે મરણતોલ થઇ ગયો હતો જે પછી હોસ્પીટાલમાં મરણ પામ્યો હતો, અને બીજા દશ બાર જણ થોડા ઘણા ઘવાયા હતા. અંગ્રેજોને જોઇને લોકો ઉશ્કેરાઈ જતા હોવાથી હુલ્લડવાળા રસ્તાઓમાં તેમને જવું જોખમ ભર્યું થઈ પડયું હતું. આજે બંદર ઉપરથી ગાડાંમાં માલ ભરી જતા ખટારાવાળાઓએ હડતાળ પાડી હતી જેથી કાથા બજાર, ખારેક બજાર, ખાંડ બજાર, ભાત બજાર વગેરે બજારોનું કામકાજ બંધ પડી ગયું હતું. કાપડ બજારમાં કામ કરતા ઘાટીઓએ બંદર, ગોદી કે રેલ્વે ઉપર બોજા લઇ જવાની ના પાડવાથી તે બજારનું કામકાજ પણ અટકી પડયું હતું.

---

## સાતમો દિવસ.

(તા૦ ૨૨-૩-૮)

મી૦ તિલકે પોતાનું અધુરૂં ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે, તા૦ ૨જી જુનનો આર્ટીકલ હું તમારી આગળ રજુ કરીશ. મેં પહેલાં જણાવ્યું છે તે મુજબ આગલા આર્ટીકલો કરતાં હમણા રજુ કરૂં છું તે આર્ટીકલની બાબત તદ્દન જ જુદી છે. એકજ બેઠકમાં એક્ષ્પ્લોઝીવ અને પ્રેસ ઍક્ટ પસાર કર્યા હતા જે વિશે વિવેચન કરવામાં આવ્યું છે અને એક્ષપ્લોઝીવ ઍક્ટની સામે વાંધા લેવામાં આવ્યો નથી પણ તે માંહેલી ચોક્કસ કલમના બાબતમાં લેવામાં આવ્યો છે અને છાપાની ઉપરના અંકુશવાળો કાયદો બીન જરૂરનો હતો એવો સામાન્ય પ્રજાનો અભિપ્રાય હતો. તા૦ ૨જી જુન અને તા૦ ૯મી જુનના આર્ટીકલો એ બાબતના છે. એક્ષપ્લોઝીવ ઍક્ટ ૧૮૮૩નો અંગ્રેજી કાયદો ઘડવા પછીનો પહેલોજ છે. તે કાયદાની કલમો સંપૂર્ણ રીતે મળી હતી નહીં પણ સોમવારની સાંજે તેનો સાર તાર મારફતે મળ્યો હતો જેની ઉપર મંગળવારના મારાં પેપરમાં વિવેચન કર્યું હતું. તે પછી સંપૂર્ણ વિગતો મળી હતી જેથી તા૦ ૯મીના પેપરમાં તેનું વીવેચન કરવાનું બની આવ્યું હતું.

### ધારાસભાના દેશી મેમ્બરોની નાપસંદગી.

છાપાપર અંકુશવાળો કાયદો નામદાર વાઇસરાયની ધારાસભા માંહેલા દેશી મેમ્બરોએ નાપસંદ કર્યો હતો. દેશી મેમ્બરોને માટે વડી ધારાસભામાં આવા કાયદા સામે અથવા બીજા કોઈ પણ કાયદા સામે વધુ મત એકઠા કરવાનું કદી પણ બની આવતું નથી પણ તેઓ માત્ર ઘણું થાય છે તો પોતાના વિચારો દર્શાવે છે અથવા તો વાંધા રજુ કરે છે. આ ઉતાવળે પસાર કરવામાં આવેલા કાયદાના સંબંધમાં પણ તેમજ થયું છે. અપરાધી અને પાપી માણસોને સજા કરવામાં આવે તે પસંદ કરવામાં આવ્યું હતું પણ તેમ કરવા સાથે પોલીસને નીર્દોશ માણસને હેરાન કરવાનું બની આવે તે નાપસંદ કરવામાં આવ્યું હતું. કેરોસીન તેલ જેવી જણસ પ્રમાણીક નિષ્ટાથીજ રાખવામાં આ

વી છે એવી દરેક માણસને ખાત્રી આપવાનું બની શકે તેમ નથી. મધરાસ તરફના પ્રતિનિધિ નવાબ સૈયદ બહાદુરે કાયદાની ચોકસ કલમ સામે વાંધો ઉઠાવ્યો હતો. છાપાની સામેના કાયદાને બંગાળી, હિંદુ વગેરે આખાં હિંદુસ્તાનના સઘળાં વર્તમાન પત્રોએ વખોડી કાઢયો હતો. એ કાયદા મારફતે પોલીસને વધુ સત્તા મળી છે અને લોકોને કંઇ પણ હક મળ્યા નથી એવો દેશે અભિપ્રાય બાંધ્યો હતો. હવે તે કાયદા પસાર થઇ ગયા છે જેથી તેના સંબંધમાં કંઈ પણ બોલવાનું રહ્યું નથી. આ આર્ટીકલમાં 'દાબી દેવાની નવી રાજનીતી' એવું મેં લખ્યું છે કારણ કે આ નવો કાયદો તે હીલચાલને દાબી દેનાર હતો.

### લીબરલ પક્ષ ઉપર છુપો અંકુશ.

મેં લખ્યું છે કે લૉર્ડ મોર્લી હિંદી પ્રધાન થયા તે પછી આવા કાયદા બંધાયા છે અને લૉર્ડ મોર્લીના સંબંધમાં જે તરજુમો થયો છે તે વળી ભુલભરેલો થયો છે. મારી મતલબ એવું લખા વાની હતી કે લીબરલ પાર્ટી સત્તામાં છે અને તે છતાં કોઇ બીજી સત્તા તેના ઉપર અંકુશ રાખ તી માલમ પડે છે. મેં એવું કહેવા માગ્યું છે કે લીબરલ પાર્ટી પોતાની સત્તા પુરેપુરી ભોગવી શ કતી નથી. 'મંત્રકર' બરાબર અંકુશ રાખી શક તો નથી એવું કહેવાની મતલબ એ હતી કે હેરાન કરનારી શકિત બહાર આવી છે જેની ઉપર અંકુ શ રાખવો ઘટે છે અને લૉર્ડ મોર્લીએ તે અંકુશ રાખવો જોઇએ છે. મારાં લખાણને વિચિત્ર રીતે તરજુમામાં મરડી મચડી નાખવામાં આવ્યું છે જેથી તેનો અસલ જોસ્સ જળવાઈ રહેલો નથી. 'મંત્ર'નો મીનીંગ 'જાદુ' થાય છે અને એક માણસ અંકુશ રાખે તો તે 'મંત્રકર' કહેવાય. મેં એવું કહ્યું છે કે હિંદી વજીર 'મંત્રકર' છે અને તેણે હિંદી સરકાર ઉપર અંકુશ રાખવો જોઇતો હતો.

### છુટાપણાના ઝુંડા હેઠળ છાપાને મળતું રક્ષણ.

મેં ઘડીઆળના કાંટા પાછા ફેરવેલા એમ લખ્યું છે, કારણ કે હાલની રાજનીતિથી એક ઘડી આળ અટકી જાય તેમ પ્રજાનો વધારો સુધારો અટકી ગયો નથી. પણ એક ઘડીઆળના કાંટા પાછા હઠાવવામાં આવે તેમ પ્રજા સુધારા વધારા માં પાછળ હઠી છે. મેં દેખાડી આપ્યું છે કે છાપા અને ભાષણનું છુટાપણું તેજ એક પ્રજાનો આગળ વધારો અને સુધારો છે. ટોમસ પીલનો બચાવ કરતાં અર્સકીને ભાષણ કરતાં જણાવ્યુ હતું કે હાલના જેવા મામલા વખતે અંગ્રેજ પ્રજાને ખરા વિચારો જણાવવા જોઇએ અને તેમ જણાવવાનો હક આપવામાં નહીં આવે તો જે છુટાપણાના આવા ફડાકા મારવામાં આવે છે તે શા ખપના? અર્સકીને ફરીને જણાવ્યું હતું કે છાપાના છુટાપણાથી લોકોને આગળ વધવાનું બને આવે છે અને છુટાપણાના ઝુંડા હેઠળ હું ટોમસ પીલનો બચાવ કરવાને ઉભો થયો છું. મી૦ તીલક જુદા જુદા રાજદ્વારીઓ અને લખનારાઓના છાપાના છુટાપણા બાબતના ફકરા વાંચી સંભળાવીને કહ્યું કે 'માલકમ્સ ગવરમેંટ ઑફ ઇંડીયા' માંથી હું તમને આ જાણવાજોગ ફકરો ટાંકી દેખાડીશ. તેમાં તેણે જણાવ્યું છે કે હાઇકોર્ટ જે છુટાપણાથી કામ લે છે તેથી વહીવટ કરનારી સરકારને કામ લેવામાં મુશ્કેલ પડે છે.

### કોર્ટના દીવાનખાનામાં ચમકારો.

આ વખતે કોર્ટના દીવાનખાનાની અડોઅડની લોબીમાં એક આગનો ચમકારો થયો હતો અને સેહેજ ધુમાડો નીકળ્યો હતો. ઘણાંક માણસ ચોંકયાં હતાં અને કેટલાકો ખુરસીપરથી ઉભા થયા હતા, પણ પછી માલમ પડયું હતું કે ફલેશલાઇટથી ફોટોગ્રાફ ઉતારી લેવામાં આવ્યો હતો અને તેનો તે માત્ર ચમકારો અને ધુમાડો હતો. આ ખુલાસો થોડાજ વખતમાં માલમ પડી આવ્યો હતો.

### બંગાળી બૉંબ અને યુરોપીયન બૉંબ વચ્ચેનો ફરક.

મી૦ તિલકે પોતાનું ભાષણ એક ઘડીભર પણ અટકાવ્યા વિના ચાલુંજ રાખ્યું હતું. તેમાં આગળ ચાલતાં જણાવ્યું કે સર હાર્વે એડમસને વડી ધારાસભામાં આ કાયદાઓ દાખલ કરતી

અને કહ્યું હતું કે બૉંબ ફેંકનારાઓ માણસ જાત ના દુશ્મન છે અને તેજ ઢબનું મારા પેપરમાં પ ણ લખાણ આવ્યું છે. અને મેં લખ્યું છે કે બંગા ળના બૉંબ અને યુરોપના બૉંબ વચ્ચે આસમાન જમીનનો ફરક છે અને તેમ કહેવામાં હું વાજબી હતો. મી૦ તિલકે એક ચોપડી રજુ કરીને કહ્યું કે આ ચોપડીમાં રશીયા અને યુરોપના બીજા દેશો વચ્ચે બૉંબના સંબંધમાં જે સરખામણી કરી છે તેજ મેં કરી છે. રશીયામાં ૧૯૦૬ના વરસમાં જે 'ટેરેરીઝમ' મામલો થઈ પડયો હતો તેના સંબં ધમાં મારા જેવાજ વીચારો પાયોનિયરે દર્શાવ્યા હતા અને બૉંબના પરિણામથી લાભ થયા છે અને એક આપખુદ રાજય અમલ સામે એટજ એ હથીઆર પકડવાનું બાકી રહ્યું હતું એમ પાયોનિ યરે પોતેજ લખ્યું હતું. પાયોનિયરેજ નહીં પણ રશિયાનો હાલનો ઇતિહાસ લખનાર દરેક લખ નારે તેજ મત બાંધ્યું છે. મેં લખ્યું છે કે રશિયા માં બૉંબને સબબે ડયુમા બરખાસ્ત કરવાની ઝાર ની ધારણા અટકી હતી અને બૉંબ તરફ ઝાર ને નમવું પડયું હતું. પોર્ટુગાલમાં બૉંબ ફેંકના રાઓ રાજ અમલમાં મોટો ફેરફાર કરવા ચાહ તા હતા. સરકારની ગાવડી ધારણા હતી એવું ખુ દ સર હાર્વે એડમસને પોતાના ભાષણમાં જણાવ્યું છે.

## પગ ભાગી નાખવાની રાજનીતિ.

હથીઆરોની બંધી વિશે મેં લખ્યું છે કે સખ્ત મુસલમાન અમલ દરમ્યાન પણ એવી બંધી થઇ નહીં હતી, તો પછી અંગ્રેજ સરકારે તે શા માટે ફરમાવવી જોઇએ ? મારા 'સખ્ત' બોલનો તરજુમો અત્રે 'સેવેજ' કરવામાં આવ્યો છે. મેં કહ્યું છે કે પ્રજાનો પગ ભાગી ગયો છે પણ તેવાજ વિચાર તો મી૦ દાદાભાઇ નવરોજીએ પણ જણાવ્યા છે અને તેમણે કહ્યું છે કે પ્રજા ના અવયવો તોડી નાંખવામાં આવ્યા છે. તેણે વેપાર સંબંધી બાબત ઉપર બોલતાં આ વાકય નો ઉપયોગ કર્યો હતો. મુગલ શેહેનશાહતની મેં જો સરખામણી કરી હોય તો આગલા લખનારા એ અને ભાષણ કર્તાઓએ પણ તેવીજ સરખા મણી કરી છે.

## 'હિંદીઓને બાયલા બનાવ્યા !'

અલાહબાદમાં ૧૮૯૮ના વરસમાં હિંદી નૅશન લ કોંગ્રેસમાં સર ફીરોઝશાહ મેહેતાએ 'મૅન્લીનેસ' નો બોલ વાપરીને કહ્યું હતું કે એક વાર હિંદી ઓને બાયલા બનાવી દેવામાં આવશે તો તેઓને પાછા આગલી હાલતમાં લાવતાં બહુ મુસ્કેલી પડશે. હું એમ નથી કહેતો કે મેં આ લખાણ કર્યું ત્યારે આ બધા ફકરા મારી આગળ હાજર હતા, પણ હું બહુજ લાંબા વખતથી એજ કામ ઉપર વળગી રહેલો છું અને દરેક બાબતનો હું અભ્યાસ કરતો આવ્યો છું જેથી આગળ દર્શાવ વામાં આવેલા વિચારો મેં પાછા દર્શાવ્યા છે. ફ કત ભાષાની નવી રચના કરી છે અને જુદા બો લો તેમાં વાપર્યા છે. નવા નવા લખનારાઓ અને બોલનારાઓ શું વિચારો જણાવે છે તે હું હમેશા જોતો રહ્યો છું અને તેજ વખતે જુના લખ નારાઓ અને બોલનારાઓના વિચારો હું ભુલ્યો નથી. ડીસેંટ્રલાઇઝેશન કમીશન આગળ મેં જે વિ ચારો દર્શાવ્યા હતા તેજ તા૦ ૯ મી જુનના મારા પેપરમાં મેં લખ્યા છે. રૉયલ કમીશન આગળ તા૦ ૮મી માર્ચને દીને એજ વિચારો મેં આપ્યા હતા જે તે કમીશનના ચોપડાઓમાં થી માલમ પડી આવશે. હિંદીઓને 'નામર્દ' બનાવવા છે એવો મારા લખાણનો તરજુમો થયો છે પણ મારી લખવાની નેમ સર ફીરોઝશા હના જેવી હતી. તે મુજબ હિંદીઓને 'બાયલા' બનાવ્યા હતા.

## મી૦ તિલકને નામદાર જજની સલાહ.

મરકીના વખતમાં એક અમલદાર એક હિંદુના ધરમાં તપાસ કરવાને દાખલ થયો હતો અને તેના ધરની પવિત્ર ગણાતી જગામાં ગયો હતો.

મી૦ બ્રાન્સન—તે દાખલો ટાંકી શકાય ન હીં. તે વાત ખરી છે કે કેમ એ સવાલ છે. આવી રીતે બીન જરૂરના દાખલા ટાંકીને મી૦ તિલક શા માટે વખત બરબાદ કરતા હશે તે હું સમ જી શકતો નથી.

ના. જજ—કોઇ નહીં આધાર રાખી શકાય

તેવી બાબત પણ જવાબદાર લાવી શકે. ગમે તો તે તકરાર તોડજો.

મી૦ બ્રાન્સન—પણ દાખલો ખોટો છે એમ પણ દેખાડી શકાશે.

ના. જજ—મી૦ તિલક, હું તમને સલાહ આપું છું, કે ગમે તે સાહિત્ય, ચોપડી, વર્તમાન પત્રો વગેરેના ફકરા તમારી મરજી પડે તેમ ટાંકી શકશો. પણ જે દાખલા ખોટા છે એવી તકરાર લાવી શકાય તે દાખલા નહીં ટાંકવાની હદમાં રહેશો તો ઠીક થઇ પડશે.

મી૦ તિલક—આ દાખલો ધારવાડ ખાતે મરકી કમીશન આગળ રજુ થયો હતો. હમણાં મારી પાસે તે કમીશનનો રિપોર્ટ મોજુદ નથી, નહીં તો દેખાડત.

ના. જજ—હું તમને સલાહ આપું છું કે એવા દાખલા ટાંકવાથી અટકો તો સારૂં.

મી૦ તિલક—ઠીક છે, મારા લૉર્ડ, હું તે દાખલો ત્યારે પડતો મેલીશ.

### હિંદમાં જીવતી જાગતી આતુરતા.

એ પછી મી૦ તિલકે પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે સીવીલ સરવીસ ડીનર ઉપર લૉર્ડ મોર્લી બોલ્યા હતા કે મને મળતી ખબરો ઉપર આધાર રાખવો પડે છે, તો પણ હવે માલમ પડે છે કે આપણને હવે હિંદના સંબંધમાં બહુજ મોટા અને ગુચવાડા ભર્યા સવાલની સામે થવાનું છે. લૉર્ડ મોર્લીએ કહ્યું હતું કે હમણાં હિંદમાં એક જીવતી જાગતી આતુરતા પેદા થઈ છે અને હું કહું છું કે તે આતુરતા સ્વરાજ્યની છે. લૉર્ડ મોર્લી પોતેજ બોલ્યા છે કે રાજ અમલ ચલાવવાને પ્રજા વચ્ચે મતફેર પડયો છે.

### બૉંબ બનાવવાની ઉશ્કેરણી કોણે ચલાવી?

બૉંબ બનાવવા માટેની જણસો મેળવવી જોઇએ અને પછી બૉંબ બનાવવાની કુનેહ અને આવડ પણ આવડવી જોઇએ. મેં લખ્યું છે કે લશ્કરી બૉંબ બનાવવાને માટે મોટી ફેક્ટરીની જરૂર હોય છે અને પાંચ દશ બૉંબ બનાવવાનું સાધારણ માણસોથી બની આવે છે. આ વિચારો મેં મારા પોતાના દર્શાવ્યા હતા નહીં. તા૦ ૮ મી મેના ટાઇમ્સ ઑફ ઇંડિયામાં 'એમપાયર' પત્રમાંથી ઉતારી લેવામાં આવેલા ફકરામાં પણ લખ્યું હતું કે હિંદમાં બૉંબ બનાવવાની જણસો પેદા થાય છે, માટે એક્ષપ્લોઝીવ એકટ પુરતો નથી માટે કાંઈ વધુ કરવું જોઇએ. મેં પણ એમજ લખ્યું છે અને એંગ્લો ઇંડિયન પેપરો ઉપરથી તે લખ્યું છે. કદાચ ફરિયાદી પક્ષ તરફથી કહેવામાં આવશે કે મેં એમ લખીને લોકોને બૉંબ બનાવવાને ઉશ્કેર્યાં હતા ત્યારે શું આ એંગ્લો ઇંડિયન પત્રોએ તે લખીને લોકોને ઉશ્કેર્યાં નથી? કોઇ પણ બનાવ બને, કોઈ પણ અપરાધ બને તેનો હેવાલ વર્તમાનપત્રોમાં પ્રગટ થવાજ પામે છે, અને બારીકે બારીક વિગત આપવામાં આવે છે તો શું તે વિગત આપવી એ તેવા અપરાધ કરવાની ઉશ્કેરણી ચલાવવી એવું થાય છે? તબીબી ચોપડીઓમાં એક જુદા જુદા ઝેરને લગતી ચોપડી પ્રગટ થઇ છે, જો તે ચોપડી પ્રગટ કરવાના કામને ઝેર બનાવી લોકોને ઝેર દેવાની ઉશ્કેરણી ચલાવવામાં આવેલી કહેવાય તો પછી છેડો આવેજ નહીં. મેં આ લખ્યું તેથી એમ ઠરે કે બૉંબ બનાવવાની લોકોને મેં સમજ આપીને તેમને તે બનાવવાને ઉશ્કેર્યા તો પહેલાં તે વિગત આપનારા એંગ્લો ઇંડીયન પત્રને પકડવાં જોઇએ. આ બૉંબ કેમ બનાવવામાં આવે છે તેનો હેવાલ એક્ષપર્ટ જુબાનીથી કલકત્તાની કોર્ટમાં રજુ થયો હતો અને તે હેવાલ સઘળાં વર્તમાનપત્રોએ ઉતારી લીધો હતો અને તેમ મેં પણ ઉતારી લીધો હતો.

### એક ખબરપત્રીનો કાગળ—મી૦ બ્રાન્સનનો વાંધો.

'મોરનીંગ લીડર' નામના ઇંગ્લંડના એક પત્રના કલકત્તા ખાતેના એક ખબરપત્રીએ તા૦ ૭ મી મેના પત્રમાં બૉંબ માટે લખ્યું હતું.

મી૦ બ્રાન્સન—તે તો અગાઉનો બનાવ બનેલો ગણી શકાય.

ના૦ જજ—મી૦ તિલક, આ પત્ર ઇંગ્લંડમાં છપાયો છે જે તમોએ ભાષણ કર્યું તેની અગાઉ તમને મળ્યો તો નહીંજ હોય.

મી૦ તિલક—મેં મારાં લખાણ પ્રગટ કર્યાં તે પછી મને આ વર્તમાન ઇંગ્લંડથી મળ્યું હતું અને તેજ મારો મૂળ મુદ્દો છે. હું દેખાડવા માગું છું કે મારા વિચારો મેં દર્શાવ્યા છે તેજ વિચારો મારી અગાઉ અને મારી સાથે બીજાઓએ દર્શાવ્યા છે. ઇંગ્લંડના વર્તમાનપત્રમાં કલકત્તાના ખબરપત્રીએ પોતાનો કાગળ છપાવ્યો અને તે કાગળ અત્રેના ' ઓરીએંટલ રીવ્યુ ' એ ઉતારી લીધો છે.

મી૦ બ્રાન્સન—પણ એક ખબરપત્રી જે કાંઈ લખે તે પ્રજાના વિચારો ઠરે નહીં.

નામદાર જજ—જો મી૦ તિલકને એમ લાગતું હોય કે આ બાબતથી એમને લાભ થશે તો તેઓ તેનો ઉપયોગ કરી શકે.

મી૦ તિલકે તે ખબરપત્ર વાંચી સંભળાવ્યું હતું.

### મી૦ બ્રાન્સનની અધિરાઈ.

મી૦ બ્રાન્સન—મી૦ તિલક મને કહેવાને માફ કરશે કે એમના ફકરાઓ વાંચવાનું પુરું થતુંજ નથી.

મી૦ તિલક—મારે ચોકસ ફકરાઓ વાંચવાના છે કે જેની ઉપર મારા મુદ્દાનો આધાર છે.

ઉપલાં ખબરપત્રવાળું વર્તમાનપત્ર મી૦ તિલકે જુરીના ગૃહસ્થોને આપ્યું હતું.

નામદાર જજ—તમે આ પત્ર દેખાડીને શું કહેવા માગો છો ?

મી૦ તિલક—આ ખબરપત્રી એવું કહેવા માગે છે કે બાંબ બનાવવાનું આવા કાયદાથી અટકવાનું નથી અને બાંબનો આમ અંકુશ નાખવામાં આવ્યા છતાં તે બનાવવાનું ચાલુજ રહેશે.

નામદાર જજ—તમારા પણ એવા વિચાર છે ?

મી૦ તિલક—મેં એમ કહેવા નથી માગ્યું, હું એમ કહેવા માગું છું કે એવાંજ લખાણો તે વખતે ચાલુ આવતાં હતાં.

નામદાર જજ—એવાં લખાણોથી જુરીના ગૃહસ્થોપર અસર કરી શકાય નહીં. જુરીના ગૃહસ્થો તમારે ધારી લેવું કે પોતાના મુદ્દા તરીકે એક ઇશારો મી૦ તિલક કરે છે.

આ ઉપરથી જુરીના ફોરમેને તે ખબરપત્રવાળું વર્તમાનપત્ર મી૦ તિલકને પાછું આપ્યું હતું.

### બીજાઓના કામ તરફ બેદરકારી—મારૂં કામ ફિતુર ઠર્યું.

મી૦ તિલકે પોતાનો આર્ટીકલ તે પછી પાછો વાંચવા માંડ્યો હતો અને જણાવ્યું કે, ઑ૦ નવાબ સૈયદ બહાદુરે મારા આર્ટીકલને મળતાજ વિચારો વડી ધારા સભામાં દર્શાવ્યા હતા. ઑ૦ નવાબ સાહેબે વડી ધારા સભામાં જે ભાષણ કર્યું હતું તેનો એક ભાગ મી૦ તિલકે વાંચી સંભળાવ્યો હતો.

મી૦ તિલક તે પછી બોલ્યા કે ઑ૦ નવાબ સાહેબે ભાષણ કરતાં કાયદાની ખામીઓ દેખાડી હતી અને ચેતવણી આપી હતી અને તેમ કરવા પછીજ તેમણે કાયદો પસાર કરવાની તરફેણમાં મત આપ્યું હતું. તે ભાષણ તા૦ ૮ મી જુનને દીવસે થયું હતું અને તે પછી મારો આર્ટીકલ તેજ મતલબના વિચારો સાથે પ્રગટ થયો હતો. બૉંબને અટકાવવાનું બનશે કે નહી બનશે તે એક સવાલ હતો અને તે ઉપર હિંદુસ્તાનમાં તેમજ ઇંગ્લંડમાં વિચારો દર્શાવવામાં આવ્યા હતા અને તે વિચારો દર્શાવનારાઓને પોતાની મરજી મુજબ ફિતુરી ઠરાવવાની કોશિશ થઇ છે. બૉંબને વખોડી કાઢવામાં આવ્યો છે. બૉંબ ફેંકનારાઓને ધિક્કારી કાઢવામાં આવ્યા છે, પણ બૉંબની સામે આવા કાયદા અને અંકુશથી અટકાવ નાખી શકાશે કે નહીં એજ સવાલ હતો અને તે સવાલ ઉપર મેં મારા વિચાર જણાવ્યા, જે કહેવામાં આવે છે કે ખોટું કર્યું, તો જો કે આખા હિંદુસ્તાનમાં તેમજ થયું છે. જો હું એકલોજ એમ લખત, એમ બોલત અને ટીકા કરત અને પછી મને બદનામ કરવામાં આવ્યો હોત તો તે વાજબી ગણાત. એ કાયદો બંધાયો તે પછી તેની ઉપર ટીકા કરવાનો અને તે કાયદાથી પ્રજાને લાભ

થશે નહીં એવું મત આપવાનો અમને દરેક હક હતો અને તે હક અમોએ ભોગવ્યો છે. કોઈ વાંધો ઉભો કરવાનો હોય અથવા કંઈ વખોડી કાઢવું હોય તો તે સંબંધે તકરાર તો લાવવીજ જોઇએ અને તે તકરાર અત્રે રજુ થઈ છે અને આર્ટીકલ તકરાર ચલાવવા માટે હતો કે ફરિયાદી પક્ષ કહે છે તેમ ઉશ્કેરણી ચલાવવાની નીચ નેમ હતી. અપરાધના હેવાલ પ્રગટ કરવાથી અપરાધો કરવાની ઉશ્કેરણી થતી કહેવાતી નથી. હિંદી બળવાની એક ચોપડી છપાઇ અને તેની ઉપર અમે રીવ્યુ લઇ વિવેચન કર્યું તો શું અમે બળવો જગાડવાની ઉશ્કેરણી કરેલી કહેવાશે? અમે આ આર્ટીકલમાં પ્રૉટેસ્ટ ઉઠાવ્યો છે અને કાયદાની ખામી દેખાડી છે. તમે મારી હાલતમાં તમને મુકો અને વિચાર કરો કે તમારે માટે આવું ખુલ્લું લખવા સિવાય બીજો શું રસ્તો હતો? મેં પુના ખાતે આ વિચારો જે દિવસે પ્રગટ કર્યાં હતા તેજ દિસસે તેજ વિચારો વાઇસરાયની ધારાસભામાં જાહેર કરવામાં આવ્યા હતા. ફીતુરી સભાઓ અટકાવવાની હીમાયત પાયોનીયરે કરી હતી અને તેને અમે વખોડી કાઢી હતી અને તેજ મુજબ આ કાયદાની સામે અમે પ્રૉટેસ્ટ ઉઠાવ્યો હતો, તો જો કે બૉંબના અપરાધને નીચ, ગુન્હાભર્યાં અને નીતિના કાનુનોનો ભંગ કરનાર ઠરાવ્યા છે. બીજાઓએ એજ મુજબ લખ્યું છે તો તેમને સારી નિષ્ટાના લખનારાઓ ગણ્યા અને મેં લખ્યું તો મને ફિતુરી ધારણાથી લખેલું ગણ્યું. એ બે જુદી રીત રાખવાનું કારણ શું? કોંગ્રેસ પાર્ટીના બીજા પત્રો, જેઓ મારા વિચારના નથી પણ જુદી પક્ષના છે તેઓએ પણ એજ વિચારો દર્શાવ્યા છે. તે કેટલાંક ગુજરાતીમાં લખાયલાં છે, કેટલાંક મરાઠીમાં લખાયલાં છે અને કેટલાંક ઇંગ્રેજીમાં લખાયલાં છે. એ બધાંમાં એવોજ પ્રૉટેસ્ટ ઉઠાવો કરવામાં આવ્યો છે. સરકારની રાજનીતિને તે પત્રોએ કેટલીક રીતે નાપસંદ કરી છે અને તે વિચાર સરકારે પોતે પણ સ્વીકાર્યાં છે.

### અમીરને બ્રિટીશ સરકાર સામે ઉશ્કેરવાની લૉર્ડ કર્ઝનની કોશીશ.

લૉર્ડ કર્ઝને ઉમરાવોની સભામાં ભાષણ કર્યું ત્યારે લૉર્ડ મોર્લીએ તેમને કહ્યું હતું કે તમારે એવા વિચારો દર્શાવવા નહીં જોઇએ, કારણ કાબુલના અમીરની જાણમાં તે આવશે અને તેથી તે નુકશાનકારક થઈ પડશે. તે પણ એટલુંજ બોલીને લૉર્ડ મોર્લી અટક્યા હતા અને નહીં કે બ્રિટીશ સરકાર સામે કાબુલના અમીરને ઉશ્કેરવાની કોશીશ કરવાનો આરોપ મુકી લૉર્ડ કર્ઝન સામે લૉર્ડ મોર્લીએ ફરિયાદી માંડી હતી. એક છુંટથી તકરાર ચલાવવાના કામને અટકાવી શકાય જ નહીં. મારૂં લખાણ પણ બંગાળમાં વંચાતું નથી, તે તો માત્ર મહારાષ્ટમાંજ વંચાય છે. મારા પહેલા લખાણના તરજુમામાં ભુલ થઇ છે અને આ લખાણનો ભાવાર્થ ઉઠાવવામાં ભુલ થઇ છે.

### મારો છુપો હેતુ સાબીત થયો નથી.

અમે એક કાયદો પસંદ નથી કરતા અને તે ફેરવવાની માંગણી કરીએ છીએ અથવા તે કાયદો ફેરવવાની માગણી કરતાં ખાસ કરીને કોઇ છુપી ધારણા રાખીએ છીએ તે જોવાનું છે, અને છુપી ધારણા રાખવામાં આવેલી સાબીત કરવાને માટે લખાણના એક બે બોલ અહીં તહીંથી ચુંટી કાઢી તે ઉપર મદાર બાંધવાનો નથી. માટે જુરીના ગ્રહસ્થો, તમારે જોવાનું છે કે આ બનાવના સંબંધમાં ધારણા શું હોવી જોઇએ; તેનો ખ્યાલ કરવાનો છે. નવાબ સૈયદ મહમદે એવાજ વિચારો જણાવ્યા છે. જેમની ઉપર તમે તોહોમત મુકી સકશો નહીં અને મેં જે વિચારો મારા પત્રમાં દર્શાવ્યા છે તેને માટે તમે મારી ઉપર તોહોમત મુકી શકવાના નથી. મારી છુપી અને ગેરવાજબી ધારણા હતી એમ સાબીત થયું નથી. રાજદ્વારી ધારણમાં ખામી છે અને પ્રજાની ફરીયાદો લાંબો વખત નીકળી જવા છતાં તે દુર થઇ નથી તેને કારણે ગડબડ મચી છે એવું મેં મત આપ્યું છે. જે ખરૂં હોય અથવા ખોટું હોય પણ જેમ બીજી તરફથી લશ્કરી કાયદો બાંધવાની ભલા

મળ્યુ થઇ અને લોકોને ફચડી નાંખવાની સુચના થઈ તેમ અમે અમારા વિચારો જણાવ્યા છે. એ વિચારો દર્શાવવાનું છાપાના છુટાપણાનું કામ છે અને નહીં કે એક અલગ માણુસનું કામ છે. એવા વિચારો બાંધવાનું ભુલ ભરેલું પણ હોય પણ ભુલ કયાં નથી? ખુદ બાઇબલ મને આપો અને તેમાંથી હું ભુલ દેખાડી આપીશ અને ભાષાની રચના ઉપરથી કંઇ જુદોજ મીનીંગ ઉઠાડી આપીશ. જયારે બાઇબલ ભુલથી રહીત નથી તો પછી હું કેમ હોઉં? દરેક પત્ર, પછી તે હિંદી હોય કે હિંદી-અંગ્રેજી હોય તે સઘળાં છુટાપણાથી ચાલે છે અને તેમાં પોતાના વીચારો આપતાં કોઇવાર એક બે બોલ નહીં બંધ બેસે તેવા લખાઈજાય છે. તુરતાતુરત લખતી વખતે એક બે બોલ એવા લખાઇ જાય તેથી ધારણા ખોટી છે એમ ગણાવું જોઇતું નથી.

### જડતીમાં મળેલો ટપાલનો કાર્ડ.

હવે ફરીયાદી પક્ષ તરફથી જડતીમાં ટપાલનો કાર્ડ મળ્યો છે તે દાખલ કરાવવામાં આવ્યો છે અને તેને મોટી અગત્ય આપવામાં આવી છે. તે કાર્ડને એટલી તો અગત્ય મળી છે કે તેનો ફોટોગ્રાફ પણ ઉતારી લેવામાં આવ્યો છે અને તે ફોટોગ્રાફની નકલ લૉર્ડ મોર્લીને જોવાને માટે ઈંગ્લંડ મોકલવામાં આવી હશે તો હું અજબ થઇશ નહીં.

### કાર્ડમાં આપેલી બૉંબની વિગતનો ખુલાસો.

એ કાર્ડ ઉપરથી એવું અનુમાન કાઢવામાં આવ્યું હશે કે બૉંબ બનાવવામાં મારી પણ કંઈ સામેલગીરી હોવી જોઇએ. આ કાર્ડ મારી ટેબલના એક ખુલ્લા ખાનામાંથી મળી આવ્યું છે અને તે ખાનામાંથી જે બીજા કાગળો મળી આવ્યા છે તે સાથે આ કાર્ડ મળી આવ્યું હતું. એ કાર્ડ છુપું અને સંતાડી રાખ્યું હતું કે નહીં તે મેં ઉલટપાલટ તપાસમાં પુછયું હતું. મારા દરરોજના કામકાજના કાગળો સાથે આ કાર્ડ હતું એમ જુબાનીમાં જણાવ્યું છે. એક્ષપ્લોસીવ એકટની બાબતમાં મારે ખુલાસાવાર લખવું હતું, અને તેમજ દેશી છાપાના કાયદા સંબંધી પણ લખવાનું હતું, તેટલા માટે એક્ષપ્લોસીવ બાબતની વધુ વીગતો મેળવવાની મારી ધારણા હતી. મેં લાયબ્રેરીમાં અને બીજે ઠેકાણે એક્ષપ્લોસીવના કેટલૉગો તપાસ્યાં હતાં. એક્ષપ્લોસીવના ઉપર ચોપડીઓનાં નામો અને લેખકોનું આ સાંકળીયું છે. આ કેટલૉગ ( એક જબરી મોટી છાપેલી ઇંગ્રેજી ચોપડી દેખાડીને મી૦ તિલક બોલ્યા કે) તેમાં એ બાબતનો ઇશારો છે. આ કાર્ડ ઉપર બૉંબને લગતી વિગતો પુરી પાડનારી ચોપડીઓનાં નામ લખ્યાં છે. પેહેલા કેટલૉગમાં તે નામો શોધી કહાડવામાં આવ્યાં હતાં. જો આ ચોપડી જેમાં બૉંબની વિગત છે તે મારી લાયબ્રેરીમાં હોવા છતાં તે રાખવાનું કામ જો ફિતુર ગણાતું નહીં હોય તો આ કાર્ડ રાખવાનું ફીતુર કેમ ઠરે! અમોને સઘળી વિગતો મેળવીને પછી ખુલાસાવાર લખવાનું હતું અને તેથીજ આ કાર્ડ ઉપર આ નામ ઉતારી લેવામાં આવ્યાં છે. એક્ષપ્લોસીવની વ્યાખ્યા સરકારે જે આપી તે બંધબેસતી છે કે નહીં તે તપાસવાની મારી ધારણા હતી. આ કાર્ડ મારા ખાનામાંથી મળી આવ્યું અને તે મેળવનારે એમ ધાર્યું કે તેણે ઘણી મોટી શોધ કરી. કાર્ડ ઉપર જે અનુક્રમે લખાયું છે તેજ અનુક્રમે આ કેટલૉગમાં પણ લખાયું છે જે સાબીત કરી આપે છે કે, આ કાર્ડ ઉપરનું લખાણુ આ કેટલૉગમાંથીજ કરવામાં આવ્યું હતું, એ કાર્ડ જે ખાનામાં હતો તે ખાનામાંથી મળી આવેલાં આ મામુલી અને તદનજ સાધારણ કાગળીયાં હું તમને દેખાડું છું. તે કાગળીયાં કેટલાક અંગ્રેજી છે અને કેટલાંક દેશી ભાષાનાં છે.

જુરીના ગ્રહસ્થોને તે કાગળીયાં જોવાને આપવામાં આવ્યા હતાં.

મી૦ તિલક તે પછી બોલ્યા કે, એમાં ફકત થોડાંક ન્યુસપેપરો છે, એક દરજીએ લખેલો કાગળ છે. કોંગ્રેસના કાગળીયાં છે, મેં લખેલી ચોપડીના ફકરા છે, સુરત ખાતેનાં મારાં ભાષણના રીપોર્ટ છે. એ સઘળું તમે જુઓ અને પછી

ખ્યાલ કરો કે કાર્ડને મેં કેટલી અગત્ય આપી હશે. એ કાર્ડ રજુ કરીને ફરીયાદ પક્ષ એવું દેખાડવા માગતો હોય, કે મેં કોઇ છુપી ધારણા રાખી હતી. આ કાગળીયાં સાથે એ રાખીને એવો દેખાવ કર વા માગ્યો હતો કે મને એની દરકાર નથી, તો પછી મારી ઉપર તોહમતો લાવવાનો છેડો આવશે જ નહીં. સાંકળીયાની ચોપડીમાં જે કીંમત લખી છે તે કીંમત પણ આ કાર્ડ ઉપર ઉતારી છે. તે ખાનું ખુલ્લું હતું, તેને કુંચી દીધેલી હતી નહીં, એ કાર્ડ ઉપર નોટ ઉતારી લઇને તેમાંથી મેં મારાં લખાણમાં મદદ મેળવી હતી.

પોતે એ બાબતપર લખેલા આર્ટીકલો મી૦ તિલકે પછી રજુ કર્યા હતા અને તે તપાસવાને જુરીના ગૃહસ્થોને નામદાર જજની પરવાનગીથી આપ્યા હતા. મી૦ તિલક બોલ્યા કે ઇંગ્લંડના કાયદા સાથે અત્રેના કાયદાની મેં આર્ટીકલમાં સરખામણી કરી છે.

ના૦ જજ—તમે ક્યારે બોલવું પુરૂં કરશો તેનો કંઇ ખ્યાલ મને આપી શકશો ?

મી૦ તિલક—આજ સાંજ સુધીમાં મારૂં ભાષણ પુરૂં થશે. મારા હવે પછીના આર્ટીકલને ૧૨૪ એ. અને ૧૫૩ એ. કલમ હેઠળ આરોપ કરનારા તરીકે ગણવામાં આવ્યો છે.

૧૫૩ એ. કલમ વાંચી સંભળાવીને મી૦ તિલક બોલ્યા કે એ કલમમાં 'પ્રમોટીંગ' લખ્યુ છે તેનો મીનીંગ 'અસર કરવી' એવો થતો નથી, પણ 'વધારવું' એવો થાય છે. ૧૨૪ એ કલમની ભાષામાંજ આ કલમ પણ લખાઇ છે અને મેં તે કલમની પણ ખામી ભરેલી ભાષા તમને દેખાડી હતી. એમાં કોશીશ બોલ લખાયો છે જેનો મીનીંગ ધારણાથી કોશીશ કરવી એવો થાય છે. દાખલા તરીકે મેં ફક્ત એક પથર ફેંક્યો તો તે 'કોશીશ'ના વર્ગમાં આવે નહીં પણ યુનીવર્સીટી મીનારાના ઘડીઆળ તરફ પથર ફેંક્યો તે 'કોશીશ'ના વર્ગમાં આવે જેમાં મારી ધારણા પણ સમાયલી છે.

### કાયદાની કલમની ખામી ભરેલી ભાષા.

'પંજાબી' સામેના મુકરદમાની વિગત પંજાબ વિકલી રિપોર્ટમાં આપવામાં આવી છે. તે મુકરદમાની અપીલ સાંભળવામાં આવી હતી અને તેમાં આ કલમનો મીનીંગ સમજાવવામાં આવ્યો છે. તે મુકરદમાના હેવાલનો કેટલોક ભાગ વાંચી સંભળાવીને મી૦ તિલક બોલ્યા કે, આ વીગત ઉપરથી જણાશે કે 'પ્રમોટ' અને 'એટેમ્પ્ટ' વચ્ચે સંબંધ છે.

નામદાર જજે તે ચોપાનીયું જોવાને મી૦ તિલક પાસેથી લીધું હતું અને તે વાંચી જોયું હતું.

તે પછી મી૦ તિલક બોલ્યા કે 'અંતઃકરણની ધારણાથી કોશીશ' કરવી એવું એક અપરાધના બાબતમાં સાબીત થવું જોઇએ. નામદાર શેહેનશાહની પ્રજાના 'કલાસીસ' વચ્ચેની અથડામણ એવું આ કલમમાં વાકય લખ્યું છે. જે કલાસ રાજદ્વારી પાર્ટીને માટે તો હોયજ નહીં પણ જુદી જુદી કોમને માટે હોવો જોઇએ. કનઝરવેટીવ અને લીબરલ પાર્ટીને માટે તે હોય નહીં, પ્રોટેસ્ટંટ અને રોમન કેથોલીકને માટે તે લાગુ પડી શકે અથવા હિંદુ અને મોહોમેદનોને માટે તે લાગુ પડી શકે.

### યુરોપિયન સામે બૉંબ ફેંકવાની ઊશ્કેરણી ચલાવવાનું તોહમત.

વળી 'પ્રોમોટ' અને 'એટેમ્પ્ટ'ના બાબમાં દુશ્મનાવટની ધારણા પણ સાબીત થવી જોઇએ છે, એટલે જુદી જુદી કોમમાં એવી કોઇ લાગણી ઉભી કરે કે જેથી એક કોમ બીજી કોમની સામે માથું ઉઠાવે તો તેવા બનાવમાં આ કલમ બંધબેસ્તી થઇ પડે. જો હું આવતી કાલે એમ લખું કે હિંદુ અને મહોમેદનો કઇ બાબતોમાં જુદા પડે છે અને તે ઉપર વિવેચન ન કરૂં તો કદાચ ૧૩૫ એ કલમ હેઠળ તે બે કોમો વચ્ચે અથડામણની મેં કોશીશ કરેલી કહેવાય. કોઇ માણસ બદનિયત વિના કંઇ કામ કરે તો તે આ કલમ હેઠળ અપરાધી ઠરે નહિ, ફરીયાદી પક્ષ આ કલમનો ખુલાસો કરવાને બંધાયેલો છે અને આ કલમ અહીં કેવી રીતે લાગુ પડે છે તે પણ ફરિયાદી પક્ષને સાબીત કરવાનું છે. આ બીજો આર્ટીકલ મેં કહ્યું છે તેમ યુરોપીયનો ઉપર લખાયેલો નથી, અને જો યુરોપીયનોને

ક્લાસ ગણવામાં આવે તોપણ આ આર્ટીકલ બુરોક્રસી પર લખાયેલો નહિ હોવાથી તે આ આર્ટીકલને લાગુ પડી શકે નહિ. આ આર્ટીકલને તાણી તોડીને હિંદીઓ અને યુરોપિયનો વચ્ચે અથડામણ કરાવનારો પણ બનાવી શકાશે નહિ કારણ કે તે તો ફક્ત એક્ષપ્લોઝીવ અને છાપાના કાયદા ઉપર વિવેચન છે. કદાચ એમ કહેવામાં આવશે કે ચોક્કસ વર્ગ સામે એટલે યુરોપિયન સામે બૉમ્બ ફેંકવાને મેં હિંદીઓને ઉશ્કેર્યા હતા પણ એવું તોહમત મુકવાનો ફરિયાદી પક્ષને કશો આધાર મળતો નથી. મારી ઉપર એવું તોહમત તો મુકવામાં આવ્યુંજ નથી કે મેં હિંદીઓ અને યુરોપિયનો વચ્ચે અથડામણ કરાવવાની કોશીશ કરી છે.

### 'તહોમતનો અધુરો ખુલાસો.'

આ વખતે નામદાર જજે ચાર્જ—શીટ જોવા માગ્યો હતો અને તે તથા તેને લગતાં કાગળીયાં બારીકીથી તપાસીને જણાવ્યું કે ચાર્જમાં જણાવ્યું છે કે નામદાર શેહેનશાહની પ્રજાના ક્લાસો વચ્ચે અથડામણ કરાવવાનો આરોપ મુકવામાં આવ્યો છે.

મી૦ તિલક—કયા ક્લાસ તે લખ્યું છે?

નામદાર જજ—નહિ.

મી૦ તિલક—ત્યારે મારી તકરારજ એ છે કે કોઇ પણ બે ક્લાસ વચ્ચે અથડામણ ચલાવવાનું તહોમત ખુલ્લું મુકાયું નથી અને કયા બે ક્લાસ તે જણાવવામાં પણ આવ્યું નથી. મારી ઉપરના તોહમતનો અધુરો ખુલાસો કરવામાં આવ્યો છે તોપણ હું ધારું છું કે યુરોપીયનો અને હિંદીઓ વચ્ચે ઉશ્કેરણી ચલાવનાર તરીકે મને ગણવામાં આવ્યો હશે. પણ એક્ષપ્લોઝીવ અને છાપાના કાયદા વિષે મેં વિવેચન કર્યું છે જેથી તે તોહમત ટકી શકતું નથી. ખરેખર તો નામદાર શેહેનશાહની પ્રજાના રક્ષણ માટે આ આર્ટીકલ લખાયો છે, અને નહીં કે અથડામણ માટે.

તમે જ્યારે એક કાયદાની કલમ એક કામ માટે લાગુ પાડી તે કામને અપરાધ બનાવવા માગતા હો તો તેનાં કારણો વગેરે બતાવવાં જોઇએ અને તે કારણો ખુલ્લાં દેખાડવાં જોઇએ, નહીં કે તાણી તોડીને લાગુ પાડવાં જોઇએ. વળી આવા બનાવમાં બહારથી જે ધારણા દેખાડવામાં આવી છે તે ભીતરમાં નથી પણ ભીતરમાં કંઇ જુદી ધારણા છે એમ દેખાડી આપવું જોઇએ અને તેમ દેખાડવાને માટે જુબાની રજુ કરવી જોઇએ કે જેમ કરવામાં આવ્યું નથી. ફલાણું બનવાજોગ છે એમ કહેવું પુરતું થઇ પડશે નહીં. દરેક ચીજ બનવાજોગ છે, નહીં બનવાજોગ કાંઇ નથી. જેમ નેપોલીયન બોનાપાર્ટની ડીક્ષનરીમાં 'ઇમ્પોસીબલ' બોલ હતો નહીં તેમ આપણી ડીક્ષનરીમાં 'અનલાઇકલી' બોલ નથી. ૧૨૪ એ કલમને આર્ટીકલના જે બોલો લાગુ પડવામાં આવ્યા છે તેજ બોલો ૧૫૩ એ. કલમને લાગુ પાડવામાં આવ્યા છે. એટલે મારે ઘેર બે પરોણા આવ્યા હોય અને એક પરોણા આગળ એક ભરેલી રકાબી રજુ કરૂં અને તે પરોણો તે ખાલી કરી લે તે પછી ખાલી રકાબી બીજા પરોણા આગળ રજુ કરૂં તેમ આ મારો આર્ટીકલ ૧૨૪ એ. કલમ આગળ રજુ કરવામાં આવ્યો છે અને જો તે કલમ તે ખાલી કરી લે તો ૧૫૩ એ. કલમ આગળ આરોપ માટેના કશા બોલ વિનાનો આર્ટીકલ રજુ થશે. મેં જો કોઇ જુબાની રજુ કરી નહીં હોય તો તે એમજ ધારીને કે આવી કલમ હેઠળ આવા આર્ટીકલને માટે લાગુ પાડી શકાયજ નહીં.

### જજ અને જુરીની ફરજ.

ઇંગ્લંડમાં લાઇબલનો મુકરદમો ઘડવામાં આવ્યો અને અમલમાં મુકવામાં આવ્યો ત્યારથી દરેક સવાલનું ખંડન કરવાનું જુરીને સોંપવામાં આવે છે અને ફક્ત જજ જુરીને કાયદો સમજાવે છે. જજ અને જુરીની ફરજ શું છે તે ૨૯૯ મી કલમમાં સમજાવવામાં આવ્યું છે અને જુરીને સઘળા સવાલનો ચુકાદો કરવાનું સોંપવુંજ જોઇએ એવું તે કલમમાં ફરમાવવામાં આવ્યું છે. જ્યુરીને કેવી રીતે દોરવવી તે તો નામદાર જજની મુનસફીપર રહેલું છે, પણ આ કલમ ફક્ત એક ઇસારા તરીકે હું ટાંકવાની રજા લઉં છું. એક અપરાધ થયો છે કે નહીં, ધારણા હતી કે નહીં, કોશીશ કરવામાં આવી હતી કે નહીં તે સઘળું નક્કી કરવાનું જુરીનું કામ છે. હાલના મુકરદ

મામાં કાયદાનો ગુંચવણ ભરેલો સવાલ છે અને
તેનો ફડચો જ્યુરીએ પોતાની સાદી સમજ અને
મુનસફીથી કરવાનો છે. ફકત કોશીશ થઈ છે કે
નહીં અને કોશીશ સાથે ફતેહ મળી છે કે
નહીં તે જ્યુરીને નક્કી કરવાનું છે. છેલ્લા એક
મુકરદમા વખતે જજે જ્યુરીને ચાર્જ આપતાં
કહ્યું હતું કે સંજોગ, પ્રસંગ, મામલો અને
હાલત ધ્યાનમાં લઈને તમારે ચુકાદો આપવો.
હું ઊમેદ રાખું છું કે તમે નામદાર જ્યુરીને
ચાર્જ આપતી વખતે સઘળા સંજોગો ધ્યાનમાં
લેવાને અને આર્ટીકલ માંહેલા જુદા જુદા સંત્ર
ભોલાપર લક્ષ નહીં આપતાં આખો આર્ટીકલ
ધ્યાનમાં લેવાની ફરમાસ કરશો.

## મારી આબરૂનો હું બચાવ કરીશ.

કાયદાની રૂએ એક માણસ પોતાનો તથા
પોતાની માલમતાનો અથવા પારકાંનો અથવા
પારકાંની માલમતાનો બચાવ કરવાનો હક ધરાવે
છે અને તેજ હક આજે હું ભોગવવા માગું છું.
જો એમ કહેવાય કે એક માણસને ખાનગી
માલમતાનું રક્ષણ કરવાનો હક નથી તો કાયદો
ગેરઇનસાફી કહેવાય. કાયદાની ૯૬-૯૭ મી કલ
મો પણ એવોજ હક આપે છે અને એક મા
ણસની આબરૂ એક કીમતી મતા તરીકે ગણ
વામાં આવી છે. મારી આબરૂ મારી કીમતી
મતા છે જેનો હું બચાવ કરીશ. એક માણસ
જ્યારે અમને ભર રસ્તામાં કચરાપટ્ટીઓ પાસે
માર મરાવવાની ભલામણ કરે ત્યારે અમારી
આબરૂની અમારે રક્ષા કરીજ જોઇએ અને
તેમ જો મેં કર્યું હોય તો હીંદી પીનલ કોડ
હેઠળ તે કામ અપરાધ ગણી સકાય નહીં.

## છાપાનું છુટાપણું.

છાપાના છુટાપણા વિષે હવે હું બે બોલ
બોલીસ. એ છુટાપણા ઉપર ૧૨૪ એ કલમ
અંકુશ રાખે છે, પણ તેમ કરવા સાથે તે ક
લમ અતિશય મોટી છુટછાટ મુકે છે જે છુટછા
ટનો અમને લાભ મળવો જોઇએ. ઇંગ્લંડના
કાયદા મુજબ એ છુટાપણા બાબતના સવાલનો
આખો સવાલ ચુકાદા માટે જુરીને સોંપવો
જોઇએ. જો તે છુટછાટનો લાભ નહીં મળે
તો એક માણસની ધારણા ધ્યાનમાં લેવામાં
આવેજ નહીં અને ગુનાની ધારણા હોય કે નહીં
હોય તો પણ એક માણસ અપરાધી ઠરે. "ભાલા"
"ગુરાખી" વગેરે વર્તમાનપત્રો સામેના મુકરદમા
ઓમાં જજોએ જુરીને ખુલ્લું કહ્યું છે કે છા
પાના છુટાપણાના સંબંધમાં મુકવામાં આવતી
છુટછાટ તમારે ધ્યાનમાં લેવી જોઇશે. રાજ
દ્વારી તકરારોમાં પણ એવીજ છુટછાટ ધ્યાનમાં
લેવાની સઘળાઓની ફરજ છે અને આ મુકરદ
મામાં છાપાનું તેમજ રાજદ્વારી તકરારનું છુટા
પણું ધ્યાનમાં લેવું ઘટે છે.

## મારાં લખાણુથી મરાઠા વાંચનારાઓ ઉપર માઠી અસર થઇજ નથી.

એક અસર થઇ છે કે નહીં તે છેલ્લે જો
વાનું છે. કદાચ એમ કહેવામાં આવશે કે કોઈ
સ તો થઇ છે અને અસર થઇ છે કે નહીં તે
જોવાની ઝાઝી દરકાર કરવા જોતી નથી. પણ
મારે એટલુંજ કહેવું છે કે અસરનો સવાલ સ
વંથી અગત્યનો છે અને એમ જોવાનું નથી કે
બે વરસની વાત ઉપર મેં કરેલા લખાણથી
આજે અસર થઇ છે. હમણાંના લખાણથી અ
સર થઇ છે કે નહીં તેજ જોવાનું છે અને આ
ગળ મારાં લખાણ શું હતાં તે ધ્યાનમાં લેવા
નાંજ નથી. અમારો આધાર છે તે અસરની ઉપ
ર છે અને અમે કહીશું કે જે એક કોમને માટે
આ લખાણ થયાં છે તે કોમ ઉપર કોઇ પણ રીતે
માઠી અસર થવા પામીજ નથી. એ લખાણ બે
ત્રણ દીવસ અથવા અઠવાડીયા દરમ્યાન યાદ કર
વામાં આવશે અને પછી ભુલી જવાશે. અસર
નથી થઈ એ સાબીત કરવાનું કામ અમારે માથે
નાખવાને બદલે અસર થઇ છે એવું સાબીત કર
વાનું ફરીઆદી પક્ષે પોતાને માથે રાખવું હતું
છેલ્લા આઠ માહીના દરમ્યાન અંગ્રેજી વર્તમાન
પત્રોએ જે લખાણો કર્યાં છે તે વાંચ્યા પછી
દેશી વર્તમાનપત્રોનાં લખાણો ધ્યાનમાં લેવાં જોઇ
એ. અને મી૦ ચોધરીના ચોપડીમાં પણ તે દાખ
લો કરવામાં આવ્યો છે.

નામદાર જજે મી० ચોધરીની ચોપડીમાંનો તે ફકરો વાંચી જોયો હતો.

### એક સરખા હકનો દાવો.

સામા પક્ષ તરફથી કદાચ એવું કહેવામાં આવશે કે આવાં લખાણનું વાજબીપણું જવાબદારે દેખાડયું છે, પણ હું કહું છું કે એ લખાણનું વાજબીપણું દેખાડવા સાથે તેમાં ફીતુર કર્યું નથી અને ગુન્હો કરવાની કશી ધારણા નથી. જે હક અને છુટાપણું અંગ્રેજ છાપાને ભોગવવા દેવામાં આવે છે તેજ દેશી છાપાને પણ મળવું જોઇએ એવી મારી માગણી છે. છેલ્લે મારે જણાવવાનું કે હિંદુસ્તાનમાં અને ઇંગ્લંડમાં વર્તમાનપત્રોએ જે વિચારો દર્શાવ્યા છે તેજ મેં પણ દર્શાવ્યા છે અને તે સઘળાં વર્તમાનપત્રો વાંચીને જુરીના ગૃહસ્થોની ધીરજ હું થકવી નાખવા માગતો નથી, પણ મેં જે વિચારો જણાવ્યા છે તેને મળતાજ વિચારો બીજાં પત્રોએ પણ દર્શાવ્યા છે. કોઇ પત્ર મારી સાથે તદ્દનજ મળતું થયું હશે તો બીજું કોઇ થોડું ઘણું થયું હશે પણ સામાન્ય પત્રો તો મારા વિચારને મળતાંજ છે અને તેમણે જુરોફ્રસીને વખોડી કાઢીને સરકારના આ બે કાયદાની ખામી દેખાડી છે અને બોંબના અપરાધો થવાને સબબે આ તકરાર ઉભી થઇ છે અને તે જોશપર ચાલી છે. સઘળું સામટું ધ્યાનમાં લેતાં માલમ પડે છે કે આ તોહમત ગેરવાજબી છે એટલુંજ નહીં પણ ગેરકાયદાનું છે. ધારણા, નેમ અને કોશીશ કયાં થઇ છે, કેમ થઇ છે અને તે ફતેહમંદ ઉતરી છે કે નહીં તે ધ્યાનમાં લેતાં આ તોહોમતનું ગેરવાજબીપણું ખુલ્લું સાબીત થશે. લખાણ માંહેલાં કોઇ વાકય જુસ્સાભેર હશે પણ તે લખાણ કેવા સંજોગ વચ્ચે અને કેવી ધારણાથી થયાં છે તે ખાસ કરીને જોવાનું છે. જુરીના ગૃહસ્થો, તમે એ બાબત ખાસ કરીને ધ્યાનમાં રાખજો અને આ લખાણમાં ગુનાની નેમ રાખેલી હતી કે નહીં તે તપાસજો. ચોક્કસ બીજવાટ અને છેડતીના વખતે મનની હાલત કેવી થઇ પડે તે વિચારજો અને સરકારની હીમાયત કરતાં અમારી ઉપર હુમલો કરનારાઓને અમોએ જવાબ દીધો હોય તો તેના વાજબીપણાનો ખ્યાલ કરજો. એક આર્ટીકલ માંહેલી ધારણા જો ફરીયાદ પક્ષ સાબીત કરી શકે નહીં તો બીજા આર્ટીકલને પહેલા આર્ટીકલ સાથે જોડીને તે બંનેમાં કંઇ ધારણા છે એવું દેખાડવાની કોશીશ કરવાનો તેને હક નથી, અને તે હક તે ભોગવવા માગશે તોપણ તેમાં તે ફાવવાના નથી. તરજુમા માંહેલી ભુલો મેં દેખાડી છે અને જુરીના ગૃહસ્થો, તમે તે સઘળી ભુલો સામટી રીતે ધ્યાનમાં લેજો. હું પોતે તરજુમો કરત તો જુદોજ કરત. હું એમ નથી કહેતો કે તરજુમો મેં કર્યો છે તે સઘળો તમે કબુલ રાખો, પણ મારી તકરારમાં કેટલું વજુદ છે અને કઇ ભુલો ખરેખરી થયેલી હોવી જોઇએ તે તમે વિચાર કરજો. 'પરવરસીટી' 'ટીરૅની' 'ડેસ્પૉટીઝમ' વગેરે બોલોના તરજુમા વિષે મેં તમને કહ્યું છે અને તે તે બોલો ઉપર મેં મારો આધાર બાંધ્યો છે.

### તોહમતનો આધાર શું છે?

તોહમત અસલ મરાઠી લખાણ ઉપર મુકાયું નથી પણ તેના અંગ્રેજી તરજુમાની ભાષા ઉપર મુકાયું છે. જો અંગ્રેજી ભાષામાં લખાય લા એક આર્ટીકલનું પેરાગ્રેફ વધારે સખત ભાષામાં કરવામાં આવે તો શું તેથી અસલ અંગ્રેજી આર્ટીકલપર તોહમત મુકી શકાશે.

મી० બ્રાન્સન---એમ તરજુમાની ભાષા ઉપર તોહમત મુકયું નથી પણ અસલ મરાઠી લખાણની ભાષા ઉપરજ મુકયું છે.

મી० તિલક---પણ તેના તરજુમા ઉપર આધાર બાંધવામાં આવ્યો છે, એ અસલ મરાઠી ભાષા તરજુમામાં ઘણી બદલાઈ ગઇ છે. કયાં ભુલ થઇ છે અને કયાં મરડી મચડીને તરજુમો કરવામાં આવ્યો તે મેં દેખાડી આપ્યું છે.

સરકારે મરાઠી ભાષાની ઉપર નહીં પણ તેના તરજુમા ઉપરથી આ તપાસ ચલાવવાની બહાલી આપી છે. તેથીજ એમ ઠરે છે કે આ તોહમત મરાઠી લખાણ ઉપર નથી પણ તેના અંગ્રેજી ભુલ ભરેલા તરજુમા ઉપર મુકવામાં આવ્યું છે. એવા તરજુમા કર્યા પછી પણ મ

રાઠી વાંચનારી કોમ ઉપર કંઇજ અસર થઇ નથી. ધણાક મહોમેદનો પણ મરાઠી ભાષા સમજે છે અને મહોમેદનો ઉપર પણ માઠી અસર થવા પામી નથી એ દેખીતું છે. મરાઠી ભાષા સમજનારા સઘળા અજ્ઞાન છે એમ પણ ધારવાનું નથી કારણ કે મરહૂમ નામદાર જજ મી૦ રાનાડે તે કોમના હતા કે જેમણે પોતાની કોમની કેળવણીનો મોટો વધારો કર્યો હતો. એમ હોવા છતાં મરાઠા કોમ ઉપર કશી માઠી અસર થઇ નથી અને અસર થવાની જુબાની ફરીઆદી પક્ષે આણી નહીં હોય તો તેને માટે મને બદનામ કરવો જોઇતો નથી.

આ વખત સાડાપાંચ થયા હતા અને કોર્ટ ઉઠવાનો વખત થયો હતો જે વખતે મી૦ તિલકે નામદાર જજને જણાવ્યું કે મેં મારૂં ભાષણ પુરૂં કર્યું છે, અને હવે કોર્ટનો ઉઠવાનો વખત થયો છે. હું હમણાં સુધીમાં જે બોલી ગયો છું તે હું તપાસી જઇશ અને કોઇ પોઇંટપર બોલવાનું બાકી રહેલું જણાશે તોજ બીજો ફકત અધો કલાક આવતી કાલે બોલીશ.

એ પછી કોર્ટ ઉઠી હતી.

સોમવારના રમખાણના મળેલા અનુભવથી આજે દેશી અને ગોરૂં પાયદળ લસ્કર અને ઘોડેસવાર તથા પોલિસ સિપાઇઓની મોટી સંખ્યા બંદોબસ્ત માટે રોકવામાં આવી હતી. આજે પણ બંદર ઉપર ખટારાવાળાઓએ હડતાળ પાડી હતી એથી બંદરનું કામકાજ તદન બંધ પડી ગયું હતું. ગોદી ઉપર પણ ગઇ કાલની પેઠે ખટારાવાળાઓએ હડતાળ પાડી હતી. સવારમાં જો કોઇ ખટારાવાળો માલ ભરી નીકળતો તો બીજાઓ તેને તે માલ રસ્તામાંજ ઉતારી નાખવાનું કહેતા હતા અને બળદનાં જોતર છોડી નાખી તરત ખટારો ઉલાળી નાખતા હતા; એથી રસ્તામાં ઠેકાણે ઠેકાણે માલની ગાંસડીઓ પડી હતી. મીલો અને બીજાં કારખાનાંમાં કેટલાક મજુરો હાજર થયા નહોતા. એ ઉપરાંત આજે કંઇ ખાસ જાણવા જોગ બનાવ બન્યો નહોતો.

---

## આઠમો દિવસ.

( ૨૨-૭-૦૮ )

### મી૦ તિલકે માનેલો ઉપકાર.

આગલે દિવસે મી૦ તિલકે પોતાનું ભાષણ ખલાસ થયલુ જણાવી, માત્ર કંઇ મુદ્દાઓ રહી ગયા હોય તેના ઉપરજ બોલવાને આજના થોડાક વખત માટે માગણી કરી હતી. તેમ જાણીને મી૦ તિલકના છેવટના વિચારો અને એડવોકેટ જનરલ મી૦ બ્રાન્સનનું તેનો જવાબ આપનારૂં ભાષણ, તેમજ નામદાર જજનું, જુરીને જુબાનીનો સાર કરી સંભળાવનારૂં ભાષણ સાંભળવાનું બનશે એવી આશાથી આજે કોર્ટનું દીવાનખાનું ધારાના હીમાયતીઓ, શ્રોતાઓ વગેરેથી ભરાઇ ગયું હતું. કોર્ટ બેસતાં મી૦ તિલકે પોતાનું છેવટનું ભાષણ કરતાં જણાવ્યું કે, હિંદનો કાયદો ઇંગ્લંડના કાયદાને મળતોજ આવે છે એટલે કે જુરી પોતાનો ચુકાદો આપતાં માત્ર કાયદા ઉપરજ આધાર નહીં રાખતાં આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી પોતાનો ચુકાદો આપી શકે છે. કાયદાની કેટલીક કલમો ટાંકી તેમણે જણાવ્યું કે કોશીશ કાયદેસર ત્યારેજ કહેવાય કે જ્યારે કંઇ કામ કરવાની શરૂઆત થઇ ચુકી હોય, આટલા દિવસ સુધી મારૂં ભાષણ ધીરજથી સાંભળ્યું છે તે માટે હું તમો જુરીના ગૃહસ્થોનો ઉપકાર માનું છું. હું જાણું છું કે તમે કામધંધાના માણસો છો અને તમને લાંબો વખત રોકવાથી ઘણો ગેરલાભ થાય છે તે હું જાણું છું, પણ મારા પોતાના બચાવના લાભને ખાતર મને મારો મુકરદમો તમારી હજુર લંબાણથી રજુ કરવાની જરૂર હતી. મેં છેલ્લું ભાષણ કરવાનો મારો હક ગુમાવ્યો છે પણ મને નામદાર જજ ઉપર પુરતો ભરોસો છે. મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ ધારાના હીમાયતી તરીકે કામ કરવાનો મને મહાવરો નથી. હું સમજું છું કે મારી જગાએ મારા તરફથી બીજો કોઇ ધારાનો હીમાયતી હોત તો સારી રીતે મારો બચાવ કરી શકત, પણ આ મુકરદમાનો ચુકાદો આપતી વખતે કાયદા કરતાં

સાદી સમજથી જોવાનું હોવાથી મને લાગ્યું કે હું મારો મુકરદમો તમારી હજુર સ્પષ્ટ રીતે મુકી શકીશ. હું જાણું છું કે એડવોકેટ જનરલ મારા ભાષણની વચ્ચે ઘણી વેળા પડી મારા ભાષણમાં મુકરદમા ને લાગતી વળગતી નહીં એવી બાબતો લાવવા માં આવેલી જણાતી અને મારા બચાવમાં હરકત નાખી શકત, પણ મારા તરફથી કોઇ ધારાનો હી બાયતી મારા બચાવ માટે રજુ થયેલો નહીં હોવાથી તેઓએ મારો બચાવ મારી મરજી પ્રમા ણે કરવા દેવાની મેહેરબાની બતાવી છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું. મી૦ બ્રાન્સનના સંબંધમાં હું એવું બોલવામાં કોર્ટના નહીં પણ સધગાઓના વિચાર દર્શાવું છું, કે એડવોકેટ જન રલ પોતાની જીંદગીમાં આ પહેલીજ વાર પોતા ને ઉલટી બાજુ તરફથી રજુ થવા જેવી સ્થિતિમાં જુવે છે.

## રાજ્ય અમલની ખામીઓ.

મેં તમને જણાવ્યું છે તેમ મારૂં લખાણ એક લાંબો સમય થયાં ચાલતા આવેલા વિવાદ ના સંબંધમાં થયું છે. આ વિવાદ મોટા સરકારી અમલદારોના વર્ગના આપખુદ અમલ તથા પ્રજા કીય હકો વચ્ચે થતી અથડામણના સંબંધમાં આ વે છે. વરસો થયાં આ વાદ ચાલતો આવે છે. લગભગ ત્રીસેક વરસ થયાં મરહુમ રાવ સાહેબ વિશ્વનાથ નારાયણ મંડલિકના પ્રમુખપણા હેઠળ મળેલી સભામાં મરહુમ મી૦ ઝવેરીલાલ ઉમિયા શંકર યાજ્ઞિકે મોટા સરકારી અમલદારોના અમલ માં જણાતી ખામીઓ ઉપર ભાષણ આપ્યું હતું. હવે તમારે આ વાત યાદ રાખવી જોઇએ છે કે, સરકારી અમલદારોના અમલ સામે ટીકા કરવી તે કંઈ અંગ્રેજી અમલની હયાતીને જોખમમાં નાખવા જેવું નથી. અમલમાં ફેરફાર કરવા જણાવવું તે એક પ્રસિદ્ધ અંગ્રેજી રાજદ્વારીએ જણાવ્યું છે તેમ કે માણસને એક ડગલો બંધ બેસતો નહીં આવે તો તે કાઢી નાખી તેની જગા એ બીજો પહેરવા જણાવવા સરખું છે.

## બાંબનો ઉપયોગ.

બાંબ સંબંધના મારા લખાણના સંબંધમાં જણાવીશ કે તેનો ઉપયોગ તો જેમ અંગ્રેજી તેમ જ હિંદી વર્તમાનપત્રોએ વખોડી કાઢયો છે, પણ તેમના બોલવા વચ્ચે ફરક એટલોજ છે કે અંગ્રેજી પત્રો જયારે બાંબથી બનેલી હોનારતનો લાભ લઇ હિંદીઓ તરફથી રાજદ્વારી હકો મેળવવા માટેની કરવામાં આવતી ચળવળને દાબી દેવા માગે છે ત્યારે હિંદી પત્રો જણાવે છે કે આ બાંબની હો નારત અંગ્રેજી મોટા સરકારી અમલદારોના આપ ખુદ અમલનું પરિણામ છે તથા એવી હોના રતના બનાવો બનતા અટકાવવા માટે અંગ્રેજી પત્રો તરફથી ભલામણ કરવામાં આવે છે તેમ આંખો મીંચી જમાના ઇલાજો લેવામાં કંઈ સાર નથી. ખરો માર્ગ એ છે કે મોટા સરકા રી અમલદારોના આપખુદ અમલ સામે અંકુશ મુકવો તથા પ્રજાની ઉમેદો અને ઇચ્છાઓ પાર પાડવી.

## કટોકટ સમયે જુરીની મદદ.

હિંદીઓ પોતાના હકો મેળવવા માટે આ વી રીતે મોટા સરકારી અમલદારો સામે લડત ચલાવે છે, તથા હાલમાં એ હકો મેળવવાના સંબંધમાં આપણે કટોકટીના સમયમાં આવ્યા છીએ ત્યારે તમારો સંપુર્ણ ટેકો મેળવવાની જ રૂર છે. જો તમારામાંનો એક પણ બહાર આવી કહેશે કે હું નીરપરાધી છું તો તેટલાથી પણ હું સંતોષ પામીશ, જો કે તેથી મને કંઈ લાભ થનાર નથી; પણ તેથી મને એટલો તો સંતોષ મળશે કે છુટાપણાની મારી કોશીશની તરફ જુ રીમાંના એકની પણ દીલસોજી છે. ઇંગ્લંડમાં જુ રીમાંનો એક ગ્રહસ્થ બહાર આવીને આરોપીને બીન તકસીરવાર ઠરાવે તો તેથી આરોપીને ખરે ખર લાભ થાય છે, કારણ કે તેને એકમતે તક સીરવાર ઠરાવી શકાય એવું હોવાથી જુરીનો વહેં ચાયલો અભિપ્રાય સ્વીકારવામાં આવતો નથી તથા તેની બીજી જુરી મારફતે તપાસ ચલાવવી પડે છે.

## હિંદીઓને છુટાપણું અપાવવામાં જોઇતી મદદ.

હું નીશાળમાં હતો ત્યારે મને એક વાક્ય શીખવવામાં આવ્યું હતું કે "સીઝરે તાજ મેળવવાની કોશીશ કરી પણ તેમાં તે નિષ્ફળ થયો હતો" એજ મુજબ મેં લેખોમાં હિંદુરની લાગ ણી ઉશ્કેરવાની કોશીશ કરી છે કે કેમ તે નક્કી કરવા માટે તમારે તપાસવાનું એ છે કે સીઝરે તાજ મેળવવાની ધારણા રાખી હતી તેમ મેં ઉ શ્કેરણી ફેલાવવાની ધારણા રાખી હતી કે અને તેમાં મને નિષ્ફળતા મળી હતી કે? તમે એક વાર મને અપરાધી ઠરાવો પણ તે છતાં તમે દરેક જણ જો આ બાબત ઉપર છુટા છુટા તમારા અભિપ્રાય દર્શાવશો કે મારૂં લખાણ ગુના ભરેલું છે કે માત્ર કાયદા મુજબજ હું ગુનેગાર છું તો તેથી પણ મને એવું જાણી સંતોષ મળશે કે તમે અમારી છુટાપણાની લડત તરફ દીલસોજી ધરાવો છો. હિંદીઓની જીંદગીની મુદત જોતાં મારી ઊમર ઘણી મોટી છે અને મારે થોડાંજ વરસ જીવવાનું છે, આથી આના ચુકાદાથી મને ઝાઝું ખમવું પડશે નહીં, પણ તમારે આ બીના યાદ રાખવાની છે કે તમે હમણાં જે ચુકાદો આપશો તે હિંદીઓ તરફથી ચલાવવામાં આવતી છુટાપણાની લડતના સંબંધમાં ઇતિહાસમાં યાદગાર રહી જશે. એથીજ હાલ તમારે માથે મોટી જોખમદારી રહેલી છે, તમે અંગ્રેજોએ જે મોટી લડત ચલાવી ઘણા તથા ભાપણનું ઇતિહાસ પ્રસિદ્ધ છુટાપણું મેળવ્યું છે તે યાદ રાખજો તથા હિંદીઓને પણ એવુંજ છુટાપણું મેળવી આપવા તમારી મદદ આપજો.

## શેહેરમાં ચાલતી ગરબડ.

હવે એક બીજી બાબત ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. શેહેરમાં હાલ જે ગરબડ ચાલે છે તેની સાથે મારૂં નામ જોડવાની એક તરફથી કોશીશ કરવામાં આવી છે. હું તે બાબત જજના ધ્યાન ઉપર લાવવા માગતો હતો પણ તે નજીવી ગણી તે માટે હું અત્યાર સુધી બોલ્યો નહોતો. પણ તમો જુરીના ગૃહસ્થોને એટલીજ અરજ કરીશ કે બહાર પત્રોમાં જે લખાયું હોય તે ઉપર ધ્યાન નહીં આપતાં ખુદ આ મુકરદમા ઉપર ધ્યાન આપી તથા આ મુકરદમાને લગતા આરોપના સઘળા સંજોગો તપાસી તમારો અભિપ્રાય આપજો. તમને જે ઇશ્વર પાસે એક દિવસ જવાબ આપવાને જવાનું છે તેનો મનમાં ડર રાખી તમારૂં અંતઃકરણ દોરવે તેજ ચુકાદો આપજો.

મી૦ તિલકે અત્રે નામદાર જજને અરજ કરી કે મેં મારૂં ભાષણ પુરૂં કર્યું છે, તેમ સામા ફરિયાદ પક્ષ તરફથી મુકવામાં આવેલા અનિશ્ચિત પ્રકારના આરોપોમાં ઍડવોકેટ જનરલ મારી સામે ભાષણ કરતાં કોઇ નવી બાબતો બોલે તો તેના ઉપર જવાબ આપવાની તમો નામદાર મને તક આપશો.

ના. જજ—હા, તેવી પરવાનગી તમને મળશે.

આ ઉપરથી નામદાર જજનો ઉપકાર માની મી૦ તિલકે પોતાની બેઠક લીધી હતી. અને ઍડવોકેટ જનરલ મી૦ બ્રાન્સને તેમના ભાષણનો જવાબ આપવાનું શરૂ કર્યું:—

## મી૦ બ્રાન્સનનું ભાષણ—એકને એક પીંજણ.

મી૦ બ્રાન્સને પોતાનું ભાષણ કરતાં જણાવ્યું કે, મી૦ તિલકે એકનું એક પીંજણ કર્યું છે અને તેમ કરતાં પોતે પણ થાકી ગયા છે. મી૦ તિલક સમજાવે છે કે આ બાબતને રાજદ્વારી ખટપટ સાથે લાગતું વાગતું છે, પણ હું ખુલાસાવાર સમજાવીશ કે તેને એ બાબત સાથે કશો સંબંધ નથી. બંગાળના વડા જજે જુરીને સમજ આપી હતી કે કોઇપણ બહારના માણસના વિચારો ઉપર તમને ખ્યાલ કરવાનો નથી, પણ મુકરદમાની જુબાની ઉપરથીજ તોલ કરવાનું છે, તેટલા માટે તમારે રાજદ્વારી ભુરાફરી વગેરે બાબત ધ્યાન આપવાનું નથી, પણ મુળ મુકરદમાની જુબાની ઉપરજ ધ્યાન આપવાનું છે. સુધારા થયા હોય કે નહીં થયા હોય તેને આ બાબત સાથે કશું સ્નાન સુતક નથી. રાજદ્વારી સુધારાની જરૂર છે કે નહીં તેની સાથે આપણને કશું કામ નથી, પણ એટલુંજ વિચારવાનું છે કે લખાણ ૧૨૪ એ. કલમ હેઠળ આવે છે કે નહીં.

## કાયદાના અનુભવની ગેરહાજરી.

મુકવામાં આવેલું તોહમત સંગીન પાયા ઉપર રચાયું છે કે નહીં તે તપાસવાનું છે અને તે સવાલ ઉપર મી૦ તિલકે ચાર દિવસ લીધા છે. મી૦ તિલકે કાયદાના અનુભવની ગેરહાજરીમાં અનેક ઠેકાણે ગોથું ખાધું છે, અને તેથીજ તે ૧૨૪ એ કલમનો ભાવાર્થ બરાબર સમજી શકયા નથી.

મી૦ તિલકે જણાવ્યું કે મને મી૦ બ્રાન્સનનું બોલેલું સંભળાતું નથી, જેથી નામદાર જજે તેમને મી૦ બ્રાન્સનની પડોશમાં જગા આપી હતી.

મી૦ બ્રાન્સને જણાવ્યું કે, મારી સભ્યતા માટે મી૦ તિલકે ઉપકાર માન્યો છે અને તે સભ્યતા ચાલુ રાખવાની હું સંભાળ લઇશ. મી૦ જસ્ટીસ સ્ટ્રેચીના આગલા ચુકાદા વિષે લંબાણ નહીં કરતાં હું ટુંકામાં કહીશ કે તેમણે જુરીને જે કંઇ સમજાવ્યું હતું તે સઘળે ઠેકાણેથી પસંદ કરવામાં આવ્યું હતું અને ૧૨૪ એ. કલમ તરફ પ્રીવીકાઉન્સીલે પણ પસંદગી દેખાડી છે, એટલે એ કલમ ભુલ ભરેલી ભાષામાં લખાઇ છે એમ કહેવામાં મી૦ તિલક પોતે ભુલ કરે છે, કેસરી સામેના તે વેળાના મુકરદમામાં મી૦ સ્ટ્રેચીએ ખુલ્લું જણાવ્યું હતું કે એક માણસની બદનક્ષી કરતાં જો તમે સાબીત કરી આપો કે જાહેર પ્રજાના લાભ માટે તે માત્ર ટીકા છે તો તે લાયબલ ગણાય નહીં, પણ સરકારને વિકારમાં લાવી મુકવાની ધારણા જણાય ત્યારે તે લાયબલ ગણાય.

મી૦ તિલક આ વેળા કંઇ વચ્ચે બોલવા ગયા, તે જોઇને મી૦ બ્રાન્સને કહ્યું કે મી૦ તિલકને તેમના ભાષણ દરમ્યાન એક પણ વખતે મેં અટકાવ્યા ન હતા, માટે મી૦ તિલકે પણ તેવીજ છુટ આપવી જોઇએ અને વચ્ચે બોલવું જોઇતું નથી. હવે પછી જો તેઓ મારા બોલવાની વચ્ચે આવશે તો હું વધુ સખત ભાષામાં તેમની ખબર લઇશ.

## લાંબુ બોલી કરેલો ઘોટાળો.

૧૨૪ એ. કલમ સર્વથી અગત્યની છે, એ કલમ ઉપર લંબાણ બોલીને નાહક વખત ગુમાવ્યા કરવામાં આવ્યો છે, પણ તેથી આપણે દીલગીર થઇશું નહીં. મી૦ તિલક ૨૦ વરસ થયાં પ્લીડર છે તે છતાં તેઓ એમ કહેતા હોય કે ૧૨૪ એ. કલમ તેઓ બરાબર સમજતા નથી, તો હું આશ્ચર્ય પામીશ. તેઓ એ કલમનો અર્થ ઉલટોજ કરે છે. તેઓ બ્યુરોક્રસી, પ્રો-બ્યુરોક્રસી, એંટી-બ્યુરોક્રસી વિગેરે બાબત ઉપર પોતાની મરજી મુજબ બોલી શકે પણ કાયદાની બાબત એમના મનમાં એટલી બધી ગુંચવાડ થઇ છે કે એમણે બધો ઘોટાળો કરી મુકયો છે અને એ તેમની દુર્દશા છે. પાંચ દિવસ સુધી એઓ બોલ્યા છે અને હવે તેઓ એમ નહીં કહેશે કે તેઓ પુરતું બોલ્યા નથી. હું મારા ભાષણમાં કંઇ નવી બાબત રજુ કરીશ તો મી૦ તિલક તે ઉપર બોલવાનો હક ભોગવી શકશે, પણ હું બનતા સુધી નવી બાબત રજુ કરીશજ નહીં.

## ખુન કરવાની સુચનામાં રમુજ!

પોતાના પત્રમાં લખાયેલી બાબતોની જોખમદારી મી૦ તિલકે પોતાને માથે રાખી છે. તે આર્ટીકલોને માટે તેઓ કીર્તિ મેળવવા માગે છે અને વળી રમુજી આર્ટીકલ લખાયલો જણાવે છે. જયારે તે રમુજ હું એટલીજ જોઉં છું કે ખુન કરવાની સુચનામાંજ રમુજ રચાયલી છે. મી૦ તિલકે લખાણ કર્યું તે શું ધારીને કર્યું હતું તે ધ્યાનમાં લેવું નહીં પણ હમણાં તેઓ શું ધારે છે અને આર્ટીકલનો અર્થ ઉઠાવે છે તે ધ્યાનમાં લેવું, એવી મી૦ તિલકની માગણી છે પણ આ ચોમાસામાં પણ જેટલી ધુળ તેઓ એકઠી કરી શકે તેટલી તમારી આંખમાં નાખવાની તે કોશીશ કરી શકવાના નથી.

## ઈંગ્લંડના કાયદાને બાજુએ મુકો.

એમના એ આર્ટીકલો લખવાની ધારણા શું હતી તે જોવાનું છે. જો તમને માલમ પડે કે ૧૨૪. એ કલમ હેઠળ આવે છે તો તે અપરાધ સાબીત થયલો ગણાય અને નહીં હોય તો અપરાધ સાબીત થયલો નહીં કહેવાય. જો પ્રથમ દર્શક મુકરદમો સાબીત થયો હોય તો તે મુકરદમો તોડવાની ફરજ જવાબદારને માથે રહે છે.

મી૦ તિલક કહે છે કે તે જોખમદારી મારે માથે નાખવી જોઇતી ન હતી, પણ તેઓએ એ કલમ બરાબર વાંચી નહીં હશે અને "અપવાદ" તથા "ખુલાસાને" ભેળી નાખ્યા છે. મી૦ તિલક ઇંગ્લંડના કાયદા વિષે બે દિવસ બોલ્યા છે અને જુરીના હાથમાંજ સઘળું રહે અને જજે વચ્ચે બોલવુંજ નહીં એવું મી૦ તિલક કહે છે પણ તે વિચાર સાથે હું એકમત થતો નથી. ઇંગ્લંડમાં પણ જજના ચુકાદાથી જિતુરના મુકરદમા ચુકાવવામાં આવે છે જે વાત કદાચ મી૦ તિલક જાણતા નહીં હશે. મી૦ જસ્ટીસ સ્ટ્રેચીએ કહ્યું હતું કે ઇંગ્લંડના કાયદા અને જુરીની ગોઠવણ સાથે આપણને કશું લાગતું વળગતું નથી. તેમણે કહ્યું હતું કે આ દેશના પીનલકોડનો કાયદોજ આપણને ધ્યાનમાં લેવાનો છે.

## મી૦ તિલક કેવું છુટાપણું માગે છે?

આપણી પાસે પીનલકોડ છે, તેની હદની બહાર આપણે જઇ શકીશું નહીં, કંઇ બાદ કરીશું નહીં, અથવા તેમાં કંઇ ઉમેરીશું નહીં. તે છતાં તેના ઉપર પુસ્તકો ભરાય તેટલું વિવેચન થયું છે. ગૃહસ્થો તમોને છાપાના રક્ષણ કરનારા તરીકે જણાવવામાં આવ્યા છે પણ તમે જેટલા રક્ષણ કરનારા છો તેટલોજ હું છું. મી૦ તિલકે એ બાબત ઉપર એટલું પીંજણ કર્યું છે કે ભાપણના છુટાપણા ઉપર અંકુશ મુકવામાં આવે એમ ઇચ્છવાનું મન થઇ આવે છે. છાપાના છુટાપણાની મી૦ તિલક માગણી કરે છે કે જે છુટાપણું મી૦ તિલક જે ચાહે તે લખી શકે, તે ખુનની સુચનાઓ કરી શકે, ઉંઘમાં પડેલાઓને મારી નાખવાની ભલામણું કરી શકે, મી૦ તીલક છાપાનું તે પ્રકારનું છુટાપણું માગે છે. હું આશ્ચર્ય પામું છું કે એક માણસ પોતાનો માણસાઇ ખવાસ છતાં આવું લખાણ કરે અને તે પછી આ કોર્ટમાં આવીને કહે કે મેં તો ઉચ્ચ હેતુથી અને ઉમદા ધારણાથી સઘળું લખ્યું છે.

## કોશીશો કોને કહેવી?

કોશીશનો અર્થ મી૦તિલક સમજી શક્યા નથી. તેમના મનમાં એ બાબતનો ભારી વસવસો થયો છે. એક માણસ કોશીશ કરે અને તેમાં તે નિષ્ફળ નિવડે તો તે કોશીશ ગણાય નહીં એવું તેમનું કહેવાનું છે. પણ તે એક સાદા માણસના મનમાં પણ ઉતરી શકે તેમ નથી. કોશીશ કરી અને નિષ્ફળ ગઇ એટલે તે કોશીશ ગણાય નહીં તો પછી કોશીશ નામ કયા પ્રયોગને આપવું જોઇએ? નિષ્ફળ ગયેલી કોશીશ અથવા ફતેહમંદ ઉતરેલી કોશીશ એમ બે વર્ગ હોઇ શકે, પણ કોશીશ નિષ્ફળ જાય તો કોશીશજ નહીં રહે એવી મી૦ તિલકની તકરાર હું પોતે સમજી શક્યો નથી. એ તકરાર તદ્દનજ "નોનસેન્સ" ની હદમાં જાય છે. કોશીશનો અર્થ મી૦ તિલક જે સમજાવે છે તે કોલાબાની હદની બહાર (મેડહાઉસની બહાર) કોઇ ખરી તરીકે માની શકે નહીં, તે લખાણ ઉપરથીજ નક્કી કરવાનું છે. મી૦ તિલક બોલ્યા કે વરસો થયાં હું એકને એક બાબત લખું છું અને મારા આર્ટીકલમાં કંઇ પણ નવું નથી, ત્યારે મી૦ તિલકે કેસરીના વાંચનારા હજારોમાંથી એકને પણ શા માટે બોલાવ્યો નહીં કે જે એમ કહેવાને તૈયાર થાય કે આ નવા આર્ટીકલોમાં નવું તેઓએ કશુંજ વાંચ્યું નથી.

## તરજુમાની ભુલો.

મી૦ તિલકે અમારા તરફની જુબાની સામે વાંધા ઉઠાવ્યો છે. અમારા તરફની જુબાની ઓરીએંટલ ટ્રાન્સલેટરની હતી અને તેની સામે મી૦ તિલકે વાંધા ઉઠાવ્યો છે. પણ અમારા સાક્ષીએ પ્રતિજ્ઞા ઉપર કહ્યું છે કે "દુનિયા ચાલે છે" તેને બદલે "માણસ ચાલે છે" એટલા ફેરફાર શિવાય આખો તરજુમો ખરો છે. મી૦ તિલકે આ તરજુમામાં જે ભુલો બતાવી છે તેથી તેઓ શું સાબીત કરી આપવા માગે છે તે હું સમજી શકતો નથી, તોપણ જો તેમણે દેખાડેલી ભુલોથી તમને શક ઉપજતો હોય તો શકનો લાભ મી૦ તિલકને આપવો. પણ મી૦ જોશીની જુબાની તોડવા માટે મી૦ તિલક પોતાની તરફના સાક્ષી લાવી શકત અને અત્રે તેમના જે મિત્રો તેમને મદદ આપે છે તેમાંના કોઇને રજુ કરી શકત.

## ૧૨૪ એ. કલમનો અર્થ.

૧૨૪ એ. કલમનો અર્થ, મી૦ જસ્ટીસ સ્ટ્રે

ચીએ એવો કર્યો હતો કે છાપાનું છુટાપણું તમને હદની બહાર જવાની પરવાનગી આપતું નથી, પણ હદમાં રહેવાને કહે છે અને તમે તમારી મરજી મુજબ સરકારની સામા લાગણી પેદા થાય એટલી હદ સુધી તમે ભાષા સખત બનાવી શકો નહીં. આવી રીતે છાપાના છુટાપણાનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને ચુકાદામાં પણ તેજ મુજબ થયું છે. અને મી૦ તિલકે આ ચુકાદાથી અંગત માહીતગારી મેળવીજ હશે. મી૦ જસ્ટીસ સ્ટ્રેચીએ ખુલ્લું જણાવ્યું હતું કે મરકીના ઉપાયો, કોઇ ઉડતા રોગ, કોઇ કર, કોઇ કાયદા અથવા કોઇ લશ્કરી ખરચ સામે છાપાને સખત પ્રકારે લખવાની છુટ છે, પણ તેમ કરતાં હદમાં રહેવાનું છે અને સરકારને ધિક્કારમાં લાવી નાખવામાં આવે તો તે ફીતુરજ ઠરે.

## છુટાપણા ઉપર અંકુશ.

મી૦ જસ્ટીસ સ્ટ્રેચીએ જુરી હજુર સાર સમજાવ્યો હતો તે ફુલબેંચે અને પ્રીવી કાઉન્સીલે સ્વીકાર્યો છે. એ છાપાના છુટાપણાની વાત થઇ છે પણ પ્રજાને છાપાની બદીઓથી અને સરકારને છાપાના બેઅદબ ફિતુરી હુમલાઓથી બચાવવાને આ છુટાપણા ઉપર અંકુશ મુકવામાં આવ્યો છે. સરકારને ગાળો દેવી અને પછી કહેવું કે છાપાનું છુટાપણું ભોગવવા દો, એ ગેરવાજબી છે. મી૦ તિલક એમજ કહેવા માગે છે કે છાપાની ઉપર સરકારે અંકુશ રાખવો જોઇતોજ નથી અને જો સરકાર અંકુશ રાખે તો સરકાર જુલ્મી ગણાય અને તેટલા માટે સરકારે અહીંથી જવું જોઇએ. આવી જાતના છુટાપણા ઉપર સરકાર અંકુશ નહીં રાખે તો અંધાધુંધી ચાલી રહે અને આપણને પસ્તાવું પડે.

## ખુનીઓની સ્તુતિ.

આગલા એક આર્ટીકલમાં અફઝુલખાનના શીવાજીએ કરેલા કહેવાતા ખુનના સંબંધમાં લખાણ કરવાના રક્ષણ હેઠળ સરકાર સામે ધિક્કાર ઉપજાવવાની લખનારે ધારણા રાખી હતી કે નહીં તે કેમ સમજી શકવું તે મી૦ જસ્ટીસ સ્ટ્રેચીએ જુરીને સમજાવ્યું હતું. સઘળા સંજોગો ધ્યાનમાં લેવાના છે અને માત્ર ભાષા ધ્યાનમાં લેવાની નથી. અત્રે રજુ થયલા આર્ટીકલોની ભાષા જોશો, ત્યારે તમે સમજી શકશો કે પુના અને મુઝફરપુર ખાતેનાં ખુનો તરફ આંખમીંચામણાં કરવામાં આવ્યાં છે તે ખુનીઓનાં વખાણ કરવામાં આવ્યાં છે, અને તેમાં કાયદાને વખોડી કાઢવાનો નહીં પણ ફિતુરનોજ હેતુ હતો. હમણાં મી૦ તિલક ફેરફાર મરડીને કહેવા માગે છે કે તેઓએ જુદાજ હેતુથી લખાણ કર્યાં છે અને પોતાના લખાણની સામે એક પડદો નાખવા માગે છે પણ તે પડદાની પાછળ તમારે જોવાનું છે. બોંબના બનાવને મી૦ તિલકે એવું રૂપ આપ્યું છે કે કોઇ પણ માણસ તે વાંચતાં કચવાયા વગર રહે નહીં, અને તેમ છતાં તેઓ કહેવા નીકળ્યા છે કે એમણે તો માત્ર કાયદાની ખામી દેખાડી છે. માણસાઇ ખવાને ડીણું લાગે તેવી રીતે ખુનો થયાં તેના શોકમાં જયારે બીજાઓ હતા ત્યારે મી૦ તિલકે આવાં લખાણો કર્યાં જેની અસર શું થાય તે તમારે સમજી લેવું. તરજુમામાં થયેલી ભુલના સંબંધમાં તમે પુરતી અને બની શકતી છુટછાટ મુકજો, મેદાન માંહેલી રમુજી ચીજ ટ્રાન્સલેટરની આફીસમાં મુકાયલી ગમે તો ગણજો અને તે પછી પણ વિચાર કરજો કે આ લખાણ કેવું છે.

## જુરીની ફરજ.

મી૦ તિલકને એટલી હિંમત હતી કે સાક્ષીઓ લાવીને પોતાનો બચાવ સાબીત કરવો, પણ તેમણે માત્ર પોતાનીજ જુબાની ઉપર આધાર રાખવાને કહ્યું છે કે એ લખાણમાં મારો હેતુ આ નહીં પણ આ હતો. બચાવ કરવાની આ રીત કેવું પરિણામ નિપજાવે છે તે હવે જોવાનું રહ્યું છે. તમને લાગે કે આર્ટીકલમાં કશું વાંધા જેવું નથી તો તમે તેમને નિરપરાધી ઠરાવજો અને કોઇ ગંભીર પ્રકારનો શક તમારા મનમાં ઉભો થાય તો તેનો લાભ તેમને આપજો. તમે આ આર્ટીકલોને નિર્દોષ ગણતા હો તો તમારી પોતાની તરફની, પ્રજા તરફની, સરકાર તરફની ફરજ ધ્યાનમાં લઇને તમારા અંતઃકરણની આ

સાને તાબે થઈને તમે કહો કે આ લખાણો નિર્દોષ છે તો જવાબદારને તેનો લાભ આપજો; પણ તેવો અભિપ્રાય બાંધતી વખતે અહીં તહીંના છુટાછવાયા બોલ, છુટાછવાયાં વાકય ધ્યાનમાં લેવાનાં નથી અને તા૦ ૯મી જુનના અથવા કોઇ બીજા આર્ટીકલ અલાહદા લઇ તેના ઉપર વિચાર કરવાનો નથી, પણ સઘળા સામટા લઇને વિચાર કરવાનો છે. તે સઘળા ઉપર સામટો વિચાર કરતા પહેલાં તે વાંચી જુઓ અને પછી ખ્યાલ કરો. આ આખા સવાલમાં માત્ર ઇરાદો તપાસવાનો છે તે યાદ રાખજો.

## મી૦ તિલક—છાપાના પ્રતિનિધિ.

મી૦ તિલક પોતાને છાપાના અને આખા હિંદુસ્તાનના પ્રતિનિધિ લેખે છે અને તમને છાપાના રક્ષણ કરનાર લેખે છે, તો હું મને પ્રજા પ્રત્યેની ફરજ બજાવનાર તરીકે લેખું છું. મી૦ તિલકે પોતાની ખુવારીનો જે ખાડો ખોદ્યો છે તેમાંથી બચવાને તેઓ પોતાના હાથમાં આવતાં દરેક પ્રકારનાં તણખલાંને બાઝે છે અને કહે છે કે તરજુમો ભુલ ભરેલો છે. ભલે, તરજુમો ભુલ ભરેલો ધારો તો મી૦ તિલકને નીરપરાધી ઠરાવજો, પણ તરજુમો ખોટો છે એમ કહેવું અશકય છે. મી૦ તિલક "ફીલ" બોલને માટે વાંધો લે છે, ને "ફીલીંગ" નો અર્થ નરમ કરવા માગે છે. પણ હું કહું છું કે મી૦ તિલકના તરજુમાના અર્થના સઘળા વાંધા તમે કબુલ રાખો, જે બોલોના તરજુમા વિષે તેમણે વાંધા લીધા છે તે સઘળાનો અર્થ તાણી તોડીને કરેલો તમે ગણો પણ મી૦ તિલકે તે ભુલો કેમ સાબીત કરી છે તે તમે જુઓ. તેમ કહેવામાં તેઓ વાજબી છે એમ તેઓએ બતાવ્યું નથી. મી૦ તિલક કહે છે કે એ ભુલો જાણી જોઇને કરવામાં આવી છે અને તેમનું નખોદ વાળવામાં એ રીતે મદદ કરવામાં આવી છે. તરજુમો કરનારે ભુલ કરી હોય તો તેને બરતરફી મળે અને સખત શિક્ષા થાય. મી૦ તિલકના કોઇ શત્રુઓ ટ્રાન્સલેટરની ઓફીસમાં છે કે નહીં, મી૦ જોશી મી૦ તિલકના દુસ્મન છે કે નહીં તે મી૦ તિલકે બતાવ્યું નથી.

## કાયદો સમજાવવાની ફરજ કોની છે?

મી૦ તિલકે કહ્યું છે તેમ હું પણ કહું છું કે સઘળા આર્ટીકલો ધ્યાનમાં લઇને તમે તમારૂં અનુમાન કાઢજો. આ ચુકાદો આપતાં તમારે ઇંગ્લંડના કાયદાને ધ્યાનમાં લેવાનો નથી. મી૦ તિલક કહે છે કે જુરી કાયદો બનાવે છે પણ તેમ ધારવું તદનજ હસી કાઢવા જેવું છે. જુરીને કાયદો સમજાવવાનું કામ તો જજનું છે. મી૦ તિલક તે જાણતા નથી અને તેથીજ તેમણે જુરીને ખોટે માર્ગે દોરવવા જેવું કર્યું છે.

## જાતિ બચાવના બહાના હેઠળ ફિતુર.

એક કોશીશની ફતેહ કે નિષ્ફળતા ધ્યાનમાં લેવાનું તદ્દન નિરૂપયોગી છે. એમણે કોશીશ કરી છે અને તેમાં તેઓ નિષ્ફળ નિવડયા છે, એ એમના સારા ભાગ્યની વાત છે. જાતિ બચાવ કરવાના ઓઠાં નીચે ફિતુર ચલાવવું એ કદી પણ વાજબી કહી શકાશે નહીં. મી૦ તિલક કહે છે કે આ આર્ટીકલો બીજાં પત્રોએ કરેલા હુમલાના જવાબમાં લખાયા હતા, અને મરાઠી પ્રજા જેના તેઓ પોતાને ભાર સાથે પ્રતિનિધિ ગણાવે છે તેના ઉપર ના હુમલાના જવાબમાં લખાયા હતા, તે વાત આપણે ઘડીભર કબુલ પણ કરીએ પણ તેજ વેળાએ વિચાર કરવાનો છે કે એક માણસે મારા ઉપર હુમલો કર્યો જેનો તે માણસને જવાબ આપતાં હું સરકાર ઉપર પણ હુમલો કરૂં એ શું વાજબી છે? મી૦ તિલક કહે છે કે દરરોજ તેમના હજુર અનેક બાબતો રજુ થતી હતી અને તેના ઉપર તેમને લખવું પડતું હતું માટે આવું લખાઇ ગયું; પણ તેમ કહ્યું તે કંઇ બચાવ ગણાય નહીં. એંગ્લો-ઇન્ડીયન પત્રોએ, એમના ઉપર, એમના ભાઇબંધો ઉપર કે કોંગ્રેસ ઉપર હુમલા કર્યા હોય અને કચરાપટ્ટીઓથી માર મરાવવાની નીચ અને શકભરેલી સુચના થઇ હોય તેથી તેઓ સરકાર ઉપર હુમલો કરવાનો હક ધરાવે એ બનીજ નહીં શકે. એશિયન અને એમ્પાયર પત્રોમાં આવેલા ફકરા એમણે ટાંકયા છે જે સર્વથી વાંધા ભરેલાં લખાણોવાળા છે, પણ અસલ એશિયન અને એમ્પાયરની નકલો રજુ કરવામાં આવી નથી.

## પાયોનિયરની ટીકા—તિલક ક્યાં ટોપી પહેરી લે છે?

તા૦ ૭ મી મેના પાયોનિયરમાં આવેલા લખાણનો જવાબ કેસરીમાં આપવામાં આવ્યો હતો. પાયોનિયરમાં એક માણસના ખુનના બદલામાં દશ માણસનો ભોગ લેવાનું લખ્યું છે પણ તે કોને માટે લખ્યું છે? મી૦ તિલકને માટે નથી લખ્યું, કોંગ્રેસને માટે નથી લખ્યું, આખી દુનિયાની બાબતમાં સામાન્ય રીતે લખ્યું છે. પાયોનિયરે લખેલાની ટોપી મી૦ તિલક પોતે પહેરી લેવા માગતા હોય તો ભલે તેમ કરે. પાયોનિયરે લખ્યું છે કે એક મધુર ભાષાના લેજીસ્લેટીવ કાઉન્સીલરે તેવું વિવેચન કર્યું છે. મી૦ તિલક તો નથી મધુર કે નથી કઠોર કાઉન્સીલર. પાયોનિયરે કોંગ્રેસ–મોડરેટને માટે લખ્યું છે અને મી૦ તિલક મોડરેટ તો નથીજ. છેલી કોંગ્રેસ ભાગી પડી તેમાં તે તો એક્ષ્ટ્રીમીસ્ટ હતા. પાયોનિયરના આખા આર્ટીકલમાં એવો એક પણ બોલ છે કે જે કેસરીની પીઠે રહેલા મહાન જીવડાને ગુસ્સાથી ઉભરાઈ જવાનું કારણ આપતો હોય? આ વાત તદ્દન ખોટી છે એમ દેખાઈ આવ્યું છે અને કદાચ ખરી પણ હોય તો એ કેસરીના આર્ટીકલના લખાણનું વાજબીપણું દેખાડતાજ નથી.

## જાતિ બચાવની મી૦ તિલકની દલીલ.

મી૦ તિલક કહે છે કે ૧૨૪ એ. અને ૧૫૩ એ. કલમ પ્રમાણે તેમના ઉપર સાબીતી આપવાની ફરજ નાખવાનું કામ ગેરવાજબી છે. મી૦ તિલકે એમ કહેવામાં બીજું ગોથું ખાધું છે. જે જવાબદારી તેમને માથે નાખવામાં આવી છે તે કાયદા પ્રમાણે વાજબી રીતે નંખાઈ છે. ગમે તે હેતુથી તેમણે આ આર્ટીકલ લખ્યો હોય તોપણ સરકારને માટે અમુક હદ સુધીજ ભાષા વાપરવાનો તેમને હક છે અને નહીં કે બોંબને લગતી સુચના કરવા જેવું લખાણ કરવાનો તેમને હક હોય. એક માણસ જેને કાયદાનો સ્હેજ પણ ખ્યાલ ન હોય તે પોતાના જાતિ બચાવમાં આવું લખાણ કરવાનું વાજબી ધારી શકે કે? વીસ વરસ થયાં જે ધણી કાયદાના જાણકાર તરીકે માન ધરાવતો હોય તે આવી તકરાર ગંભીરપણે લાવી શકે કે? અને તેવી તકરાર લાવીને તે વજનદાર ગણાશે એમ ઉમેદ રાખી શકે?

## સ્વદેશાભિમાનમાં ફિતુર.

મી૦ તિલક હેતુ અને ધારણા વિષે બોલ્યા છે; પણ એક સ્વદેશાભિમાની હોય કે પેટ્રીયટ હોય અને તે સાથે તે ફિતુરી બને તો શું તેને જતો મુકવો જોઇએ? હું કહું કે હું સ્વદેશાભિમાની છું, પેટ્રીયટ છું અને હું બોંબ છોડીશ તો શું હું નિર્દોષ ગણાઉં? તમે એક અપરાધ કરો અને તે કરવામાં તમારો હેતુ ગમે તેવો ઉમદા હોય છતાં કાયદો તમને છોડવાનો નથી. કાયદો તો અપરાધ થયો કે નહીં તેજ જોવા માગશે. તમે એક લાયબલ કરો અને તેમાં ગમે તે ધારણા રાખો તોપણ તમને સજા તો થવાનીજ. સ્વદેશાભિમાન સાથે ફિતુરનો અંશ ભેળાયલો હોય તો સ્વદેશાભિમાનની ધારણા લઇને તમને માફી મળવાની નથી, પણ કદાચ જજ ઓછી સજા કરે એટલુંજ બનવા જોગ છે.

## પેલો ટપાલનો કાર્ડ–તે માટે શક.

મી૦ તિલક ગોળ અને ગોળ ચક્કરમાં ફર્યા છે, તરેહવાર બોલ્યા છે પણ તેનો સાર કશો બેઠો નથી, એટલુંજ તેઓ કહી શકયા છે કે મારો હેતુ ઉમદા હતો અને હું મારે ગમે તે બોલી અને લખી શકું. ટપાલના કાર્ડની બાબતમાં તેમણે ખુલાસો કર્યો છે. તે કાર્ડ તેમના ટેબલના ખાનામાંથી મળ્યો હતો. આ ઝડતી એવા સંજોગ વચ્ચે થઈ છે કે એ કાર્ડ ત્યાં કોઇએ જાણીબુજીને મુકયો હોય એ બનવાજોગ નથી. તે કાર્ડ મી૦ તિલકના હાથથી લખાયેલો છે અને તેમના કારભારીએ સહી કરી છે. મી૦ તિલક, એ કાર્ડ બાબતમાં ઉલટપાલટ તપાસ લેતાં બોલ્યા છે કે તે કાર્ડ તેમની પીઠ પાછળ મેલવામાં આવ્યો હતો. એ શું એમ નથી બતાવતું કે કાર્ડ કોઇએ ત્યાં તેમને હેરાન કરવા મુકયો હતો એમ તે પણ પહેલાં દેખાડવા માગતા હતા, પણ પછી જ્યારે તેમણે જોયું કે આ કાર્ડ તેમના હાથથીજ લખા

યેલો હતો અને તે બાબતમાં છટકવાની બારી ન હતી ત્યારે તેમણે વાત ફેરવી તોળી અને કાર્ડ કેમ લખાયો તેનું વર્ણન આપ્યું. હું આવો સાર ખેંચું છું.

## ચેતવણી કે ધમકી ?

મી૰ તિલકના આર્ટીકલોનો ભાવાર્થ એવોજ છે કે જે સુધારા તેઓ માગે છે તે જો નહીં આપવામાં આવશે તો બૉંબનો આશરો લેવામાં આવશે. મી૰ તિલકે સરકારને એવીજ ધમકી આપી છે અને તેમ હોવાથી આ કાર્ડના બનાવને ધ્યાનમાં લેવાની જરૂર દેખાય છે. સરકારને તેઓએ ધમકી આપી હતી કે તમે સુધારા નહીં કરશો તો બૉંબ ચાલુ રહેશે. આ ધમકી માત્ર સુચના હતી એમ મી૰ તિલક કહે છે અને તે સંજોગ વચ્ચે આ કાર્ડ મળી આવ્યો છે. બૉંબના સંબંધના તેમના આર્ટીકલ તેમના વિચારો ખુલ્લા દર્શાવે છે. તે વાંચીને જુઓ કે તેમાં બૉંબને માટે ધિક્કાર બતાવ્યો છે કે તેની હીમાયત કરી છે. તે આડકત્રી ધમકી નથી, પણ ખુલ્લી સીધી ધમકી છે. તેઓ કહે છે કે અમે તો બૉંબને નાપસંદ કરીએ છીએ અને તે છતાં બૉંબને જાદુ વગેરેનું તેઓ નામ આપે છે.

## મી૰ તિલક અને લોર્ડ મોર્લી વચ્ચે સરખાપણું

મી૰ તિલકે પંડિત મોર્લીને વચ્ચે ઘસડયો છે અને મી૰ તિલક અને લૉર્ડ મોર્લી એકસરખા છે એમ મી૰ તિલકે કહ્યું છે. સીવીલ સર્વીસ ડીનર તરફ મી૰ તિલકનું ઘણું ધ્યાન ખેંચાયલું લાગે છે. લૉર્ડ મોર્લીના વિચારો મી૰ તિલક ટાંકે છે પણ તેઓ ભુલી જાય છે કે જે કાયદાઓને મી૰ તિલક સખ્ત કહે છે તેજ કાયદાને લૉર્ડ મોર્લી પસંદ કરે છે. મી૰ તિલક કહે છે કે હુલ્લડ થવા દો, બાંબ ફેંકાવા દો, પણ તમે સખ્ત કાયદા ના કરો. જો સરકાર સખ્ત કાયદા બાંધીને બંદોબસ્ત જાળવે નહીં તો સરકારનું કામજ શું છે? સરકારને કાયદા બાંધવાની તેઓ ના કહે છે અને તે સાથે સુધારા દાખલ કરવા કહે છે અને વળી ધમકી આપે છે કે જો અમારી માગણી પુરી પાડવામાં નહીં આવશે તો બૉંબ ફેંકવામાં આવશે. મી૰ તિલકે જણાવ્યું છે કે બૉંબ ફેંકવાના બનાવ તરફ મેં નાપસંદગી દર્શાવી છે, તે ખોટું છે. તેમણે ખુદ બે અંગ્રેજ બાઇઓ જુલમાં બૉંબથી મારી ગઈ છે તે માટે દીલગીરી બતાવી નથી, પણ મી૰ કીંગ્સફર્ડનું ખુન થવાને બદલે તેઓ મારી ગઇ તે માટે ખેદ બતાવ્યો છે. લખાણમાં બધે ઠેકાણે પરદેશી અમલદારોને લાત મારી બહાર કાઢો, પરદેશી અમલદારોનું આ દેશમાં કામ નથી, એવું જણાવવામાં આવ્યું છે. સામટી રીતે લખાણનો હેતુ એવું બતાવવાનો છે કે બૉંબ ફેંકવાના બનાવથી જુલમી અમલ વધારે જુલમી બનશે, પણ તેવા અમલનું કંઇ લાંબા વખત સુધી ચાલવાનું નથી.

## હિંદી લશ્કરની બદનક્ષી.

મી૰ તિલકે પોતાના લખાણમાં ગોરા મોટા અમલદારોના વર્ગના અમલે દેશના શુરાતનનો નાશ કર્યો છે, એવું લખવામાં જે હિંદી લશ્કરે થોડાજ વખત ઉપર પોતાની બહાદુરીનો પુરાવો આપ્યો છે તેની ખુલ્લી બદનક્ષી કરી છે.

મી૰ બ્રાન્સનનું ભાષણ સમાપ્ત થતા પેહેલાં સાડાપાંચ થયા હતા, નામદાર જજે મી૰ બ્રાન્સનને કહ્યું કે આ મુકરદમાનો આજેજ નીવેડો લાવવાની મારી ધારણા છે માટે આપણે વીસ મીનીટ ચ્યા અને રીફ્રેશમેંટ લઇ પાછી બેઠક કરીશું. આ ઉપરથી સાડાપાંચે કોર્ટ ઉઠી હતી અને વીસ મીનીટ બાદ પાછી બેઠી હતી. કોર્ટમાં રોશની કરવામાં આવી હતી અને લોકોથી કોર્ટ ચીકાર ભરાઇ ગઇ હતી. સાંજ પછી કોર્ટ પાછી બેસતાં મી૰ બ્રાન્સને ટુંક બોલી પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું, અને નામદાર જજે જુરીને જુબાનીનો સાર કહી સંભળાવ્યો હતો.

## જજે જુરીને સમજાવેલો જુબાનીનો સાર.

મી૰ બ્રાન્સનનું ભાષણ ખલાસ થતાં, નામદાર જજે જુરી હજુર જુબાનીનો સાર કહી સંભળાવતાં જણાવ્યું કે તમે બહાર સાંભળ્યું હોય તે મગ

જમાંથી કાઢી નાખી અત્રે જે કહેવામાં તથા સાંભ ળવામાં આવ્યું હોય તેજ ધ્યામાં લઇને અને આ રોપીને તમારી એક ભાઇબંધ પ્રજા તરીકે ગણીને તમારો ચુકાદો આપજો.

### સરકારની ફરજ.

સરકાર આ મુકરદમો ચલાવવામાં માત્ર પોતા ની ફરજ બજાવે છે. આરોપીએ જણાવ્યું છે કે સરકાર તરફથી આરોપી સામે કામ ચલાવવાનો સ્હેજ પણ ઇસારો થાય તો તેને અપરાધી ઠરાવ વાના હુકમ જેવો છે, પણ એવો ખ્યાલ તમે તમા રા મનમાંથી કાઢી નાખજો. આપણે અહીં કાયદો અમલમાં મુકવા માટે મળ્યા છીએ પણ સરકારના હુકમ મુજબ ચાલવાને બંધાયલા નથી, આરોપીએ ઘણી ભળતી બાબતોના સંબંધમાં વિવેચન કર્યું છે પણ તેના પ્રત્યે તદ્દન ન્યાયી અને વાજબી રીતે વર્તવાની મારી ઇચ્છા હોવાથી મેં ચલાવી લીધું છે.

### ફિતુરનો અર્થ.

જજે તથા જુરીએ શું ફરજ બજાવવાની છે તેની કાયદેસરની લંબાણ સમજણ આપી નામદાર જજે કહ્યું કે, ૧૫૩ એ. કલમ સાદી છે. એ કલ મ મુજબ જે કોઇ પ્રજાના વર્ગોમાં સરકારસામે દુ શ્મનાઇ કે ધિક્કાર ઉત્પન્ન કરવાની કોશીશ કરે તેને સજા કરવાની સત્તા આપવામાં આવી છે. લેખક તથા વકતાને પોતાના વિચારો ખુલ્લી રીતે દર્શાવ વાનો હક આપે છે તે છતાં તે હક એવી રીતે નહીં ભોગવવો જોઇએ કે જેથી પ્રજાના જુદા જુ દા વર્ગો વચ્ચે શત્રુવટની લાગણી ઉભી થાય. એક લખાણ અથવા ભાષણથી કંઇ ગરબડ કે તોફાન નહીં થયું હોય તે છતાં તેથી જો લોકોમાં સરકાર સામે ધિક્કાર કે દુશ્મનાઇની લાગણી ઉત્પન્ન થાય એવું બને તો તેટલુંજ આરોપીને તકસીરવાર ઠ રાવવાને પુરતું છે.

### એક લેખકનો ઈરાદો કેમ નક્કી થાય?

એક વકતા અથવા લેખકનો શું ઇરાદો હતો તેનું અનુમાન તેનાં ભાષણ અથવા લખાણ ઉપરથી તેમજ તેના તરફથી તે પહેલાં આપવામાં આવેલાં ભાષણો કે લખાણો ઉપરથી ખેંચી શકાય. તમને જો આરોપીનાં લખાણ લોકોના મગજમાં સરકાર વિરૂધ્ધ ધિક્કારની લાગણી ઉશ્કેરે તેવાં લાગે તો આરોપીનો એવી લાગણી ઉશ્કેરવાનો ઇરાદો હતો એવું ગણવું, એમ આ કોર્ટના માજી વડા જજ સર લોરેન્સ જેન્કીન્સે ઠરાવ્યું હતું.

### કોશીશ અને ઇરાદા વચ્ચે ફરક.

આરોપીએ કોશીશ કરેલી કાયદો કયારે સ્વી- કારે છે-તેનો તમને ખ્યાલ આપવા માટે પંજાબ ની હાઇ કોર્ટનો એક મુકરદમો ટાંકવામાં આવ્યો છે. એક જણ કોદાળી લઈ બીજાની પુઠે તેને મારવા દોડયો હતો તેનો દાખલો આપવામાં આવ્યો છે અને જણાવ્યું છે કે આ સખસ જેને મારવા દોડયો હતો તેનાથી ચાર પગલાં જેટલો દુર હતો તેટલામાં તેના હાથમાંથી કોદાળી છીનવી લેવામાં આવી હતી. આ ઉપરથી કોર્ટે આરોપી સામે ખુ નની કોશીશનો આરોપ ટકી શકે નહીં એવું ઠરા વ્યું હતું, કારણ કે ચાર કદમ આગળ વધતાં ખુન કરવાનો પોતાનો ઇરાદો ફેરવી નાખે એ બનવા જોગ હતું એવું ગણ્યું હતું, પણ મી૦ તિલકે તમને આ મુકરદમાનું વધુ પરિણામ શું આવ્યું તે જણાવ્યું નથી. આરોપીને ખુનની કોશીશના વાંક માંથી મુકત કરવામાં આવ્યો હતો પણ તેને ગંભીર ઇજા કરવાની કોશીશ કરવા માટે ગુન્હેગાર ઠરા વ્યો હતો તથા જજે જણાવ્યું હતું કે આરોપીનો ગંભીર ઇજા કરવાનો ઇરાદો ન હતો.

### છાપાનું છુટાપણું.

આરોપીના જણાવ્યા મુજબ, તમે છાપાના છુટાપણાનો બચાવ કરો, અંગ્રેજી પત્રો કરતાં હિં- દી પત્રો તરફ વધારે રહેમથી નજર કરો. કારણકે એ પત્રો હજુ તો ઉઘરતાં પોતાની બાળવયમાં છે તથા સ્વાભાવિક ઉત્સાહી છે. એક જજે દર્શાવે લા વિચાર મુજબ વર્તમાનપત્રો જો પ્રમાણિકપણે તેઓને નીતિની રૂએ ઠપકો આપી નહીં શકાય તેવી ભુલ કરે તો તેમનાં લખાણને બદનક્ષી ભરેલાં ગણ વાં જોઇતાં નથી, પણ જયાં પ્રમાણિકપણે વિચારો દર્શાવવાનું છોડી ગાળગલોચ ઉપર આવે ત્યારે છા પાના છુટાપણાનો છેડો આવેલો ગણવો જોઇએ. બીજા એક જજે જણાવ્યું છે કે વર્તમાનપત્રોને

રાજદ્વારી બાબત ઉપર લખવાનું વધારે છુટાપણું આપવું જોઇએ છે. કેમકે એવી બાબતમાં પ્રમાણિકપણે ટીકા કરવામાં આવતાં ઘણો લાભ થાય છે. આરોપી સામે જે બે ફિતુરી લખાણો કરવાનો વાંક મુકવામાં આવ્યો છે તે વાંચતાં તમને એ લખાણો સરકાર સામે લોકોના મગજમાં ધિક્કાર તથા છુટકારાની લાગણી ઉત્પન્ન કરવા માટે કરવામાં આવેલાં લાગે તો તમને વધુ લખાણો વાંચવાની જરૂર નથી. એટલાંજ લખાણો ઉપરથી આરોપીની ધિક્કાર ઉત્પન્ન કરવાની નેમ હતી એવું તમે અનુમાન ખેંચી શકશો.

### તરજુમા સામે લેવાયેલો વાંધો.

લખાણમાં આવેલાં વાક્યો વગેરેનો તમે સાધારણ અર્થ ઉઠાવજો. આરોપીએ પોતે તો પોતાના લખાણના કરવામાં આવેલા તરજુમા વિશે ફર્યાદ કરી હતી. આ વાત યાદ રાખવાની છે કે તરજુમો મી० જોશીએ નહીં પણ આ કોર્ટના તરજુમા કરનારા દુભાશીયાએ કર્યો હતો. તે જો પોતાનું કામ સારી રીતે કરી શકતો નહીં હોય તો તેને એ હોદ્દા ઉપર આગીવાર રહેવા દેવામાં નહીં આવે તેટલો પણ તમારે ખ્યાલ રાખવો જોઇએ છે. આ કોર્ટમાં તેઓ તરફથી કરવામાં આવેલો તરજુમો હમેશાં ખરા તરીકે સ્વીકારવામાં આવતો રહ્યો છે. તરજુમો કરનારને પોતા સામે દુસ્મનાઇ હોય એવું આરોપીએ કહ્યું નથી ત્યારે તેઓ તરફથી બોલોનો મરડી મચડીને તરજુમો કરવામાં આવ્યો છે એવું આરોપી શા ઉપરથી કહે છે? મી० જોશીએ પોતે તો તરજુમામાં જયાં ભુલ જેવું લાગ્યું ત્યાં તે વગર આનાકાનીએ કબુલ કર્યું છે. માણસ ભુલ કરે એ બનવાજોગ છે, અને તે મુજબ સત્તાવાર તરજુમામાં પણ ભુલ આવે. તે ભુલ કોઇ પણ સાક્ષીની ઉલટપાલટ તપાસ કરી આરોપી બતાવી શકે, પણ તે છતાં મી० તિલકે જે પોતાના અર્થ જણાવ્યા છે તે સત્તાવાર તરજુમાને બદલે આપણે સ્વીકારીશું. હવે તરજુમા સામે આરોપી વાંધા લે છે ત્યારે આરોપીએ રજુ કરેલા પોતાના તરજુમા જુઓ અને તે ઉપરથી આરોપીના લખાણના સંબંધમાં અનુમાન ખેંચો, લખાણ ઉપર ધ્યાન આપતાં બધા આસપાસના સંજોગો તથા "કેસરી" પત્રના વાંચનારાઓને ધ્યાનમાં રાખજો.

### એકવીસ કલાક અને દસ મીનીટનો ખુલાસો.

મી० તિલકે જણાવ્યું છે કે તેઓના પત્રનો ફેલાવો હિંદી પત્રોમાં સર્વથી વધારે છે. આ પત્ર મરાઠી છાપામાં પ્રવીણ એવા વિદ્વાનો તથા કેળવાયલા માણસો વાંચતા હોવા જોઇએ તેમજ જેઓ પોતાને માટે અનુમાન ખેંચવાની સાહી સમજ નહીં ધરાવતા હોય તથા રાજદ્વારી બાબતો નહીં સમજતા હોય તેઓ પણ વાંચતા હોવા જોઇએ. હવે તમે વિચાર કરો કે "કેસરી" પત્ર વાંચનારાઓની જે સંખ્યા તે વાંચે છે તેમના મગજ ઉપર આ તકરારી લખાણો વાંચવાથી કેવી અસર થવી જોઇએ? વળી આ વાત પણ ધ્યાનમાં રાખજો કે એ પત્રના વાંચનારાઓને તમને જે એકવીસ કલાક અને દસ મીનીટ સુધી આરોપીએ એ લખાણનો ખુલાસો આપ્યો છે તેવો લાભ કંઇ મળતો નથી. લખનારની ધારણા, ઇરાદો, કાયદા, લખાણ ખરૂં કે નહીં ખરૂં તે વગેરેના સંબંધમાં અત્રે બંને બાજુ તરફથી ઘણું બોલાયું છે. કાયદા મુજબ લખાણના ઉઠતા અર્થ ઉપરથી આરોપીના ઇરાદાનું અનુમાન ઉપજાવી શકાય છે, જે લોકો માટે લખાણ કરવામાં આવ્યું હોય તે લોકો શું સમજે તે ઉપર આરોપીના ઇરાદાનું અનુમાન કરતી વખતે તમારે ધ્યાન આપવાનું છે.

### સત્તાવાળાઓ તરફ માનની નજરથી નહીં જોવાનું પરિણામ.

એક ચીજ તમે ધ્યાનમાં રાખજો. તોફાન, ગરબડ, અશાંતિ, ખુન વગેરે જેવા બનાવોમાં સત્તાવાળાઓ શાંતિ જાળવવા માટે જોખમદાર છે. તેઓ તરફ તુચ્છકાર તથા ધિક્કારની લાગણીથી જોવામાં નહીં આવતું હોય તો તેવા બનાવો ઘણા જ થોડા બનવા પામે. જો સરકાર માટે, તેમજ બીજાઓના જાન, માલ મિલકતના હકો માટે લોકો

માન ધરાવતા હોય તો ગરબડ, તોફાન, બૉંબ ફેંક વાના બનાવો વગેરે કંઈ બનવા પામે નહીં. મેં કહ્યું છે કે કાયદો કંઈ કહેતો નથી કે કોશીશ ફતેહમંદ થવીજ જોઈએ. મી૦ તિલકે તો આગળ વધી તમો જુરીના ગૃહસ્થોને કહ્યું છે કે કાયદો ગમે તેવો હોય તો પણ તમે મારી તમા કાયદાની વ ચ્ચે ઉભા રહી છાપાના છુટાપણાનો બચાવ કરજો, પણ આપણુને ખુદ કાયદો સખત છે કે નહીં તે સાથે કામ નથી. દેશના કાયદાને તો સર્વેએ તે સામે માથું ઉંચક્યા વગર ચુપચુપ સ્વીકારવો જોઈ એ. એક શખસની નેમ ગમે તેવી પ્રમાણિક હોય તે છતાં તેણે કાયદાનું ઉલ્લંઘન કરવું જો ઈતું નથી. માણસ હમેશાં કોઈ નેમ ધ્યાનમાં રાખી કામ કરે છે. કેટલાક દાખલાઓમાં નેમ અપ્રાણિક હોય તથા કેટલાક દાખલાઓમાં નેમ કેવી રાખવા માં આવી છે તે શકમંદ જણાય, પણ તમને નેમ સાથે કામ નથી. તમને ખાલી આરોપો સાથે કામ છે. તમારાથી બને તેટલું આરોપીના લાભ તરફ તમે ખચીત જોજો. પોતાના લખાણનો સઉથી અનુકુળ અર્થ ઊઠાવવામાં આવવો જોઈએ એવું કહેવાનો આરોપીને ખચીત હક છે, પણ જો તમ ને લાગે કે એટલું છતાં લખાણ કાયદા મુજબ તક સીરવાર ઠરે, તેવું છે તો તમે તે મુજબનો ચુકાદો આપજો. અહીં તહીંનાં વાક્ય ઊપરથી તમારો ચુ કાદો આપવા ઉપર દોરવાઈ જતા ના. સરકાર આવા મુકરદમામાં કામ ચલાવે છે કારણ કે સર કારને એક ખાનગી આસામીની માફકજ હુમલામાં થી પોતાનો બચાવ કરવાને હક છે. સરકારનાં ન્યાય, વહીવટદારી, વગેરે બધાં ખાતાંઓની ઉપર સખત ભાષામાં ટીકા કરવાનો વર્તમાનપત્રોનો હક તમારે ગણવો જોઈએ છે, પણ એ ટીકા અપ્રમા ણિક નીયતથી નહીં કરવામાં આવવી જોઈએ તથા તે દુશ્મનાઈ, કે ધિક્કારની લાગણી સરકાર સામે ઊતપન્ન નહીં કરે તેવી હોવી જોઈએ.

### સરકાર તથા પ્રજા વચ્ચેનો સંબંધ.

આરોપીના સંબંધમાં ચુકાદો આપતાં તમારે યાદ રાખવાનું છે કે સરકારને એવું માનવાનો કંઈ હક નથી કે રૈયતે સરકાર તરફ ચાહજ બતાવવો જોઈએ. એક રૈયત પોતાની મરજી મુજબ સરકાર તરફ ધિક્કાર કે દુશ્મનાઈ ધરાવે પણ તેણે તે જાહે રમાં દર્શાવવાં જોઈએ નહીં. જોઈએ તો તે દુશ્મ નાઈ ભરેલું લખાણ લખી પોતાના ખાનામાં રાખે અથવા તો ગજવામાં લઈ ફરે પણ તેનાથી તે કોઈ ને આપાપ નહીં તથા કોઈના મગજમાં તેવીજ લા ગણી ઉશ્કેરી શકાય નહીં.

### લખાણ ઉતાવળમાં કરવામાં આવ્યું હતું?

આરોપી જણાવે છે કે હું લેખક છું, મારી પાસે એકી વખતે બસો પત્રો વગેરે રહે છે, જે ઉ પર વિચાર કરી ઉતાવળમાં મારા વિચાર એકદમ જણાવવા પડે છે. આ સંજોગ તમારે ધ્યાનમાં લેવાના છે. બરાબર વિચાર કરવાની તક મળ્યા વગર તેમણે આ લખાણ લખ્યું છે એવું તમને લાગે તો તે ખચીત તમારા ધ્યાનમાં લેજો. પણ લખા ણ શું ખરેખર એકદમ ઉતાવળમાં લખવામાં આ વ્યું છે? આ નીચલા સંજોગો ઉપરથી તમને શું લાગે છે? આરોપીના તકરારી લખાણની શરૂઆત તા૦ ૧૨ મી મેથી થઈ છે. બૉંબ ફેંકવાનો બના વ એપ્રીલ માસમાં બન્યો હતો. બનાવ બન્યા પછી ચાર અઠવાડીયે શરૂઆતનું લખાણ લખવામાં આવ્યું છે, ત્યારે એકદમ પુખ્ત વિચાર વગર લખવામાં આવેલું ગણાય કે? એવું તમે જો ગણો તો આરોપીને તેનો લાભ આપજો.

### પોતાના બચાવમાં લખાણ કરેલું ક્યારે ગણાય?

આરોપીએ કહ્યું છે કે મેં પોતાના બચાવમાં આ લખાણ લખ્યું છે. જો કોઈ એક શખસ બીજા શખસનું નાક ખેંચે ને તે બીજો શખસ નાક ખેંચનારને મુકી મારે તો તેણે પોતાના બચાવમાં કામ કરેલું ગણી શકાય, પણ પોતાનું નાક ખેંચ નારને બદલે કોઈ તીરાહીત માણસને તે મુકી લ ગાવી કાઢે તો પોતાના બચાવમાં તેમણે મુકી લગા વેલી કેવી રીતે કહી શકાય? એજ મુજબ અંગ્રેજી પત્રોએ કરેલાં લખાણથી આરોપીએ પોતાને ગુ સ્સો ઊપજેલો તથા તે ઉપરથી પોતાના બચાવમાં લખાણ કરેલું જણાવ્યું છે, પણ આ લખાણમાં

તેઓએ શું કર્યું છે? શું એ અંગ્રેજી પત્રો આ
મે તેઓએ હુમલો કર્યો છે? નહીં, તેઓએ તો
સરકાર સામે હુમલો કર્યો છે. મારૂં આખું કહેલું
સ્વીકારી તમે તેજ મુજબ ચુકાદો આપજો એમ હું
કંઈ તમને કહેતો નથી. તમારે જોઇએ તો તમે
મારાથી તદનજ જુદા પડજો અને તમારા વિચાર
જુદા હોય તો તમારા વિચારને પેહેલી અગત્ય
આપજો તથા તે મુજબનો ચુકાદો આપજો, હું
તમારા ચુકાદાને આધારે છું. આરોપીએ જણાવ્યું
છે કે બીજાઓએ લખ્યું તે મુજબ મેં પણ લખ્યું
હતું, પણ બીજાઓ સાથે આપણને કંઇ કામ
નથી, આરોપીનું લખાણ કેવું છે તેજ ફકત આ
પણને જોવાનું છે. આરોપી કહે છે કે હું પ્રજા
ના લાભ માટે સરકાર સામે રાજબંધારણને અનુ
સરતી રીતે ખુલ્લી રીતે લડત ચલાવતો હતો. ત
મને આરોપીનું આ કહેવું ખરૂં લાગે તો તેનો
લાભ આરોપીને આપજો. બૉંબના લખાણના સં
બંધમાં કહેવાની જરૂર નથી કે બૉંબ ફેંકવાનો બ
નાવ ધિક્કાર ભરેલો તથા ઠીચકારો છે.
એક ખુની બૉંબથી ડઝનને મારે છે, આ બાબત
સર્વએ કમકમાટથી જોવાનું છે. તમને લાગે કે
એ બાબતમાં આરોપીનું લખાણ ઘટતી રીતે લ
ખવામાં આવ્યું છે તો આરોપીને છોડી મુકજો.
વાંચનારાઓના મન ઉપર આ લખાણની અસર
કેવી થવી જોઈએ તે ઉપર તમે વિચાર કરો.
આરોપી કહે છે કે રાજદ્વારી બાબતોની ચળવ
ળ કરનારાઓનો બૉંબ ફેંકવાના બનાવમાં હાથ
હતો એવું અંગ્રેજી પત્રો લખાણ કરતાં હતાં
તેથી તેને ગુસ્સો ઉપજ્યો હતો, પણ તેની સાથે
આપણને કામ નથી. બૉંબનો ભેદ, બમણી ચેતવ
ણી વગેરે લખાણો તમારા આગળ મુકવામાં
આવ્યાં છે, તે ઉપરથીજ તમે આરોપીના ઇરાદા
વિષે વિચાર કરજો. તમારે લખાણને થોડું ઘણું
ખરાબ ટેસ્ટમાં લખ્યું હોય તેથી તેની વિરૂધ્ધ
માં મત બાંધી દેવું જોઇતું નથી. દરેક લખના
ર સારા ટેસ્ટથી લખવા બંધાયેલો નથી. હવે
આરોપીનાં લખાણો એડવોકેટ જનરલે તમારી
હજુર વાંચી બતાવ્યાં છે, જેથી હું તેમાંથી ઘણું
વાંચવા માગતો નથી, હું થોડાક ફકરાઓ વાંચી
સંતોષ પકડીશ.

**લખાણમાંના વાંધા ભરેલા ફકરાઓ.**

આરોપી એક ઠેકાણે જણાવે છે કે, "સ્વરા
જય મેળવવાની મોટો ખાયેશ ધરાવે છે, તે જો
પુરી પાડવામાં નહીં આવશે તો થોડા લોકો નીસા
સા અણઘટતા તથા કમકમાટ ભરેલા એવાજ ઇ
લાજો જીવ ઉપર આવી જઈ લેશે" એવાજ ઇ
લાજો તે મુઝફ્ફરપુર ખાતે બૉંબ ફેંકવાનો બનેલો
બનાવ છે, જેમાં એક છોકરાએ બૉંબ ફેંકી બે
અંગ્રેજ સ્ત્રીઓનાં ખુન કર્યાં હતાં.

ઉપલું લખાણ કરવામાં આરોપીની નેમ બોં
બ ફેંકવાની ઉશ્કેરણી કરવાની છે કે નહીં તે ત
મારે વિચારવાનું છે.

બીજે ઠેકાણે આરોપી જણાવે છે કે "ઇગ્લં
ડની સરકાર ઉપર કેટલાક અરજી મોકલી પોતાના
હક મેળવવાની આશા રાખે છે, જયારે બીજાઓ
જણાવે છે કે જેમ એક માણસ મોઢું ઉઘાડે તે
માટે તેનું નાક દાબવું જોઇએ છે તે મુજબ સર
કારના ચક્રને ફરતું અટકાવવા માટે આડોસળીઓ
નાખવા જોઇએ છે. આડો સળીઓ નાખવો એવું
લખવામાં આરોપીની નેમ બૉંબ ફેંકવા એવું કહે
વાની જણાય છે. આરોપીનો ઇરાદો જાણવા માટે
તા૦૧૨ મી મેએ અધિપતિની નોંધમાં આવેલો ફક
રા ઉપર તમે નજર કરો. એક ફકરામાં જણાવવા
માં આવ્યું છે કે આયરલેન્ડમાં જયારે હિંદના જે
વા બનાવ બનવા પામ્યા તે દુર કરવા માટે સ્વરા
જય આપવાનો વડા પ્રધાન મી૦ ગ્લાડસ્ટને વિ
ચાર કર્યો હતો. આવા બનાવ બન્યા ત્યાં સુધી ઇં
ગ્લંડની સરકારનું ધ્યાન ખેંચાયું હતું નહીં. એ ફ
કરાની નીચે આરોપી શેરો મારે છે કે ખુનો કોઇ
વેળા ઘણાં ઉપયોગી થઇ પડે છે, આ લખાણ ખુ
નની ઉશ્કેરણી કરનારૂં નહીં મનાય ?

આવી જાતનાં લખાણનો આરોપીએ જે ખુ
લાસો કર્યો છે તે તેને કાયદાની ચુંગાલમાંથી બચા
વવા માટે પુરતો છે કે તે તમારે જોવાનું છે.

તા૦ ૯ મી જુનના લખાણ ઉપર વિવેચન કરવાનું મુશ્કેલ લાગે છે. તમારી આગળ તે વાંચવામાં આવ્યું છે, તે ઉપર તમેજ વિચાર કરી લેજો. " લેવામાં આવતા ઇલાજો કાયમના નથી," એવા મથાળા હેઠળ આરોપીએ બોંબના સંબંધમાં વિવેચન કર્યું છે. આરોપી જણાવે છે કે સત્તાવાળાઓ ખોટી રીતે સમજાવે છે કે બોંબનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે. તે પછી તે જણાવે છે કે હિંદ તથા રશિયામાં બોંબ વાપરવામાં આવે છે તેની નેમમાં આસમાન જમીનનો ફરક છે. હિંદમાં બોંબ દેશહીતકારી નેમથી વાપરવામાં આવે છે" બોંબનો ઉપયોગ દેશહિતકારી જણાવવામાં આવે તો એવા વિવેચનથી સરકાર લોકોના ધિક્કારમાં આવી પડે છે કે કેમ તે તમારે વિચારવાનું છે.

બીજી તરફ આરોપી જણાવે છે કે, મહાન રશિયન શેહેનશાહે રાજસભાને તોડી પાડવાની કોશીશ કરી પણ તેને છેવટે બોંબની આગળ નમી જવું પડ્યું હતું.

તે પછી પીછાં કાઢી નાખવામાં આવેલા પોપટનો ચીતાર આપવામાં આવ્યો છે, જે હિંદી પ્રજાને લાગુ પાડવામાં આવ્યો છે.

આગળ ચાલતાં આરોપી જણાવે છે કે મુગલો કરતાં વધારે ઉદાર રાજનીતિ અંગ્રેજ સરકાર ચલાવશે નહીં તો અમલ ચલાવનારાઓ પોતાનો અમલ હિંદમાં ચાલુ રાખી શકશે નહીં આજનો બોંબનો જમાનો છે.

એક આરોપી ઉપર ફિતુર ઉશ્કેરવાની કોશીશ કરવાનો આરોપ મુકવામાં આવ્યો હોય તથા તેનો ઇરાદો દર્શાવવા માટે જે લખાણો રજુ કરવામાં આવ્યાં હોય તે ઉપરાંત બીજાં લખાણો ઉપર જવાનું હું પસંદ કરતો નથી, પણ તે છતાં "કેસરી" પત્રના નીચલા એક ફકરા ઉપર મારૂં ધ્યાન ખેંચાયું છે, તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગુંછું.

"બંગાળીઓ ઘટતી રીતે પોતાની ફરીયાદનો ચુકાદો કરાવવા ગયા. તેથી નહીં વળ્યું ત્યારે પોતાનો આધાર રાખી દેશના ઉદય માટે સ્વદેશી તથા બોયકોટના ઘટતા ઇલાજ લીધા. આ ફકરો બદન નિર્દોષ લાગે છે, પણ તે પછી નીચે મુજબ આવે છે.—આ ઉપરથી બંગાળીઓના દેશહિતકારી પણાથી ગુસ્સે થયેલા કેટલાક સત્તાવાળાઓએ મુસલમાન ગુંડાઓને છોડી મુકયા, જેઓએ બંગાળીઓની મીલકતને નુકસાન કર્યું તથા તેઓની સ્ત્રીઓ ઉપર બળાત્કાર ગુજાર્યો.

આવો આરોપ સરકાર સામે લાવવો શું વાજબી છે? આવા લખાણથી, સરકાર માટે તમને માન ઉપજશે કે તે સામે ધિક્કારની લાગણી ઉત્પન્ન થશે.

છેવટે હું કહીશ કે તમે લખાણો વાંચ્યાં છે તે ઉપરથી વિચાર કરજો. મેં જે કંઇ કહ્યું છે તેથી તમારા મન ઉપર અસર થવા દેતા નહીં.

અત્રે જુરી વિચાર કરવા માટે જુરીના ઓરડામાં ગઇ હતી.

## જુરીનો અભિપ્રાય.

મસલત કરીને જુરી સવા કલાકે કોર્ટમાં પાછી ફરી હતી. કલાર્ક ઑફ ધિ ક્રાઉનના પુછવાથી ફોરમૅને જણાવ્યું હતું કે તેઓ સાત વિરૂદ્ધ બે મતે વેહેંચાયેલા છે.

નામદાર જજના સવાલના જવાબમાં ફોરમૅને જણાવ્યું કે તેઓ એકમત થાય એવી બીલકુલ આશા નથી.

જુરીના વધુ મતનો અભિપ્રાય શું હતો તે પુછવામાં આવતાં ફોરમૅને જણાવ્યું કે, જુરીએ આરોપીને ત્રણે આરોપો માટે સાત વિરૂદ્ધ બે મતે તકસીરવાર ઠરાવ્યો છે.

નામદાર જજે જુરીના વધુ મત સાથે મળતા થઇ તે અભિપ્રાય સ્વીકારવામાં આવે છે એમ જણાવ્યું હતું.

આરોપી—હું કોર્ટને અરજ કરવા માગું છું.

નામદાર જજ—તે અરજ શું છે?

આરોપી —મારા ઉપર મેલવામાં આવેલા આરોપો કાયદેસર નથી અને તેથી કોર્ટનું કામ રદ થાય છે એમ તે કાયદાની બાબત ફુલ બેંચ આગળ લઇ જવા હું અરજ કરૂં છું. અત્રે મી૦ તિલકે કાયદાના સવાલના ૧૪ મુદ્દા વાંચી સંભળાવ્યા હતા.

નામ૦ જજે કહ્યું કે કેસ ચલાવતાં જેનો મેં કાળજી પુર્વક વિચાર કર્યો ન હોય એવો એક પણ મુદ્દો આમાં નથી, એવી હું આરોપીને ખાત્રી આપું છું. ફુલ બેન્ચના નિકાલ માટે એ બધા અથવા તેમાંના કેટલાક મુદ્દાઓ હું ખુશીથી રાખત પણ તેમાંના ઘણા મુદ્દાઓનો નિકાલ થઇ ગયો છે અને બીજાં એટલા નજીવા છે કે તે વિષે ચર્ચા કરવાનું પણ યોગ્ય નથી, તેથી તમારી અરજ રદ કરવાની મને જરૂર પડે છે.

રાજદ્રોહના અપરાધ માટે પહેલાં એક વાર શિક્ષા થયા સંબંધીનો બીજો એક આરોપ માટે મી૦ તિલક ઉપર મુકવાનો છે. તે તેઓ ના કબુલ કરતા હોય તો તે બાબતના પુરાવાના કાગળપત્ર મારી પાસે છે અને તેનો જુરી નિકાલ કરશે, એવું ઍડવોકેટ જનરલે જણાવ્યું. પછી એ આરોપ મી૦ તિલકને વાંચી સંભળાવવામાં આવ્યો. મી૦ તિલકે કહ્યું, આ આરોપમાં મુદ્દો શું છે તે હું સમજ્યો નહીં. પહેલા આરોપમાં તેવો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો ન હોવાથી ૭૫ કલમ પ્રમાણે મને કરવાની શિક્ષા વધારી શકાશે નહીં. ઍડવોકેટ જનરલે કહ્યું કે, આ આરોપ ૭૫ કલમ પ્રમાણે નહીં પણ ક્રિ. પ્રો. કોડની ૩૧૦ અને ૩૨૧ કલમ પ્રમાણે છે. મી૦ તિલકે એથી ના૦ જજને "એમ થઇ શકે એવું આપને લાગે છે કે ?" એમ પુછ્યું. ના૦ જજે " હા " એવો જવાબ આપ્યો તેથી મી૦ તિલકે " પહેલાં શિક્ષા થઈ હતી એ હું કબુલ કરૂં છું " એમ જણાવ્યું. પછી ના૦ જજે મી૦ તિલકને ઉદ્દેશીને કહ્યું " તમારે કંઇ કહેવું છે ?" મી૦ તીલકે જવાબ દીધો:—

## દેશભક્ત તિલકના છેવટના ઉદ્ગાર.

**જુરીએ મને ગુનેગાર ઠરાવ્યો છે તો પણ હું નિર્દોષ છું એવી મારૂં અંતઃકરણ મને ખાત્રી આપે છે. મનુષ્ય અને દેશના નસીબ પર રાજ્ય ચલાવનાર આ ન્યાયાસન કરતાં વધારે શ્રેષ્ઠ દૈવી સત્તા છે. જે મહાન કાર્યનો હું પ્રતિનીધિ છું તેને મારા છુટા રહેવા કરતાં મારા દુઃખ અને સંકટથીજ વધારે લાભ મળવાનો ઇશ્વરી સંકેત જણાય છે !!!**

## નામદાર જજનો ચુકાદો.

બાદ નામદાર જજે મી૦ તિલકને ઉદ્દેશીને જણાવ્યું કે, મી૦ બાળ ગંગાધર તિલક, તમને સજા કરવાની મારા ઉપર દુઃખ ભરેલી ફરજ આવી પડી છે. તમારા જેવા માણસને આ સ્થીતિમાં જોઇને મને કેટલું દુઃખ થાય છે તેનું વર્ણન હું કરી શકતો નથી. ખરેખર તમે એક વિદ્વાન તથા વગવાળા માણસ છો, તમારી તે વિદ્વત્તા તથા વગ જો તમે તમારા દેશના ભલા માટે ખરી રીતે ઉપયોગમાં લીધાં હોત તો ખચીત જે પ્રજા માટે તમે મથો છો તેને ઘણુંક સુખ આપવામાં તમે કારણભુત થઇ પડત. દશ વરસ અગાઉ તમને જ્યારે સજા કરવામાં આવી હતી તે વખતે કોર્ટ તમારી સાથે ઘણી રહેમદીલીથી વરતી હતી, અને કોર્ટ કરતાં સરકારે તેથી પણ વધારે તમારા તરફ દયા બતાવી હતી. તમે જ્યારે દોઢ વરસના આસાન કેદની સજા પુરી કરી એટલે તમને ચોક્કસ સરતો જે તમે સ્વીકારી હતી, તેને આધારે તમને છોડી મુકવામાં આવ્યા હતા. તમે કરેલાં લખાણો ઉપર આવતાં હું જણાવીશ કે જો કોઇ એમ કહે કે રાજદ્વારી ચળવળ કરતાં તેવાં લખાણો કરવાં કાયદેસર છે, તો તેઓને માટે હું એટલુંજ કહીશ કે તેઓ કોઈ સડી કોહી ગયેલા મગજના માણસો હોવા જોઇએ. એ લેખ રાજદ્રોહથી ભરેલો છે, તેમાંથી અવિચારી કામોને ઉત્તેજન આપવાના ફુંફવાડા નીકળે છે. તમે કરેલાં લખાણો શું દેખાડે છે? તેમાં જાસ્તી ગુજારવાની ભલામણ કરવામાં આવી છે; ખુનામરકીના કામ તરફ તેમાં સંતોષ દેખાડવામાં આવ્યો છે: એટલુંજ નહીં પણ બૉમ્બ ફેંકી કરવામાં આવતાં કરપીણ અને હીચકારાં ખુનો માટે પણ તમારાં લખાણોમાં સંતોષ બતાવવામાં આવ્યો છે; એટલેથી ન અટકતાં બૉમ્બ જેવી ચીજ હસ્તીમાં આવી તે બનાવને તમે એવી રીતે વધાવી લીધો છે કે જાણે હિંદના કલ્યાણ માટે કેવીએક ચીજ પેદા થઇ હોય! મેં ઉપર કહ્યું તેમ જો કોઇ એમ ધારે કે રાજદ્વારી ચળવળ વખતે બૉમ્બ જેવાં ખાનાખરાબીનાં હથિયારો ઉપયોગમાં લેવાં તે કાયદેસર છે તો તેઓની મગ

જશક્તિ માટે હું એટલુંજ કહીશ કે તેવા માણુસો કાહેલાં મગજના હોવા જોઇએ અને તમે તે સંબંધે લખેલાં લખાણો પણ કાયદેસર ઠરાવે તો તેઓની પણ મગજશક્તિ સડી ગયેલી હોવી જોઈએ. છેલ્લાં દશ વરસમાં રાજકર્તાઓ તરફનો તમારો ધિક્કાર ઓછો થયો નથી અને તમે કરેલાં લખાણો તમે કહો છો તેમ અણીની વખતે ઉતાવળમાં કરવામાં આવ્યાં નથી, પણ બે અંગ્રેજ સ્ત્રીઓનાં કરવામાં આવેલાં પેલાં કરપીણ અને હીચકારાં ખુન પછી એક પખવાડીયું રહીને તમે તે લખાણો કર્યાં અને અઠવાડીયાં સુધી કરતા રહ્યા છો અને તે પણ જાણીબુજીને અને ચોકકસ નેમથીજ. અને બૉમ્બ ગોળા જાણે રાજકીય ચળવળનાં કાયદેસર હથીયારો છે, એવી રીતે તમે લખ્યું છે. મારે કહેવું જોઇએ કે તકરારી લખાણો જેવાં લખાણો જે વર્તમાનપત્રો કરે છે તે વર્તમાનપત્રો દેશને એક શ્રાપ સમાન છે. તમને સજા કરતી વખતે મને ઘણી દીલગીરી ઉપજે છે. મારે અત્રે કહેવું જોઇએ કે કદાચ જુરી તમને અપરાધી ઠરાવે તો તેવી વેળાએ તમને કેવી સજા કરવી તે સવાલ ઉપર મેં પુરતો અને ગંભીરાઇથી વિચાર કર્યો છે અને છેવટે હું તમને જે સજા કરવા માગું છું તે સજા ખરેખરી રીતે તો અધટીત નરમાશ (અપાત્રે દયા) કરેલીજ ગણાશે. જે ગુના માટે તમે ગુનેગાર હોવાનું જણાયું છે તે તરફ અને તમારા કર્તવ્ય તરફ જોતાં હું જે સજા કરવા માગું છું તેથી વધારે હલકી સજા તમને કરી શકતો નથી. હું ધારૂં છું કે તમારા જેવી સ્થિતી ધરાવનાર માણસને જે સજા હું કરવા માગું છું, તે સજાથી કાયદા અને ન્યાયની નેમ પુરેપુરી જળવાશે.

### સજા—૬ વરસ દેશપાર અને એક હજાર રૂપીયા દંડ.

તમને પહેલા આરોપ માટે જન્મ દેશનિકાલની સજા કરી શકાય. તમને કાળાપાણીની શિક્ષા કરવી કે કેદની શિક્ષા કરવી તેનો મેં વિચાર કર્યો છે. તમારી વય તથા આજુબાજુના સંજોગો ધ્યાનમાં લેતાં મને એમ લાગે છે કે દેશના ભલા માટે તથા જાહેર શાંતિ અને સુવ્યવસ્થા માટે અને જે દેશ ઉપર તમારો પ્રેમ છે એમ કહો છો તે દેશના હિત તરફ જોતાં તમે કેટલીક વખત આ દેશની બહાર રહો એ મને અત્યંત જરૂરનું લાગે છે. ૧૨૪ એ. કલમ પ્રમાણે તમને જન્મ પર્યંત અથવા તેથી ઓછી મુદત સુધી કાળાપાણીની શિક્ષા કરી શકું અને તેટલા માટે તમારા પહેલા બે આરોપો માટે તમને ત્રણ ત્રણ વરસના દેશનીકાલની સજા કરવામાં આવે છે. એકંદર તમને છ વરસ માટે દેશનીકાલ કરવામાં આવે છે. ત્રીજા આરોપ માટે કાળાપાણીની શિક્ષા લખી નથી તે માટે દંડ અથવા કેદની શિક્ષા છે. એ ગુના માટે કેદની શિક્ષા કરીને તમારા દુઃખમાં વળી વધારો કરવો એમ મને લાગતું નથી. માટે તમને રૂ૦ ૧૦૦૦ નો દંડ કરવામાં આવે છે; જ્યારે ચોથા આરોપ માટે કામ ચલાવવાની ઇચ્છા નથી એમ સરકારી વકીલે કહેલું હોવાથી હું ફરમાવું છું કે તમને ચોથા આરોપમાંથી મુક્ત કર્યા છે.

### મી૦ તિલકને લઇ જવામાં આવ્યા.

સજા થયા પછી મી૦ તિલકને કયાં લઈ જવામાં આવ્યા છે તે માટે તરેહવાર અટકળો થવા લાગી હતી. સજા થયા બાદ રાત્રે હાઇકોર્ટમાંથી મોટરમાં પોલીસના પહેરા હેઠળ તેમને મહાલક્ષ્મીના સ્ટેશન ઉપર લઇ જવામાં આવ્યા હતા. તે સ્ટેશન આગળ કચરાની સાઇડીંગ છે ત્યાં બે સેકંડ કલાસના ડબાને એક એન્જીન સાથે કોલાબેથી લાઈ જઈને ઉભા રાખ્યા હતા. તેમાં મી૦ તિલકને બેસાડવામાં આવ્યા અને ઘણી છુપી રીતે તેમને લઈ જવામાં આવ્યા હતા. આ ટ્રેન ગુરૂવારે સવારે અમદાવાદ જઇ પહોંચી હતી અને તરતજ સાબરમતી જવા ઉપડી ગઇ હતી. સાબરમતી પહોંચ્યા પછી મી૦ સુલીવાન અને બીજા પોલીસ અમલદારો જેઓ મી૦ તિલક સાથે આવ્યા હતા, તેઓએ મી૦ તિલકને સાબરમતી જેલના સત્તાવાળાઓના હવાલામાં આપ્યા હતા.

# લોક લાગણી.

## હડતાળો, હુલ્લડો અને ભયંકર પ્રાણહાનિ.

(ગુરૂવાર તા૦ ૨૩–૭–૦૮).

બુધવારે ફકત ફર્ગ્યુસન રોડ ઉપરની ગોળ અને પત્રાની મીલો બંધ રહી હતી, તે સિવાયની મીલો અને બજારોનો વ્યવહાર સારી રીતે ચાલ્યો હતો, પણ તેજ દિવસે રાતના મી૦ તિલકને ૭ વર્ષ દેશનિકાલની સજા થયાની ખબર ફેલાતાં ગુરૂવારનું સવાર પડતાંજ

### બધે હડતાળ

પડેલી જણાઈ હતી. ગીરગામ, ભુલેશ્વર, નળબજાર, કોહાપાડી, ઠાકોરદ્વાર, કાવસજી પટેલ ટેંકરોડ, પાયધુણી, કાલબાદેવી, માંડવી, કાપડ બજારો, મારવાડી બજાર અને કોટ તથા છેક ભાયખાળા સુધીનાં બધાં બજારો બંધ પડયાં હતાં. આ પ્રમાણે હડતાળ છ દિવસ સુધી લંબાઈ હતી અને હિંદુ મુસલમાન સર્વ વહેપારીઓ તેમાં સામીલ થયેલા હોવાથી શહેરમાં દેખાવ ભયાનક થઇ પડયો હતો. મીલો કામદારોને બુધવારે રાતના મી૦ તિલકને સજા થયાની ખબર મળી નહોતી અને બુધવારે મોડી રાત્રે કેસનો ચુકાદો થશે એવી કોઇએ વકી પણ રાખી નહોતી, તેથી તેઓ ગુરૂવારે સવારે હંમેસ પ્રમાણે કામ પર ગયા હતા, પણ આજે તેમને ખબર મળતાં તોફાન થવાની ધાસ્તી રાખવામાં આવી હતી. તે પ્રમાણે ફેરગ્યુસન રોડ ઉપરની માધવજી મીલના માણસો મીલનું કામ એક કલાક ચાલ્યા પછી તેઓ "તિલક મહારાજકી જે" પોકારતા એકદમ મીલમાંથી બહાર નીકળી પડયા. તેમની સંખ્યા ૧૨૦૦ જેટલી હતી. તેઓ જીવરાજ બાલુ મીલ આગળ ગયા ને તે મીલના કામદારોને બોલાવવા લાગ્યા અને મીલ ઉપર પથરા નાખવા માંડયા. પોલિસે આવી તેમને વિખેરી નાખ્યા ને તે મીલ બંધ કરવામાં આવી. પછી માણેકજી પીટીટ મીલના કામદારો પણ "તિલક મહારાજકી જય" બોલાવતા નીકળી પડયા. તેમણે ખુલ્લી રીતે જણાવ્યું હતું કે "તિલક મહારાજને સિક્ષા થવાથી અમે હડતાળ પાડીએ છીએ." આ પ્રમાણે બાળકો, સ્ત્રીઓ અને હિંદુ મુસલમાન સર્વ કામદારો કામ છોડી નીકળી પડવાથી બંદોબસ્ત માટે દરેક મુખ્ય લત્તાઓ પર સખ્ત પહેરો રાખવામાં આવ્યો હતો અને ઘોડેસ્વાર તથા ચઢાવેલી બેયોનેટ સાથે ગોરા લસ્કરીઓની ટુકડીઓ ઠેકાણે ઠેકાણે મુકી દેવામાં આવી હતી. ત્યાંના ત્રણેક વાગતાં કાળા ચોકી આગળ બોમ્બે કોટન મીલના કામદારો એકદમ નીકળી પડયા. અને વેસ્ટર્ન ઇંડિયા મીલ ઉપર ધસારો લઇ જઈ પથરા ફેંકવા લાગ્યા, તેથી એ મીલ પણ તરત બંધ કરવામાં આવી અને કામદારો હડતાળીઆ ટોળા સાથે જોડાયા. આખો લત્તો કામદારોથી ભરાઇ ગયો ને "તિલક મહારાજકી જય" ના પોકારોથી વાતાવરણ ગાજી રહ્યું. પાંચસોએક માણસો દીનશા પીટીટ મીલ ઉપર ધસી ગયા પણ મીલના ઉપરીઓએ કહ્યું કે "મીલ બંધ કરી દઇએ છીએ. કંઇ નુકશાન કરશો નહિ" તરત તે મીલ બંધ કરવામાં આવી ને કામદારો ટોળામાં જોડાઈ ગયા. આ પ્રમાણે એક પછી એક મીલ બંધ પડતી ગઇ અને કામદારોનો મોટો જમાવ થઇ ગયો. તેથી પોલીસ અને લશ્કરી સિપાઇઓ ત્યાં દોડી આવ્યા અને મી. સેતલવડ મેજીસ્ટ્રેટને બોલાવ્યા. વોલંટીયર પલટણના માણસોને નાકા આગળ ઉભા રાખી કામદારોને બીજી મીલો તથા રસ્તાઓ તરફ જતા અટકાવ્યા. અને તેમનામાંથી સાત જણને પકડવામાં આવ્યા. તે પછી મોરારજી મીલ આગળ મજુરોએ એક મોટી સભા ભરી અને મી. તિલકને છ વર્ષ સજા કરી તે માટે છ દિવસ હડતાળ પાડવાનો ઠરાવ કર્યો. રાત્રે વળી દાણા માર્કેટના ત્રણથી ચાર હજાર માણસોએ ભેગા મળી આવતી તા. ૨૭મી સુધી કામે નહિ જવાના અને સ્વદેશી માલજ વાપરવાના સોગંદ લીધા હતા.

### ગોળી છુટવાથી ભયંકર પ્રાણહાનિ.

(શુક્રવાર તા૦ ૨૪–૭–૦૮).

ગુરૂવાર કરતાં આજનો મામલો વધારે ગંભીર હતો. આખા શહેરમાં હડતાળ ચાલુ રહી હતી

અને મીલો તદ્દન બંધ પડી ગઇ હતી, તેથી કામદારોનાં ટોળાં વધારે તોફાની બન્યા હતાં. ભાયખલા ઉપર લાકડાં વહેરવાની મેકેનઝીસ મીલ ચાલુ થઇ હતી, પણ મજુરોએ બહારથી પથરનો મારો ચલાવવાને લીધે તે બંધ કરવી પડી હતી. એ સિવા આ લત્તામાં જુદે જુદે ઠેકાણે તોફાનો થયાં હતાં, લશ્કરી સિપાઇઓએ ગોળી બ્હારથી મારી તથા ઘાયલ કરી લોકોને વિખેરી નાખ્યા હતા. ચીંચપોકલી આગળ થોડીએક મીલો સવારમાં ચાલુ થઇ હતી તેના ઉપર મજુરોએ પથરનો મારો ચલાવવાથી તે બંધ કરવી પડી હતી અને બધા મજુરો હડતાળીઆઓના ટોળામાં સામીલ થયા હતા. સસેક્ષરોડના નાકા ઉપર સામેથી બીજું ટોળું આવ્યું તેમના વચ્ચે પો. સુ. મી૦ મેયર્સ અને ઈન્સ. મી૦ હોમ્સ ઘેરાઇ ગયા. મજુરોએ તેમના પર પથરનો મારો ચલાવ્યો તેમની સ્થિતિ કફોડી થઇ પડી, પણ એક ગાડીવાળો એક ઘાયલ થયેલા માણસને લઇ જતો હતો તેની તેમના તરફ નજર પડવાથી તેણે ઘાયલ થયેલા માણસને રસ્તાની બાજુપર મુકી ગાડી તે ઘેરાયેલાઓ પાસે લઈ ગયો અને તેમાં બેસાડી તેમને તાકીદે બહાર લઈ ગયો, એથી તેમના જીવ બચ્યા. આ ઘેરાઇ ગયેલાઓની મદદે પો. કમીશનરે લશ્કરી ટુકડી મોકલી હતી તેમણે લોકો ઉપર ગોળી બ્હાર કરી વીખેરી નાખ્યા. આ ગોળી બ્હારથી દશ પંદર માણસો ઘાયલ થયા, તેમાં કેટલાક તો આરામ નહિ થઈ શકે તેવી સ્થિતિમાં હતા. બીજી બાજુએ મળેલા ટોળા ઉપર મેજીસ્ટ્રેટ મી૦ સેતલવડ ગોળી બ્હાર કરવાનો હુકમ આપ્યો હતો તેથી ઘણા માણસો જખમી થયા. કેટલાક જખમાયેલાઓને લોકો લઇ ગયા. તે ઉપરાંત બીજા ૧૬ જણ પોલિસને ઘાયલ થયેલા જણાયા હતા. બપોરે પાછું ડીલાઇલ રોડ ઉપર તોફાન થયું હતું ને ત્યાં મેજીસ્ટ્રેટ મી૦ રેકપને બોલાવવા પડયા હતા.

ફરગ્યુસન રોડ ઉપર તોફાન થયાની ખબર મળતાં પોલિસે ત્યાં જઇ તેમના પર ગોળી બ્હાર કર્યો હતો જેથી એક માણસ માર્યો ગયો અને બીજો [illegible] માણસ તથા [illegible] બાળક ઘાયલ થયું હતું.

[illegible] આ સેન્ડ મીલ્સ કંપનીની વિકટોરિયા ડોક તરફ આવેલી બે મીલોના અઢાર હજાર કામદારોએ પણ હડતાળ પાડી હતી.

માહીમના રંગના કારખાનામાં કામદારોએ તેના મેનેજર મી૦ કાહેનને સખ્ત માર માર્યો હતો. ત્યાં લશ્કરી ટુકડી જઇ પહોંચી ને એક માણસ ઉપર ગોળી છોડી લોકોને વિખેરી નાખ્યા.

દાદર નાયગામ તરફ મીલ મજુરોએ મોટી હડતાળ પાડી હતી અને જે મીલો બંધ થઇ નહોતી તે મીલો ઉપર પથર ફેંકી ઘણું નુકશાન પહોંચાડયું હતું અને તે રીતે તે મીલો પણ બંધ કરાવી હતી. સોરાબ મીલના પારસી ફોરમેનના માથા પર ઇજા થઈ હતી. એક યુરોપીયન ટીકીટ કલેકટર લોકોના ટોળામાં ઘેરાઇ જવાથી તેને સખ્ત માર મારી ગંભીર ઇજા કરી હતી. ઓગ્ર મીલના માલીક મી૦ વાડીયા યુરોપીયન પોશાકમાં મોટરમાં જતા હતા તેમને યુરોપીયન ધારી લોકોએ તેમના પર પથરા ફેંકયા હતા, આ પ્રમાણે તોફાનપર ચઢેલું ટોળું "વંદેમાતરમ્" અને "બાલ, પાલ, લાલ કી જય" બોલાવતું ફરતું હતું તેને પોલીસે લશ્કરની મદદથી વિખેરી નાખ્યું હતું. આ પ્રમાણે લગભગ અર્ધા લાખ મજુરો હડતાળમાં જોડાયા હતા.

યુનિયન ફ્લોર મીલ આગળ હુલ્લડ જોવા ભીંત પર ચઢેલા એક મજુરને ગોળી વાગી હતી.

ગુરૂવારની પેઠે આજે પણ હડતાળો ચાલુ રહી હતી. ફક્ત કોઈ કોઇ લત્તામાં મુસલમાન વેહેપારીઓએ દુકાનો ઉઘાડી રાખી હતી. કોલબાનું રૂનું બજાર પણ તદ્દન બંધ પડી ગયું હતું.

પોલીસ કમીશનરે ફરીથી જાહેરનામું કાઢી તા૦ ૩૧ જુલાઇ સુધી પરવાનગી વગર સભાઓ નહિ ભરવા અને સરઘસો નહીં કાઢવા ફરમાવ્યું હતું.

એક યુરોપીયન ભયમાં હોવાથી કરીરોડના સ્ટેશન માસ્તરે પોતાના ઓરડામાં તેને આશ્રય

આવી હતો, જેથી લોકોએ તેના મકાન ઉપર પથરનો મારો ચલાવ્યો હતો.

બાવીસ વર્ષનો એક પારસી છોકરો મજુરોનાં ઉશ્કેરાએલાં ટોળાંથી ગભરાઇ ડનબેના હોટેલમાં પેસી ગયો હતો ત્યાં તેને ડાકટરની મદદ મળવા છતાં ગભરાટથી તેનું હૃદય બંધ પડી જવાથી તે મરણ પામ્યો હતો. એમ પણ કહેવામાં આવે છે કે તે નિશાળેથી ઘેર જતાં હુલ્લડ જોવા ઉભો રહ્યો હતો ત્યાં તેને ગોળી વાગવાથી તે મરણ પામ્યો હતો. બામાબાઇ નામની એક સ્ત્રી પણ ગોળી વાગવાથી મરણ પામી હતી. આ પ્રમાણે શુક્રવારના હુલ્લડમાં ઓછામાં ઓછાં ૧૦ મરણ અને ૩૫ થી ૪૦ માણસો જખમી થયાં હતાં.

પોલિસ કમીશ્નર મી૦ જેલે મીલોના માલીકોને બોલાવી મજુરોને સમજાવી લઇ હડતાળનો અંત લાવવા તેમને સુચવ્યું હતું. પણ મજુરો બીલકુલ માનતા નથી એવો તેમણે જવાબ વાળ્યો હતો.

મીલ માલીકોની મંડળી તરફની કમીટીએ એ સંબંધનો વિચાર કરવા એક મીટીંગ મેળવી હતી અને જે તે રીતે મજુરોને સમજાવી લેવાના પ્રયત્નો કરવા તેમણે ઠરાવ કર્યો હતો.'

આજે દરેક લત્તાઓમાં તેમજ બંદર અને જુદાં જુદાં સર્વ બજારોમાં નાના મોટા બધા વહેપારીઓએ હડતાળ ચાલુ રાખી હતી એટલુંજ નહિ પણ ગ્રાન્ટરોડપર હજામોએ અને બોરીબંદર પરનાં હીંદુ હોટેલ વાળાઓએ પણ હડતાળ પાડી હતી. તેમજ શાક, પાન, દુધ, મીઠાઇ, વગેરેનો વહેપાર કરનારા અને સોની દરજી વગેરેના ધંધા કરનારાઓએ પણ હડતાળ પાડી હતી. ફક્ત ભુલેશ્વરની શાક માર્કીટ ખુલ્લી રાખવામાં હતી.

ગઇ કાલે રાત્રે મુળજી જેઠા કાપડ મારકીટમાં લગભગ બે હજાર ગુમાસ્તાઓએ ભેગા થઇ છ દિવસ હડતાળ ચાલુ રાખવા ઠરાવ કર્યો હતો અને જો કોઇને તેનો શેઠ રજા આપે તો તેને મદદ કરવા એક ફંડ ઉભું કર્યું હતું. જેમાં લગભગ ૨૦૦૦ રૂપીયા ભરાયા હતા.

આંજના કરીરોડ ઉપર તોફાન થયું હતું તે વખતે લશ્કરે ગોળીઓ છોડવાથી બે માણસો માર્યા ગયા ને ૧૬થી વધારે ઘાયલ થયા હતા.

(શનિવાર તા૦ ૨૫-૭-૦૮)

બજારો, મીલો, બંદર, બધે ઠેકાણે હડતાળ ચાલુ રહી હતી. દાદર ખાતે ટેક્ષટાઇલ મીલ આગળ તોફાન થયું હતું. અંદરના ચાર યુરોપિયન અધિકારીઓએ દરવાજા બંધ કરી દીધા, પણ લોકોએ દરવાજા તોડવાનો પ્રયત્ન કરવા માંડયો. અંદરના યુરોપિયનોએ તેમના પર ગોળીઓ છોડી, પણ લોકો પાછા હડયા નહિ. પોલિસે આવી લોકોને વીખેરાઇ જવા તાકીદ કરી, પણ લોકોએ પોલિસ ઉપર પથરનો મારો ચલાવ્યો. પછી પોલિશે ગોળીઓ છોડી તેથી ત્રણ માણસ માર્યા ગયા અને ઘણા ઘાયલ થયા હતા.

ગોકળદાસ તેજપાળ સ્કુલમાં વિદ્યાર્થીઓએ હડતાળ પાડી હતી અને બીજી ઘણી સ્કુલોમાં વિદ્યાર્થીઓની મોટી સંખ્યા ગેરહાજર હતી.

ગામદેવી મીલપર પથરનો મારો ચલાવી તે મીલ બંધ કરાવી હતી. પોલિશ કમીશનરે એક અઠવાડીયું વધારે જાહેર સભાઓ નહિ ભરવાનો હુકમ કાઢયો હતો.

આજે રાત્રે વડોદરા તરફ એક સ્પેશિયલ ટ્રેન ગઇ હતી તે વિષે લોકોમાં તરેહવાર અફવા ફેલાઇ હતી.

ઇંગ્લંડ જતા મેલને લઇ જવાને પુરતો માલ મળ્યો નહોતો. અને જે થોડોએક માલ આવી પડ્યો હતો તે ઉપાડીને સ્ટીમરમાં ચઢાવનારા મજુરો હતા નહિ. આખરે સ્ટીમરમાંથી ખલાસીઓ વગેરેને ઉતારી થોડો ઘણો માલ ચઢાવી લીધો હતો. મેલમાં કંઇ માલ અથવા ઑર્ડરો નહિ જવાથી અહીંના વેહેપારીઓને અને સ્ટીમર કંપનીને મોટું નુકશાન થયું હતું.

( રવિવાર તા૦ ૨૬-૭-૦૮ )

આજે મુળજી જેઠા કાપડ બજાર હોલમાં કાપડના વેહેપારીઓની એક સભા મળી હતી, જેમાં ઓ. સર વિઠલદાસની સમજાવટથી વેહેપારીઓએ સોમવારે દુકાનો ઉઘાડવાનો ઠરાવ કર્યો હતો.

દાણા બજારના વેહેપારીઓએ કિફાયતના વા જબી ગરીબોને સસ્તી કિંમતે અનાજ આપવાનું ચાલુ કર્યું હતું.

( સોમવાર તા૦ ૨૭-૭-૦૮ )

હડતાલે અને હુલ્લડેનું વધતું જતું સ્વરૂપ જોઇને નામદાર ગવર્નર પુનેથી મુંબઈ આવ્યા હતા અને આજે સાંજના સેક્રેટેરીયટમાં આગે વાન શીક વેહેપારીઓને બોલાવી તેમની સાથે મુલાકાત ચલાવી હતી. સભાનું કામકાજ ખાનગી રાખવામાં આવ્યું હતું. તે નામદારે જણાવ્યું હતું કે હાલના મામલામાં સરકારે જેવી વકી રાખી હતી તેવી દેશી કોમના આગેવાનો તરફથી બ્ય બ્હાર મદદ અને અંતઃકરણનો ટેકો મળ્યો નથી. મીલો અને બજારો બંધ રાખવાથી સરકાર કંઇ કાયદો અમલમાં મુકતાં કે ન્યાયની કોર્ટો ન્યાય કરતાં અટકશે નહીં.

## વહેપારીઓપર ગોળી બ્હાર.

સાંજના નામદાર ગવર્નર સાહેબ શેખમેમન સ્ટ્રીટ તરફ ફરવા નીકળનાર છે એમ જાણી કેટલાક બદમાશોની ચળવળથી તે તરફના કેટલાક વેહે પારીઓએ દુકાનો ઉઘાડી હતી. તે દુકાનો બંધ કરાવવા તેમના ઉપર લોકોએ પથરનો મારો ચ લાવ્યો. એ આખા લત્તામાં તિલકની છબીઓ અને કાળા વાવટાની હાર લટકાવેલી હતી. અને લોકો "તીલક મહારાજકી જય" ના પોકારો કરતા હતા, ત્યાં પોલીસ ટુકડી આવી પહોંચી. મૅ જીસ્ટ્રેટ મી૦ ડ્રેક્ષ પણ આવ્યા. લોકો પોલીસ ઉ પર ઉશ્કેરાયા અને તેમના અમલદારો ઉપર પથરા ફેંકવા માંડ્યા. પોલિસે આઠ માણસોને પકડયા એથી લોકો વધારે છેડાયા ને પોલિસ સામે હાથોહાથ મારામારીમાં ઉતર્યાં. પોલિસને માર પડ્યો ત્યારે મી૦ ડ્રેક્ષે ગોળી છોડવાનો હુકમ આપ્યો, તેથી ત્રણ પડેલા અને બીજા ચાર પાંચ ઘવાયેલા મળી આવ્યા હતા. બીજા લોકો વિખે રાઈ ગયા આ પ્રમાણે વેહેપારીઓ ઉપર ગોળી બ્હાર કરવાથી લોકોમાં ઉશ્કેરણી વધી પડી હતી.

## ઑનરરી મૅજીસ્ટ્રેટના ઘરપર હુમલો.

ઉપરનું તોફાન મુળજી જેઠા કાપડ માર્કેટ નજીક થયું હતું પોલિસ અને લશ્કર વિખેરાઇ ગયા પછી સાંજના સાડા છને સુમારે હિંદુઓની મોટી સંખ્યા ભેગી થઇ, તેમણે ઑનરરી મૅજીસ્ટ્રેટ મી૦ મોતીલાલ જમનાદાસ સરાફના ઘર ઉપર પથરનો મારો ચલાવી બારી બારણાં ભાંગી નાખ્યાં અને અંદરના ફરનીચરને પણ કેટલુંક નુકશાન કર્યું. લોકો તેમના ઉપર એવું સમજીને ઉશ્કેરાયા હતા કે તે આ મૅજીસ્ટ્રેટ હોવાથી ઉપરના હુલ્લડમાં ગોળી બ્હાર કરવાનો હુકમ તેમણે આપ્યો હતો. આ ઉશ્કેરાયલા ટોળાએ પછી શેખ મેમન સ્ટ્રીટનાં ફાનસો ભાંગી નાખ્યાં.

## માર્કેટમાં મારામારી.

કાપડના વહેપારીઓએ આગલે દિવસે ઠરાવ કર્યા પ્રમાણે માર્કેટના કેટલાક કાપડીયાઓએ સવારમાં દુકાનો ઉઘાડી હતી. એમના ઉપર ટીકા કરતા ધીમે ધીમે બે ત્રણ હજાર માણસો ભેગા થઇ ગયા. તેમને વીખેરી નાખવા માર્કેટના સિપાઇને હુકમ થયો, પણ ટોળાએ તે સિપાઇને પૂજા કરી ને દુકાન ઉઘાડનારાઓ ઉપર છત્રીઓ ઉછાળવા માંડી. આખરે તેમણે દુકાનો બંધ કરી. એ પછી માર્કેટ અને આસપાસમાં લોકોએ કાળા વાવટા ટીંગાડી દીધા અને વચ્ચે તિલકની છબી મુકી.

આજે શેર બજાર ઉઘડયું હતું, પણ કામ કાજ શરૂ કરે તેટલામાં તેમને ખબર મળી કે તેમ ની એસોશીએશનના ચેરમેન મી૦ પ્રભુદાસ જીવણ દાસે સરકારમાં બ્હાલા થવા જેવો ટાઇમ્સ ઑફ ઇંડિયામાં ખુલાસો કર્યો છે, તેથી છેડાઇને લો કોએ તરતજ તે બજાર બંધ કરી દીધું હતું.

પોલિસ કમીશનરે આજે એક જાહેરનામું બહાર પાડી છબી, વાવટા, ચિત્રો, વગેરે લોકોની લાગણી ઉશ્કેરે તેવી કંઇ ચીજો જાહેરમાં નહિ મુકવા હુકમ કાઢયો હતો.

મીલો અને બજારોમાં હડતાળો ચાલુ હતી. બંદર અને ગોદી ઉપરનું કામકાજ પણ બંધ હતું. સ્ટીમર ઉપરથી માલ ઉતારવાને મજુરો મળી શકયા નહોતા.

## ઠાકોરદ્વારનું રમખાણ.

(મંગળવાર તા૦ ૨૮-૭-૦૮).

આજે સવારમાં ઠાકોરદ્વારના દક્ષિણી બ્રાહ્મણોના સન્તાના લોકો એકઠા થઇ નોકરી ઉપર જનારાઓને અટકાવતા હતા અને ત્યાં થઇને જતા આવતા યુરોપિયનોની ગાડી ઉપર પથરા મારતા હતા, તેમજ ટ્રામ ઉપર પથરા ફેંકતા હતા. પોલિસને ખબર મળતાં પોલિસ અને લશ્કરી ટુકડીએ જઇ તેમને વિખેરી નાખ્યા હતા, પણ લશ્કરી ટુકડી પાછી ફરતાં તેઓ ફરી ભેગા થયા અને તીલક મહારાજની જયના પોકારો કરતા પથરા ફેંકવા લાગ્યા. ફરી પાછી પોલિસ ટુકડીએ આવી લોકોને વીખેરી નાખ્યા. અને એ ટુકડી આઓબાની વાડીમાં દાખલ થઇ બંધ ફરી. ઑનરરી મૅજીસ્ટ્રેટ મી૦ જેમ્સ મેકડોનલ્ડ આ વખતે પોલિસની સાથે આવ્યો હતો, તેણે લોકોને એ પ્રમાણે નહીં કરવા સમજાવ્યા હતા. પોલિસે એક મરાઠાને પકડ્યો, પણ તેની સ્ત્રીએ બહાર આવી સ્વભાષામાં મૅજીસ્ટ્રેટને જણાવ્યું કે તે મારો ધણી છે અને તેણે હુલ્લડમાં કશો ભાગ લીધો નથી. મી૦ મેકડોનલ્ડે તેને ચેતવણી આપી છોડી દીધો હતો. એક બાજુએ આ પ્રમાણે ચાલતું હતું તે વખતે લોકો જુદા જુદા ટોળામાં વહેંચાઇ જઇ જુદી જુદી જગાએ ટ્રામ ઉપર પથર મારતા હતા. ને તેથી ટ્રામના પડદા, કાચ, વગેરેને ઘણું નુકશાન કર્યું હતું. પહેલાં તો ટ્રામના આગલા ભાગ પર લશ્કરીઓને બંદુકો સાથે ઉભાં રાખ્યા હતા. દરેક યુરોપિયન સ્ત્રી પુરૂષને એ રસ્તે જતાં અટકાવી બીજે રસ્તે જવાની પોલીસ સુચના આપતી હતી. પાછળથી લશ્કરને બોલાવી લેતાં લોકોએ પાછું પથરા ફેંકવાનું ચાલુ કર્યું. આ પ્રમાણે ફેંકાતા પથરાઓથી ઘણા ઉતારૂઓને ઇજા થઇ હતી, પણ સર્વથી વધારે અવદશા ટ્રામના ડ્રાયવરોની હતી. સૌથી પહેલા અને સૌથી વધારે પથર તેમના ઉપર પડતા હતા. તે બિચારાઓ લોકોનાં ટોળાંને જોતાંજ બ્રેક ઉપર હાથ રાખી પડદામાં પોતાનું શરીર છુપાવી નીચું માથું ઘાલી બેસી જતા અને જોરથી ટ્રામ્વે દોડાવી દેતા; ને એ લત્તો પુરો થયા પછી ઉતારૂઓ તેને ખબર આપતા ત્યારે ઉભા થતા, તો પણ તે વખતે તેમને કોઇ ને કોઇ ઠેકાણે ઇજા થયેલી જણાતી. ટ્રામ્વેના કાચ પથરાથી ભાગીને ઉડતાં કેટલાક ઉતારૂઓને લાગતા ને તેમને પણ ભયંકર ઇજા થતી હતી.

આ પ્રમાણે જેમ પોલિસે લોકોને પકડવા માંડ્યા. એક દરજીની દુકાનમાંથી સાત જણને પકડતાં લોકો વધારે ઉશ્કેરાયા ને પોલિસ ઉપર જોરથી પથરનો મારો ચલાવ્યો. પોલિસે ગોળીઓ છોડી. સારે નસીબે ગોળીથી કોઇને ઇજા થઇ નહોતી.

લોકો વિખેરાયા પણ એ વીખેરાતાં ટોળાંએ આસપાસના લત્તાઓનાં ફાનસો ભાગી નાખ્યાં. અને કેટલાંક ઘરનાં બારી બારણાં પણ પથરથી ભાગી નાખ્યાં. એક લશ્કરી ઘોડેસ્વાર ત્યાં ફરતો હતો, તેનો ઘોડો જોરથી દોડતો હતો, લોકોએ તેનો પગ ઝાલી ખેંચી પાડ્યો ને મારવા માંડ્યો. તેણે કાલાવાલા કરવાથી લોકોએ જતો કર્યો.

પાછલા પહોરે કાંદાવાડીમાં તોફાન થયું ત્યાં પોલિસે જઇ ખાલી ગોળી બહાર કરી અને પાંચ માણસોને પકડીને લોકોને વિખેરી નાખ્યા હતા.

સવારમાં તારદેવ તરફ બે ચાર મીલો ચાલુ થઇ હતી, તે બંધ કરાવવા મજુરોએ તેમના ઉપર પથરા ફેંકયા તેથી તે મીલો બંધ થઇ હતી. પરેલ ઉપર પણ એ પ્રમાણે તોફાન થયું હતું.

આજે નામ. ગવર્નરે એક ઢંઢેરો બહાર પાડી લોકોને ગેરકાયદે વર્તન નહિ કરતાં અરજ કરી દાદ મેળવવા અને કામ ધંધે વળગી જવા સુચવ્યું હતું.

સોમવારે રાત્રે મુળજી જેઠા કાપડ માર્કીટના વહેપારીઓમાં એવી અફવા ફેલાઇ હતી કે માર્કીટને સળગાવી મુકવામાં આવનાર છે આથી ગભરાઇને વહેપારીઓ રાતની રાતમાં કેટલોક માલ, ચોપડા અને નાણાં કાઢી ગયા હતા.

આ પ્રમાણે છ દિવસ હડતાળ ચાલુ રહ્યા પછી તા૦ ૨૯ને બુધવારે બજારો ઉઘડયાં. મીલો

તો આજે પણ થોડીજ ચાલુ થઇ હતી અને જે ચાલુ થઇ હતી તે તરફ થોડાં ઘણાં તોફાનો પણ થયાં હતાં પણ ગુરૂવારે મજુરો રીતસર કામપર ગયા હતા અને ત્યારથી મીલો જીદી વગેરે ઠેકાણે સારી રીતે કામ ચાલુ થયું હતું.

## દેશાવરમાં હડતાળો.

(ગુજરાત, કાઠીયાવાડ.)

**સુરત**—ગુરૂવારે આખા શેહેરમાં હડતાળ પડી હતી. કેટલાક મુસલમાનો અને પારસીઓએ દુકાનો ઉઘાડી રાખી હતી, પણ વહેવાર તદન બંધ હતો. પોલિસે દુકાનો ઉઘડાવવા પ્રયત્ન કર્યાં છતાં હડતાળ ચાલુ રહી હતી. શુક્રવારે પણ કેટલાંક બજારો બંધ રહ્યાં હતાં. વિદ્યાર્થીઓ સ્કુલ છોડી ગયા હતા.

**અમદાવાદ**—બપોર પછી શિક્ષાની વાત લોકોના જાણવામાં આવતાં કાપડ બજાર, ઝવેરી બજાર અને બીજાં બધાં બજારો બંધ કરી દુકાનદારોએ સખ્ત હડતાળ પાડી હતી. પ્રજાબંધુમાં મી૦ તીલક વિરૂધ્ધ ટીકા કરેલી હોવાથી લોકોએ તેની ઑફીસ આગળ જઇ પ્રજાબંધુની નકલો બાળી મુકી હતી અને એ પેપરને બૉયકોટ કરવાના પોકારો કર્યાં હતા.

**વડોદરા**—દાંડીયા બજાર, રાવપુરા અને શહેરનાં બજારો બંધ રહ્યાં હતાં. વિદ્યાર્થીઓએ સ્કુલમાં નહિ જતાં હડતાળ પાડી હતી. ટ્રામ્વે બંધ નહિ રહ્યાથી લોકોએ તેના ઉપર પથરા ફેંકયા હતા.

**ભરૂચ**—જુના બજાર, લાલુભાઇના બજાર, લલ્લુભાઇ ચકલા, તથા બીજાં ઘણાંખરાં બજારોમાં હડતાળ પડી હતી. ધારીઓએ પણ હડતાળ પાડવાનો ઠરાવ કર્યો હતો. પોલિસનો પ્રયત્ન નિષ્ફળ નીવડયો હતો.

**પાટણ**—સખ્ત હડતાળ પડી હતી.

**નવસારી**—હડતાળ પડી હતી. હાઇસ્કુલ તથા એંગ્લો વર્નાક્યુલર સ્કુલના સ્કોલરોએ આશાપુરી માતાએ જઇ સ્વદેશી માટે પ્રતિજ્ઞા લીધી હતી.

**પેટલાદ**—વહેપારીઓએ હડતાળ પાડી હતી અને વિદ્યાર્થીઓ નિશાળોમાં હાજર થયા નહોતા.

**ભાવનગર**—શુક્રવારના મેલમાં આવેલાં પેપરોથી મી. તીલકને શિક્ષા થયેલી જાણી વેહેપારીઓએ ભેગા મળી હડતાળ પાડવાનો ઠરાવ કર્યો હતો, તે પ્રમાણે બીજે દિવસે આખા શેહેરમાં હડતાળ પડી હતી. ભાવનગર પરાનું રેલ્વે વર્કશોપ પણ હડતાળને લીધે બંધ રહ્યું હતું અને લોકો ભેગા થઇ "વંદેમાતરમ" તથા "તીલક મહારાજકી જય" ના પોકારો કરતા હતા.

**વલસાડ**—હીંદુ મુસલમાન બધાએ દુકાનો બંધ કરી હતી, તેથી શેહેરમાં શુનકાર જેવું જણાતું હતું.

**ખેડા**—મી. તીલકને સજા થયાની ખબર મળતાંજ કાપડીયા, નેસ્તી, ગાંધી, કાછીયા, તંબોળી, બધાએ દુકાનો બંધ કરી હડતાળ પાડી હતી.

**નડીયાદ**—આખા શહેરમાં હડતાળ પડી હતી. પોલિસે પ્રયત્ન કર્યા છતાં મુસલમાનો સિવાય બીજા કોઇએ દુકાનો ઉઘાડી નહોતી. આખા શેહેરમાં ગમગીની ફેલાઇ હતી.

**ઓરપાડ**—લોકોએ હડતાળ પાડી હતી અને સાર્વજનિક વાંચનશાળા ઉપર કાળા વાવટા લગાડવામાં આવ્યા હતા.

**મેહેમદાવાદ**—દીલગીરી બતાવવા લોકોએ હડતાળ પાડી હતી.

**આણંદ**—બજારો બંધ રહ્યાં હતાં અને શાળાઓમાં છોકરાઓએ હાજરી આપી નહોતી.

**દાહોદ**—તમામ બજારો બંધ રહ્યાં હતાં, ફક્ત વહોરાઓએ દુકાનો ઉઘાડી રાખી હતી.

**જંબુસર**—હીંદુ મુસલમાન સર્વેએ શુક્ર શનિવારે હડતાળ પાડી હતી.

**કપડવણજ**—હિંદુ મુસલમાન સર્વ વહેપારીઓએ હડતાળ પાડી હતી. કાળા વાવટા ચઢાવ્યા હતા. "સ્વદેશ કાજ જાત કાં ન હોમીએ?" એ વાકયના કાગળો ઠેકાણે ઠેકાણે ચોઢાયા હતા. છોકરાઓ સરઘસ કાઢી "તિલક મહારાજકી જય" પોકારતા બજારમાં ફર્યા હતા. હિંદુ વેહેપારીઓએ બીજે દિવસે પણ હડતાળ ચાલુ રાખી હતી.

**ઠાસરા**—સખ્ત હડતાળ પડી હતી.

**ડાકોર**—દેશભકત તિલકને થયેલી સજા માટે દીલગીરી બતાવવા વેહેપારીઓએ હડતાળ પાડી હતી અને રણછોડજીને કાળા વાઘા પહેરાવવામાં આવ્યા હતા.

**કડી**—વેહેપારીઓએ દુકાનો બંધ કરી દીલગીરી બતાવવા સભા ભરી હતી.

**આતરસુંબા**—શ્રીયુત તિલકને સજા થયાની ખબર મળતાં સોમ મંગળવારે હડતાળ પડી હતી.

**હાંસોટ**—હડતાળ પડી હતી.

**ધોલેરા**—પેપરોથી ખબર મળતાં દાણા બજાર, મણીઆર બજાર, શરાફ બજાર, કાપડ મારકીટ, નાળીએરની વખારો, લાકડાંની વખારો, મહાજનનો કાંટો, અને શાક તથા બીડીઓવાળાઓએ પણ દુકાનો બંધ કરી આખા શેહેરમાં સખ્ત હડતાળ પાડી હતી.

**શિહોર**—સખ્ત હડતાળ પડી હતી.

**વઢવાણ શેહેર**—દાજી રાજ હાઇસ્કુલના ઘણા ખરા વિદ્યાર્થીઓ સ્કુલમાં ગયા નહોતા. શેહેરમાં લોકોએ કાળા વાવટા ચડાવ્યા હતા જે પોલિસે ઉતારી નાખ્યા હતા.

**કુંડલા**—હિંદુ મુસલમાન સર્વેએ સખ્ત હડતાળ પાડી હતી.

**પાલીતાણા**—અંગ્રેજી સ્કુલના વિદ્યાર્થીઓએ સ્કુલમાં ન જતાં હડતાળ પાડી હતી.

**અમરેલી**—હડતાળ પડી હતી વિદ્યાર્થીઓ સ્કુલમાં ગયા નહોતા અને તેમણે એક મીટીંગ ભરી ભાષણો કર્યાં હતાં

આ સિવાય ગજુલા, મહુવા, માંડળ, કડલાબ વગેરે ઘણાં ખરાં મોટાં ગામોમાં હડતાળ પડી હતી.

## મહારાષ્ટ્ર ઉત્તર હિંદુસ્તાન વગેરે.

**પુના**—બુધવારે રાતના ખબર મળતાં ગુરૂવારે આખા શહેરમાં હડતાળ પડી હતી. વિદ્યાર્થીઓએ સ્કુલોમાં હાજરી આપી નહોતી.

**નાગપુર**—આખા શહેરમાં ભારે દીલગીરી ફેલાઇ હતી, અને હડતાળ માંડી લોકોનાં ટોળાં પોકારો કરતાં હતાં. હીસલોપ કોલેજના એક અંગ્રેજ પ્રોફેસરને લોકોએ સખ્ત માર માર્યો અને બીજા કેટલાક અંગ્રેજોને પણ પથરા વાગ્યા. લોકોએ એમ્પ્રેસ મીલ ઉપર પથરા ફેંક્યા તે બંધ કરાવી. એમ્પ્રેસ મીલ આગળ હુલ્લડ થયું, પોલીસે એક ગોળી છોડી પણ કોઇને વાગી નહિ. ચાર માણસોને પોલીસે પકડયા. દીલગીરી દર્શાવવા એક મોટી સભા મળવાની હતી, પણ પોલીસે તે મળવા દીધી નહિ.

**અહમદનગર**—કાપડબજાર અને દાણાબજારમાં હડતાળ પડી. સીટી સ્કુલ અને હાઇસ્કુલમાં વિદ્યાર્થીઓ હાજર થયા નહિ. આ સિવાય નાસક, ઇંદોર, અમલનેર, ભુસાવળ, તાસગાવ, વાઇ, ઇસલામપુર, રત્નાગીરી, પંઢરપુર, સોલાપુર, પેણ, કોલાપુર, એનાપુર, અકલુજ, નિપાણી, અકોલા, સિન્નર, બલ્લારી, અંબાજોગાઇ, કારંજા, પાચોરા, યેવલે, એંસુર્વે, માહાડ, ધામણી, કલવણ, દહીવડી, વસાઇ, દાપોલી, નરસોબાચીવાડી, કુંડાળા, ધોડે, મુરૂડ, કુર્વે, ભગુર, ભીવડી, કેસવેમાહીમ, શિંગાર, રબકવી અને તેરદળ, બીજાપુર, ઉમરાવતી, અલીબાગ, ધારવાડ, બેળગાંવ, કરાંચી, દીનાજપુર, મેમનસીંગ, કલકત્તા, રંગુન, દર્બાન, લાહોર, સીયાલકોટ, કિશોરગંજ વગેરે અનેક શેહેરો અને મોટાં ગામોમાં હડતાલ પડી, વિદ્યાર્થીઓ સ્કુલમાં ગયા નહિ અને જાહેર સભાઓ ભરી નિષેધ અને દીલગીરી પ્રદર્શિત કરી હતી.

જેમ સામાન્ય લોક સમુહે શ્રીયુત તિલકને થએલી સજા માટે દીલગીરી બતાવી હતી તેમ આ દેશનાં વર્તમાનપત્રો—વંદેમાતરમ, બંગાળી, અમૃતબજાર પત્રિકા, પંજાબી, ઇંડિયન સોસ્યલ રિફોર્મર, ટેલીગ્રાફ, ગુજરાતી, મદ્રાસ સ્ટેંડર્ડ, એડવોકેટ (લખનૌ) રાષ્ટ્રમત, હિંદુ, ઇંદુપ્રકાશ, સુધારક, જ્ઞાનપ્રકાશ, નેટિવ ઓપિનીયન, મુંબઇ વૈભવ, કાળ, બડોદા વત્સલ, સયાજી વિજય, ગુજરાતી પંચ, વરાડ સમાચાર, ધારવાડ વૃત્ત, શ્રીસાહુ, વિદ્યા વિલાસ, પ્રતોદ, ચિકિત્સક, દેશ સેવક, મુમુક્ષુ, પ્રકાશ, સુબોધ પત્રિકા, વગેરે દરેક પ્રજા પક્ષનાં વર્તમાનપત્રોએ આ ચુકાદા વિરૂધ્ધ સખ્ત ટીકા કરી હતી.

તમો ધાતુપાતના અશક્તપણુ દરદથી પીડાતા હો, મગજની જો— નબળાઈ માટે ફરિયાદ કરતા હો, ચાલતાં ચાલતાં હાંફી જતા હો, દરદોનાં દબાણને લીધે નાહિંમત બની ગયા હો અને રાંકપણામાંથી તથા નબળાપણામાંથી છુટી હિંમતવાન, નીરોગ અને બળવાન બનવા માગતા હો તો—

# આતંકનિગ્રહ ગોળીઓ

ઉપયોગમાં લેવાનું શરૂ કરો. કારણ કે એ ગોળીઓ સ્વપ્નમાં કે પેસાબમાં થતા ધાતુ પાતને એકદમ અટકાવે છે. મગજની નબળાઇ મટાડી સ્મરણ શક્તિને વધારે છે, ધાતુ પાત વગેરે કારણોથી લાગુ પડેલી નબળાઇને લીધે ઘડી ઘડી આવી પડતાં દરદોનાં દબાણને દૂર કરી શરીર તથા મનને પણ મજબૂત કરે છે અને કેડ, હાથપગ, માથું તથા છાતીના દુખાવાને નાબુદ કરે છે. પુરૂષોને વીર્યના બગાડને લીધે તથા સ્ત્રીઓને રજના બગાડને લીધે જે વાંઝીયાંપણું લાગુ પડે છે તેને એ ગોળીઓ દુર કરે છે. કેમકે વીર્ય તથા રજને સુધારવામાં તથા વધારવામાં એ ગોળીઓની કીર્ત્તિ જગજાહેર છે. સારી રીતે સારા સાર સમજી શકનારાં ઘણાં કુશળ માણસો તેમજ ઘણા વૈદ્યો અને ડાક્ટરો તરફથી આવા ઉમદા ગુણોને લીધે એ ગોળીઓ માટે ઉંચા અભિપ્રાયો જાહેર થયા છે.

કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ૦ ૧ એક

વૈદ્યશાસ્ત્રી—મણિશંકર ગો. વેંદજી

માલેક—આતંકનિગ્રહ ઔષધાલય.

જામનગર—કાઠિયાવાડ.

[illegible]

## ઉપયોગી પુસ્તકો.

# કામરૂદેશની અદ્‌ભુત વિદ્યા.

મંત્રતંત્ર વિદ્યાના અદ્‌ભૂત ચમત્કારો માટે કામરૂદેશ અને કામાક્ષીનું નામ જગજાહેર છે તે આ ગ્રંથનું મૂળ સંસ્કૃત સહીત ગુજરાતી ભાષાંતર અમારી તરફથી પ્રગટ કરવામાં આવ્યું છે. જેમાં મારણ, મોહન, ઉચ્ચાટન, આકર્ષણ, વશીકરણ, સ્તંભન, શાંતિકરણ, ભૈરવાદિ સાધન, સંજીવનની વિદ્યા, કીમીયો, કાળજ્ઞાન, વૃષ્ટિજ્ઞાન, દિવ્ય ઔષધિસાધન, અનેક યંત્રસાધન, વંધ્યત્વનિવારણ, વગેરે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થને પ્રાપ્ત કરાવનારી અતી અદ્‌ભુત દૈવી વીદ્યાઓનો પ્રત્યક્ષ અનુભવ લેવા ભલામણ કરવામાં આવે છે. કિંમત રૂ. ૧ ) પૈ. ૦–૨–૦

**નપુંષકાનંદમંદાર અથવા કામકુતૂહલ ( ભાગ ૧ લો. )** આ પુસ્તક પ્રાચીન ગ્રંથોનું મંથન કરી સંગ્રહ કર્યો છે. તેમાં જન્મથી તેમ કેટલાક રોગોથી હીનવીર્ય ( નપુંષક ) પણું પ્રાપ્ત થાય છે તેવા રોગનું સંપૂર્ણ નિદાન તેમ તે ઉપર ઘણી સહેલાઇથી બની શકે તેવાં ચૂર્ણ, ગુટીકા, અવલેહ, ઘૃતો પૌષ્ટીક પ્રયોગો વીગેરેનો સંગ્રહ કર્યો છે. તેથી કમ કૌવત, ધાતુક્ષીણ, સ્વપ્નાવસ્થા, પ્રમેહપ્રદર વીગેરે સ્ત્રી પુરૂષોના વીકટ (ગુપ્ત) રોગો માટે બહુજ ઉપયોગી છે તેથી આ પુસ્તક પ્રત્યેક ગૃહસ્થોને સંગ્રહ કરવા યોગ્ય છે, તે મૂળ સહિત ગુજરાતી ભાષાન્તર સારા અક્ષરને સારા કાગળ ઉપર છાપી પ્રસિદ્ધ કરેલ છે. મૂલ્ય રૂ. ૦–૮–૦ પોષ્ટેજ. ૦–૧–૦

**નપુંષકાનંદમંદાર અથવા કામકુતૂહલ—( ભાગ ૨ જો. )** નપુંષકતા અને કમતાકાતને દૂર કરવાના અકશીર ઇલાજરૂપ પૌષ્ટિક પાકનું બયાન આ બીજા ભાગમાં લખવામાં આવેલું છે. તેમજ મદનાંકુશની ( ઇંદ્રીની ) શિથિલતા હસ્તકર્મના દોષ નાશ કરવાના તથા મદનાંકુશની વૃદ્ધિ–સ્થુલતા કરવાના અને પ્રદરનાશક, વિર્યસ્તંભનાદિના અનેક અનુભવિ પ્રયોગો સેહેજમાં બની શકે તેવા તે સાથે સુનાની દવાઓ પણ દાખલ કરવામાં આવેલ છે. મૂલ્ય રૂ. ૦–૮–૦ પોષ્ટેજ ૦–૧–૦

**પ્રથમ આવૃત્તિની કિંમત રૂ. ૬ ) હતી તે ઘટાડી માત્ર કિંમત રૂ. ૨–૮–૦ પૈ. ૦–૬–૦**

| સંપુર્ણ ૮૪ લેહરો, ૨૦૪ ચિત્ર કાવ્ય સહિત. | **પ્રવીણ સાગર.** | પૃષ્ઠ ૮૭૬ સોનેરી ગીલ્ટનાં પુઠાં સહિત. |
|---|---|---|

## ગુજરાતી ટીકા સહિત.

આ પ્રસિદ્ધ ગ્રંથ સ્વસ્થાન રાજકોટના કૈલાસવાસી મહારાજાધિરાજ શ્રી મહેરામણજીએ પોતાના નિપુણ સહાધ્યયિકોની સમ્મતિથી સંવત ૧૮૩૮ માં રચેલો છે. ગ્રંથ એટલી બધી ચતુરાઇથી ભરપુર છે કે તેણે ભાષાના નામાંકિત અને ચતુર કવિશ્વરોનાં મન હરિ લીધાં છે, **આખો ગ્રંથ પ્રેમ મહીમાથીજ વર્ણવેલો છે, સાથે નાયક નાયકાના ભેદ, ગણીત, નાડી પરિક્ષા, અશ્વ પરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડીતાઈ, રાજનીતી, અનેક વિદ્યા, રાગ તેની ઉત્પત્તિ, વિરહવિલાપ ઈ. વિરભકતી સાથે** અષ્ટાંગયોગ વગેરે અનેક રસાલંકારથી વર્ણવ્યું છે. અને કલ્પ વૃક્ષની પેઠે આ પુસ્તકમાંથી ભોગી પુરૂષો ભોગ વિલાસ, યોગી જનો યોગવિદ્યા, તેમજ પ્રેમીજનો પ્રેમલીલાને પામી સંતુષ્ટ થશે. કવિયો રસ અલંકાર અને છંદોને પામશે: ચતુર પુરૂષો ચતુરાઇને પામી રાજી થશે એવો આ મનોહર **પ્રવીણસાગર** ગ્રંથ છે.

મળવાનું ઠેકાણું—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.